resentments but those as may coincide with simple virtues based upon Godly principles and if these Gathas are thoroughly regularly without any day's absence recited and digested they will create natural inspiration in such reciter as to make him always easy, happy and never-failing in his enterprise. It is absolutely mistakable to believe that by reciting prayers without understanding or otherwise our past sins can be forgiven. God is not strict to human beings because it is always said and it is the common belief inherited from the time of Adam and Eve that man has to give account in details of his deeds and after his demise he never escapes the censure of justice at His Omnipotent hands and it is from this belief the golden words run as "as you sow, so shall you reap." It is that the Median Magis did not possess any spiritual knowledge whatsoever but were highly materialistic or that the tyranny of the Zoroastrian priests was so great at the time that the Sassanian Power crumbled away before the first touch of Islam or that the Gathas do not give any connected teaching. The exposed geographical position of Iran has too frequently exposed it to the tyranny and ruination of the foreign enemy which has caused the Magian intellect often to stagger and at times to become paralysed. Hence the lower quality of the later Avesta. If the age of Yesht can be definitely ascertained it will be found that they have been composed after or during the period, of commotion. These political accidents are responsible for the falling off in quality of later Avesta rather than any want of spiritual knowledge or materialism or some other sinister object on the part of the Median Magis.

All that is recited in Shah Nameh is to their credit and if they had been tyrannical or wanting in spiritual knowledge or materialistic they would not have escaped notice in Shah Nameh since even the emperors and nobles are censured with a remarkable impartiality for their misdeeds in it.

The Persian Rîvayat (by Darab Hormazdiyar) declares that the place of abode our Holy Zoroaster was in the city of Rae and he is said to have been born in Balkh. The well known book of Farugh-i-Mazdayasni (by Arbab Kaikhusru Shahrukh of Tehran) also states that our Holy Zoroaster was born in Balkh and his place of abode was Rae which is termed in Pehelavi character as "Raga" which is mentioned in the Vendidad (1.16) as one of the prominent sixteen places adapted by Ahura Mazda. The Iran Prophet Zoroaster was recognised by Magis as their messenger to GOD and that our Zoroaster (their recognised Prophet) introduced Fire and other Nature's creations through which heavenly Gifts to worship our Almighty GOD. The Iran Prophet showed the Magis Fire, Sun, and other heavenly Gifts and to worship (through) them as a righteous precept to believe in GOD.

At page 81 "મન મંદીર ચાહે કે મદીરા" (whether wish for wine or for prayers in Worshipping place):— It means anything but a paltry connoisseurship or general susceptibility to truth and nobleness, a sense to discern and a heart to love and reverence all order, goodness, wheresoever or in whatsoever forms and accompaniments they are to be seen. This surely implies as its chief condition, not any given external rank or situation but

a finely gifted mind purified into harmony with itself, into keeness and justness of vision; above all kindled into love and generous admiration. Tastes are reckoned only among the smaller and secondary morals yet are of no mean importance in the regulation of life. A moral taste is not of force to turn vice into virtue; but it recommends virtue, with something like the blandishments of pleasure. It is an attainment after a poet has been disciplined by experience and has added to genius that talent by which he knows what part of his genius he can make acceptable and intelligible to the portion of mankind for which he writes.

At page 116 the author is content to describe 'Hope' in a poem which seems to have been composed by him and, if I am right in thinking so, I estimate him as a genius to compose such poem. Hope is a flatterer but the most upright of all parasites; for she frequents the poor man's hut as well as the palace of his superior. Hope is a vigorous principle; it is furnished with light and heat to advise and execute; it sets the head and heart to work and animates the man to do his utmost; and thus by perpetually pushing an assurance, it puts a difficulty out of countenance and makes a seeming impossibility give way.

Human life hath not a surer friend nor many times a greater enemy than Hope. It is the miserable man's God which in the hardest grip of calamity never fails to yield him beams of comfort. It is the presumptuous man's devil which leads him a while in a smooth way and then makes him break his neck on the sudden.

Hope is to man a bladder, to a learning swimmer it keeps him from sinking in the bosom of the waives and by that help he may attain the exercise but yet it many times makes him venture beyond his height and then if that breaks or a storm rises he drowns without recovery. How many have died by hoping too much? This wonder we may find in Hope that she is with a flatterer and a true friend.

There are various other subjects whereon as more than enough has been described in this book. I think I should stay my hands from further comments thereon but conclude this my humble foreword by submitting that the substantial volume of nearly three hundred pages published by our said well known religious and moral preceptor "Hermis" devoted to the "Service of the GREAT GOD" is to be discriminated from books of a religious or quasi-religious nature published in heaps and thoughtlessly patronised by the orthodox in the Parsi Community; while it appraises with adequate insistence the saintly and philosophic character, conduct and teachings of the great Prophet of Iran it avoids carefully any remarks calculated by implied comparison to diminish the acknowledged glory of the founders and leaders of other religions. The Author's endeavour merits conscientious recognition in that he has eschewed the cheap and easy path of extolling into senseless exaggeration the virtues of outstanding personalities professing Zoroastrian religion. He has on the other hand with every commendable discrimination alluded to the shady side of the Iranian character depicted for example at page 258.

of his book in the episode of 'Siavuxsh' wherein are portrayed the deplorable national vices of at least a section among the Persians, especially jealousy and an inextinguishable instinct for revenge which ultimately betrayed the ancient land to ruin and made it a prey to the otherwise contemptible assaults of Foreigners. Lessons from history to be real must be as in this book derivable not only from events shedding lustre on our ancestors' renowned careers but also from the less amiable qualities of at least a part of the Persian commoners and commanders who constituted the core and captainship of the ancient State.

---

## (મ્હારા બે બોલ.)

પોતાનાં મરહુમ વ્હાલાં માતાજીની પવિત્ર યાદને જાળવી રાખવાને કાજે માનવંત ભાઇજી મંચેરશાહ માણેકજી ભરૂચાની અરજ ઉપરથી મી૦ હોરમસજી સોરાબજી મીસ્ત્રી, ઉર્ફે "હરમીસે," લખેલાં "હરમીસની હરિયાળી હારમાળા" નામનાં આ પુસ્તક વિષે થોડાક વિચારો દર્શાવતાં આ કમતરીન સેવકને ભારે ખુશહાલી અને મોજ પેદા થાય છે.

આ પુસ્તક કેવા સંજોગોમાં અને શા સબબસર લખાવા પામ્યું તે બાબે પુસ્તકની શરૂઆતમાંજ તેનાં લેખકે તેમજ માનવંત ભાઇજી મંચેરશાહ માણેકજી ભરૂચાએ સ્પષ્ટપણે ખુલાસો કરેલો હોવાથી, સેવક માટે કશું પણ દર્શાવવાની જરૂર રહેતી નથી.

### મી૦ હરમીસ અને તેમનું કર્તવ્ય.

આ પુસ્તમાં વર્ણવવામાં આવેલા ભિન્ન ભિન્ન વિષયો તેમજ કવિતાઓ અને સંગિતનાં દ્રષ્ટિબીંદુથી લખવામાં આવેલાં મનમોહક ગાયનો અને તેમાં દર્શાવવામાં આવેલા સુંદર, પવિત્ર અને ધાર્મિક વિચારો બાબે મુજની અદના કલમ દવારા સેવકનાં વિચારો જણાઉં તે પહેલાં તેના કર્તા મી૦ હરમીસ બાબે થોડાક શબ્દો લખીશ.

મી૦ હરમીસને કોણ ઓળખે છે? એવો જો પ્રશ્ન પુછવામાં આવે તો, જવાબ મળશે કે તેમને ખાસ કરીને મુંબઇનાં અને સામાન્યપણે દેશાવરનાં સઘળા પારસીઓ ઓળખે છે. અને તેઓને કોણ નથી ઓળખતું? એવો જો પ્રશ્ન પુછવામાં આવે તો ઘણાંજ થોડાં પારસી નર નારીઓ જણાઇ આવશે કે જેમણે મી૦ હરમીસનું નામ વટીક નહિ સાંભળ્યું હોય; એટલા બધા મી૦ હરમીસ ખસુસ કરીને પારસી કોમમાં એક અચ્છા સંગીતના પુજારી તરીકે અને સંગીત, કવિતા તેમજ બોધ દાયક વાર્તાઓનાં સંગ્રહ વિગેરેને લગતાં નાના મોટાં મળીને આશરે ૩૩ જેટલાં પુસ્તકોના કર્તા અને લેખક તરીકે તથા એક અચ્છા ચિત્રકાર આરટીસ્ટ તરીકે જાણીતા છે. સને ૧૯૧૪ નાં સાલથી મુંબઇ નગરીમાં કદમ મુકયું ને વખતથી અનેક પ્રસંગે મી૦ હરમીસનું મીઠું નામ આ

સેવકે સાંભળ્યું હતું અને છેલ્લાં ત્રણેક વર્ષ થયાં એઓ જોડે આ સેવકને અંગત પરિચય પડયાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું છે. બાળપણથીજ પોતાના ગરીબ, રાંક અને હેતવંતા માતાજી નવાજબાઇની રેહબરી હેઠળથી કુદરતે એમને વિખુટા પાડી નાખેલા હોવાને કારણે એમની મુશ્કેલીઓમાં વધારો થવા લાગ્યો અને એક નિરાધાર અનાજના દાણાની પેઠે આકાશ અને ધરતીરૂપી ઘંટીનાં બે પડોની વચ્ચે કચડાવા જેવો કડવો અનુભવ મળવાની એ ભાઇના બાળમાં શરૂઆત થઇ. પણ રાત પછી દિવસ અને દિવસ પછી રાત થાય છે તે નિયમ પ્રમાણે સુખદુઃખની ભરતી ઓટ એમનાં બાળમાં પણ થઇ ગઇ. આ પ્રમાણે મી૦ હરમીલ સંગીતના એક અચ્છા અભ્યાસી તરીકે કોમમાં પંકાવા લાગ્યા અને સાથે સાથે એક કુશળ ચિત્રકાર આરટિસ્ટ તરીકેનો પોતાનો હુન્નર ખીલવીને પ્રમાણીકપણે પોતાનું જીવનનું ગાડું તેમણે ગબડાવવા માંડયું.

ઉપરોક્ત રિતે તેમનું જીવન વ્યતિત થતું હતું તેવામાં અજબ અને ફાંટાબાજ કુદરત માતાએ, તેમની એક પુરી અને અતિ ઘણા વ્હાલ તથા મહોબતથી ઉછેરીને મોટી કરેલી ઘરનાં પવિત્ર ચેરાગ સમી ભરજવાન વયની બેટી ખુરશેદને ખુંચવી લઇને તેમનાં જીગરમાં કદી પણ ન રૂઝાય એવો એક ઉંડો જખમ કીધો.

## ખોરશેદ મંડળની હસ્તી.

ઉપલા અણધાર્યા અને પોતાની વ્હાલી બેટીનાં મરણનાં બનાવે તેમનાં હૃદયમાં ભારે શોકની લાગણી પેદા કીધી અને તે શોકને પરિણામે તેમનાંમાં આ નાશવંત જગત પ્રત્યે મુગો તીરસ્કાર કહો, કે અભાવ કહો કે વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેમનાં વિશાળ સીનાએ અને દુઃખ સહન કરવાની અદ્દભુત શક્તિએ જગતને કડવું ઝેર જેવું ગણવા માંડયું. શારિરીક દુઃખનો તો ખરોખોટો બી ઇલાજ થાય, પણ પોતાનાં અંતરનાં તેજ સમી અને આંખોનાં નુર જેવી અનેક મુશ્કેલી અને લાડના મિશ્ર ભાવથી ઉછેરીને મોટી કરેલી બેટીનાં મરણથી ઉત્પન્ન થયલી વિરહ—વેદના, એ ભાઇને દિનપર

દિન વધુ અને વધુ બાળવાજ લાગી. તાબેદાર તથા સદ્‌ગુણી ફરજંદ અને પતિ પરાયણ તેમજ સદાચારિ અને સર્વ ગુણ સંપન્ન પત્નિ યા તો પતિ આ જગતમાં કેટલી બધી અમુલ્ય ચીજો છે એની કીંમત તો જેઓ આવા જીવોનાં સંબંધમાં આવે યા તો, જેમને ત્યાં તેવા જીવો જન્મ પામે અને ખરતા તારાની પેઠે નવ જવાન વયે લાગતાં વળગતાંઓનાં જીગરમાં મોહોબત અને વિરહની આગ સળગાવીને સદાને માટે ચાલ્યા જાય, તેઓજ કરી શકે. મી૦ હરમીસની વ્હાલી બેટી "ખોરશેદ" પણ આવોજ એક પવિત્ર અને આગળ વધેલો નિર્દોષ જીવ હતો; જેણે પોતાના અકાળ મરણથી આ પુસ્તકનાં લેખકને આ નગુણી દુન્યા તદનજ તુચ્છ છે એવું સચોટ અને કદિ પણ નહિ વિસરાય એવું ભાન કરાવ્યું.

ઉપલી વિરહ–વેદનાની આગ કાયમની બુઝાવી તો કઠણજ છે એવું મનમાં સમજીને અને પોતાનાં અંતરનાં અગ્નીને માત્ર કામ ચલાઉ ઠંડો રાખવાના હેતુથી મી૦ હરમીસે પોતાની અશો અને વ્હાલી બેટી મરહુમ ખોરશેદની યાદ જાળવી રાખવાને અને તે દવારા બને તેટલી કોમની સેવાઓ બજાવવાને ખાતર "ખોરશેદ મંડળ" નામનાં એક મંડળની સ્થાપનાં કીધી કે જે મંડળ આજે વર્ષો થયાં બીજાં મંડળો ભેગું પોતાની યથા શકિત કોમની સેવા બજાવતું રહયું છે. ઉપર જણાવ્યું તેમ ઉપરોકત મંડળ મારફતે કોમને હિતનાં કાર્યો કરવામાંજ તેનાં પિતા અને સંચાલક મી૦ હરમીસ પોતાનાં જીવનનો એક મોટામાં મોટો આનંદ માણી રહયો છે. તેમણે અત્યાર સુધીમાં કયાં કયાં પુસ્તકો કોમ સનમુખ મુકયાં છે તેમજ તેઓ કેવા પ્રકારની સેવાઓ બજાવી રહયા છે, ભુતકાળમાં બજાવી છે અને હવે પછી પણ બજાવશે, તે બાબે તેમણે પોતાનાં આ પુસ્તકનાં દીબાચામાં પુરતો ઉલ્લેખ કીધો છે એટલે તે બાબે સેવકને કશું પણ લખવા જેવું રહેતું નથી.

## મી૦ હરમીસ જાતે પોતે.

મનુષ્ય માત્ર કાંઇને કાંઇ ખાંપણોથી ભરેલો હોય છેજ અને હોવો પણ જોઇએ, પણ સામા આદમીના દોષો પ્રત્યે નેગાહ નહિ કરતાં

તેનામાં જે પણુ કાંઇ સારૂં હોય તેજ ગ્રહણુ કરીને તેનોજ વિચાર કરનાર આદમી એક ખરેખરો ઇનસાન ગણાવાને લાયક છે. મી૦ હરમીસ પોતે પણુ તેજ ભલી મનોવૃત્તિ ધરાવનારા એક ભલા જરથોસ્તી છે એમ તેમણે પોતાનાં આચરણથી દેખાડી આપ્યું છે. પોતાની નિંદા કરનાર તથા પોતા પર ગમે તેવા આક્ષેપો મુકનાર વિઘ્નસંતોષિઓ સાથે તેઓ પ્રેમ ભાવે વર્ત્યા છે. એક ખરો જરથોસ્તી કેવો હોઇ શકે તેનું, તેમણે તેઓને આબાદ ભાન કરાવ્યું છે. સેવકની અદના બુદ્ધિ જો ભુલાવો નહિ ખાતી હોય તો મી૦ હરમીસ સાથનાં પરિચયથી સેવક ઉપર જે છાપ પડયેલ છે તે એજ છે કે, મી૦ હરમીસ એક ખુલ્લાં દિલનાં, ભલા, નિષ્કપટી અને પોતાના હેતનાં કટકા પ્રત્યે પણુ મિત્રભાવે જોનાર સાચા જરથોસ્તી છે.

"હરમીસની હરિયાળી હારમાળા."

હવે મી૦ હરમીસનાં આ પુસ્તક બાબે થોડાક શબ્દો લખીને સેવકનો નાચીઝ અને અદનાં લેખ ખતમ કરીશ.

આ આખું પુસ્તક ધર્મપરાયણ વિચારો તેમજ નેકી, નીતિ, બંદગી, સદાચાર અશોઇ, પ્રમાણીકપણુ, પતિ–ભક્તિ, પત્નિ–ભકિત દિવ્ય પ્રેમ તેમજ જનસેવા વિગેરેનાં ઉમદા ખ્યાલાતોથી છલોછલ ઉભરાય છે એમ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. આ પુસ્તકના ૧૦ માં પાના પર "અશો ઝરથુસ્ત્ર" વિષે કાવ્યમાં પ્રેમ ભર્યા વિચારો દર્શાવીને તેમજ ૨૭ માં પાના પર "સત્યની હેમાવત" કરનારૂં કાવ્ય લખીને, તેમજ ૫૨ માં પાના પર "નિર્ધનતા" વિષે હૃદયભેદક વિચારો દર્શાવીને, તેમજ ૮૩ માં પાના પર "આત્માની ઉન્નતિ"ને વિષેનો લેખ લખીને, તેમજ ૧૦૧ માં પાના પર "મનુષ્ય ભાન" વિષે પોતાનાં વિચારો જણાવીને તેમજ ૧૨૫ માં પાના પર "માતા" વિષે કાવ્ય અને લેખ લખીને, તેમજ ૧૫૩ માં પાના પર "લગ્ન" કેવી ઉમદા વસ્તુ છે તે બાબે વિવેચન કરીને, તેમજ ૨૪૫ માં પાના પર "ધર્મ સ્થાન શું ચીજ" છે તે બાબે પોતાનાં વિચારો દર્શાવીને, તેમજ ૨૫૮ માં પાના પર જગત વિખ્યાત શાહ નામાનેક

"નિર્દોષ સ્યાત્રક્ષ"ને લગતો ઘણોજ ચાનકરૂપી કીસ્સો બયત યાને ગદ્યમાં રજુ કરીને, તેમજ ૨૬૭ માં પાનાપર "જમાનાની ત્રણ મહાશક્તિઓ લક્ષ્મિ, પાર્વતી અને સરસ્વતી"ને લગતો પ્રેરણાત્મક વિષય લખીને તેમજ પુસ્તકને અંતે જુદા જુદા વિષયો પર જુદી જુદી રાગ રાગણીઓવાળાં ૪૨ જેટલાં ગિતો આપીને સામાન્ય વાંચકોને તેમજ સંગિતનાં શોખીનોને માટે આ પુસ્તકનાં લેખકે (મી૦ હરમીસે) ઉમદા ખોરાક પુરો પાડયો છે એમ જણાવતાં આ સેવકને ખુશહાલી ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે વક્ષુરે વક્ષુશન અહુરાના અશો સ્પીતમાન ઝરથુસ્ત્રના પવિત્ર અને અદ્દભુત મીનોઇ ગાયનો (ગાથાઓ)માંથી નાના નાનાં ટુકરાઓનાં તરજુમાઓ આપીને તથા તે ઉપર કાવ્ય અને ગદ્ય (Prose)માં પોતાના વિચારો દર્શાવીને પુસ્તકનાં લેખકે ગાથાનું રહસ્ય સમજાવવાની વખાણવા જોગ કોશેશ કરી છે. તે ઉપરાંત પોતાનાં વિચારોનાં સમર્થનમાં લેખકે સંખ્યાબંધ અંગ્રેજી કવિઓ અને ગ્રંથ કર્તાઓનાં પુસ્તકોમાંથી પ્રમાણો ટાંકીને પોતાનાં ભિન્ન ભિન્ન વિષયોને વધુ જોરદાર બનાવ્યા છે. તેમજ ગુરૂ અને શિષ્ય વચ્ચેનો સંવાદ કે જે થોડાં થોડાં પાનાઓને અંતરે નજરે પડે છે; અને જે આખા પુસ્તકમાં ચાલુ રાખવામાં આવ્યો છે તેમાં સુધ્ધાં વાંચકને આત્મિક ઉંન્નતિને માર્ગે દોરવી જનારા સંખ્યાબંધ વિચારોનો સમાવેશ કરવાની આ પુસ્તકનાં લેખકે અચ્છી પયરવી કરી છે. એકંદરે આખું પુસ્તક વાંચીને પછીજ હાથમાંથી મુકવાની વાંચકના મનમાં વલણ ઉત્પન્ન થાય એવાં તત્વો પુસ્તકમાં ઠેકઠેકાણે નજરે પડે છે.

## પુસ્તકમાં જણાતી કેટલીક ખામીઓ.

પુસ્તકમાં જણાતી ખુબીઓ બાબે બોલ્યા બાદ તેમાં જણાતી કેટલીક ખામીઓ બાબે જો હું બે શબ્દો નહિ બોલું તો, મે અપક્ષપાત પણે મારા વિચારો દર્શાવ્યા છે એમ કહેવાયજ નહિ.

## શૈલિ (એબારત બન્દી) અને જોડણી.

આ પુસ્તકમાં હાથ ધરવામાં આપેલા વિષયો તથા તેમાં દર્શાવવામાં આવેલા વિચારો બાબે તો પુરતું વિવેચન થઇ ગયું છે; પણ પુસ્તકમાં

વાપડવામાં આવેલી ભાષાની શૈલિ=એબારત બન્દી (Diction)માં અને શબ્દોનાં ઉપયોગમાં અનેક સ્થાને ત્રુટીઓ દ્રષ્ટિગોચર થાય છે. એટલુંજ નહિ પણ શબ્દોની જોડણી તરફ પણ ભારે નઝરચુક દેખાડવામાં આવી છે.

પારસી લેખકો, કવિઓ અને ગ્રંથ કર્તાઓ સામે ગુજરાતી સાક્ષરો તરફથી શુધ્ધ જોડણી અને સરળ શૈલિવાળી ગુજરાતી ભાષા નહિ લખવાના તેમજ બોલવાનાં આક્ષેપો વારંવાર ભુતકાળમાં મુકવામાં આવ્યા છે અને હાલે પણ મુકાતા રહે છે અને પારસી લેખકો તેમજ કવિતા લખવાનો પ્રેમ ધરાવનારા પારસી બેરાદરો એ બીના અચ્છી રવેશે જાણે છે; છતાં ગુજરાતી ભાષાને સાવકી માતા સમાન ગણીને તેઓ ઉપલા આક્ષેપોને દુર કરવાની ઝાઝી કોશેશ નથી કરતા તે ખરેજ ખેદની વાત છે. આ પુસ્તકનાં લેખકે પણ કમનસીબે ઉપરોકત ત્રુટિઓને દૂર કરવાની કોશેશ કરી હોય એમ જણાતું નથી જેને પરિણામે, પારસી બેરાદરો તરફથી લખાતાં પુસ્તકો અને કાવ્યોનાં વિષયો ગમે તેટલા સુંદર હોય અને તેઓનાં પુસ્તકો પાછળ રહેલા હેતુઓ ગમે તેટલા નિખાલેસ હોય છતાં, પરકોમનાં લેખકો તેમજ સાક્ષરોની દ્રષ્ટિમાં તેવાં પુસ્તકો અને તેનાં લેખકોની ખરી અને પુરેપુરી કદર અંકાતી નથી. અને જેવી રીતે સોનું સો ટચનું ચોખ્ખું હોય છતાં તેમાંથી ઘડવામાં આવેલો દાગીનો કદરૂપો અને બેડોળ હોય તો તેના તરફ સુજ્ઞ જનો ઝાઝું જોવાની દરકાર કરતાં નથી, તેજ દ્રષ્ટિએ પારસી લેખકો તરફથી લખવામાં આવેલાં ઉતમ વિષયો અને લાગણીથી ભરપુર પુસ્તકો અને કાવ્યો તરફ જોવાની સુધ્ધાં ઘણી વેળાએ ખરા ગુજરાતી સાક્ષરો દરકાર કરતા નથી. અલબત લેખકો અને કવિઓ તરીકે જાણીતા થયલા મરહુમ મી૦ બેરામજી મલબારી, દાદી એદલજી તારાપોર, મી૦ કાબરાજી તેમજ હૈયાત મી૦ અરદેશર ફ. ખબરદારે વ્યક્તિગત રીતે ગુજરાતી સાક્ષરોનાં ઉપરોકત આક્ષેપોનું પુરેપુરૂં ખંડન કર્યું છે એમ કહ્યા વિના ચાલે એમ નથી. પણ બાજા લેખકો તેમને પગલે ચાલવાની કોશેશ કરતા નથી તે બીનાને ગુજરાતી ભાષા અને ગુજરાત પ્રત્યે ગંભીર અન્યાય કરેલોજ લેખાવો જોઇએ.

હવે આ પુસ્તકનાં લેખક મી૦ હરમીસને આવું એક સુંદર પુસ્તક બારે શ્રમ લઇને જાહેરમાં મુકવા માટે મુબારકબાદી અને ફ્નેહ ઇચ્છું છું તેમજ આશા રાખું છું કે કદરદાન વાંચકો તેમનાં આ પુસ્તકમાંથી પોતાને ભાવતા રસોનો સ્વાદ ચાખીને પોતાના મન તેમજ આત્માને વધુ પવિત્ર અને તેજસ્વી બનાવશે અને બદલામાં તેનાં લેખકને ભલી દુઆઓજ દેશે.

હવે આ નમ્ર લેખ ખતમ કરૂં તે પહેલાં, આ ગ્રંથ શા કારણે મુજ કમતરીનનાં મત માટે મુજનાં હાથમાં મુકવામાં આવ્યો તે બાબે અને તેમાંનાં સુંદર ખ્યાલાતો બાબે સેવકનાં થોડાક વધુ વિચારો એક ઘણાજ નાનાં કાવ્યમાં હેઠળ દર્શાવીશઃ—

કાવ્ય.

"હરિયાળી આ મુજ હારમાળાને વિષે દર્શાવશો,
મત તમારૂં, ને મને ઉપકારી હાં બનાવશો?"
એ પ્રમાણે "હરમીસે" એકદિ વિનંતી મુજને
કીધા પછી પાઠવ્યો ગ્રંથ પોતાનો, ઘેરે મુજને.
પાત્રતા મુજમાં હતી ના, તોયે મેંતો હા કહ્યું,
મિત્રભાવે હેતથી પુછ્યું પછી ના, ના કહ્યું.
વાંચકો ઓ સુજ્ઞ ને શ્યાણા! તમો તો જાણો છો,
ગદ્યને પદ્યની વચેનાં ફર્કને પીછાણો છો.
ગદ્યમાં વિચારોને દર્શાવવા બહુ સ્હેલ છે,
પદ્યમાં દર્શાવવાનું કાર્ય તો મુશ્કેલ છે.
જ્ઞાન મુજને શું કે આ પુસ્તકની સ્તુતિ ગાઉં હું,
કમતરીન મુજ રાયને કેમ કાવ્યમાં દર્શાઉં હું?
તોયે દેલમાં કાવ્યમાં લખવાની થઇ એક આરઝુ,
તે થકી એક કાવ્ય નાનુ છે કીધું અત્રે રજુ.

× × × ×

હરિયાળી છે "હરમીસ" તણી આ હારમાળા તો ખરે,
વાંચન થકી જેનાં, હ્રદયમાં પ્રેમનાં મોજા ઝરે.
ગ્રંથનાં આ મુળ વિષે, ગ્રંથમાં બે લેખ છે,
લેખમાં મૃત માત વિષેનાં પ્રેમનો ઉલ્લેખ છે.
તે થકી આ કાવ્ય રૂપી લેખમાં કીધો નથી,
મે ઇશારો કોઇ, ને વાંચક વખત લીધો નથી.
પ્રેમ શું છે માતનો? વાંચક! તું ચાહે જાણવા,
ભક્તિ નીતિ સત્યને તું ચાહે જો પીછાણવા;
તો વાંચજે આ ગ્રંથને અંતર તણી શુભ નેમથી,
વાંચન થકી જેનાં, ઉછળશે હૈય્યુ તારૂં પ્રેમથી.
પાને પાને છે ભર્યા વિચારો તેમાં ધર્મનાં,
ભક્તિ ને નેકી નીતિને સત્યનાં ઉંચ મર્મના.
હેતવંતુ જો હશે દેલ તારૂં ને શુભ મન હશે,
તો ખચીત આ ગ્રંથથી તું જળ સમો પાવન થશે.
ઇચ્છા થશે નેક કામની ને બખ્ત તુજ રોશન થશે,
નેકીનાં પમરાટથી મઘમઘતું તારૂં તન થશે.
એજ છે દુઆ તને આ કમતરીન બ્હેરામની
પરવા નથી જેને જરીએ નામની કે કામની.

લી० બેહરામ પીરોઝશાહ ભરૂચા.



# મ્હાન સંતની સેવા.

**પાક સ્પિતામા જરાથોસ્ત્રને અમારૂ અતિ નમન પ્રણામ.**

આ પુસ્તકને, પ્રકાશ કરતી વેળા, આ અદના કલમની જે ફરજ છે, તે, પોતાના પેદા કરનાર બાપ, અહુરા મઝદાની યાદ માટેની છે. તેને અમારો હઝારો જીવન તુહ્યનો પ્રાણ, નિસાર, છે.

જ્યારે અમારી દ્રષ્ટિએ, તે મહાબાપ અહુરા મઝદા જણાતો નથી, એજ અમારૂ અજ્ઞાનપણુ જાહેર કરે છે, કારણકે દરેક વ ત, બાબદ, ચિજ, પ્રસંગ, રંગ, અને રાગમા, તે જણાતોજ રહયો છે, એમ જો હમે માનતા હોઇએ, તે છતા કોઇવાર ભુલ્યે છીયે, કારણકે મન, વ્યહવાર, અને નાથની નમનમા વહેચાયર્લું રહયુ છે. એ કયારે સિદ્ધ થશે, કે જ્યારે, આપણા ખાણા પિના, અને વસ્ત્રો સાદાં થઈ જાય—આપણે, હમેશ નિરંતર સ્વચ્છ પ્યારમાં ઝળકી રહીગે ત્યારેજ, કદાચ, તે મ્હાબાપ નઝરે, આવે. આપણી ભુલેલી સ્થિતિ છતા, તે આપણને કેવી અને કેટલી બધી પ્યારી ચીજોની નવાજેશ દીયે છે?

પરંતુ, તે મ્હાબાપનો પેદા થયેલો પુત્ર સ્પિતામા જરાથુસ્ત્રા, કે, જેને અમારા આગળા થઇ ગયેલા વડીલોએ જોયલો હતો, જેઓથી તે મ્હાજ્ઞાનીની વાત વારસામા અમને, મલી છે, તેની પ્રતિમા, જે અમને દેખાડવામાં આવી છે, તેને માની તે ઉપર સાચો શ્રદ્ધા, અને ભરૂસો રાખીને જોઇ વળ્યા છે, તો તે અમારી સામે હાજર છે એવી અસર, કાંઇ મન ઉપર થતી હોય એમ લાગે છે.

પણ અમારાં, સદગુણી સેવાના કાર્યોમા, તે અમારી રગેરગ, જીવતો જાગતુમાં છે; જ્યારે અમારી બુરી વાસનામા તે અમારાથી આગેદ છતાં, મ્હા દલગીર લાગતો રહયો હોય, એમ અમે ખ્યાલમાં લાવતા રહયા છેવે.

અમારૂ શરીર અમારૂ મન કેવળ બાપદાદાના લોહી, અને આસની અસર વિનાનુ હોયજ નહિ અને છતા, અમારી ચાલુ ચલુ—

દરેક નતિ નજાઇ તરફ સુહ ભાવે ધપડાતી હોય, તો તે માત્ર અમારૂ ભલુ ભાગ્યેજ કહેવાય—

અમે અમારી કોશશે, તે મ્હાબળ ગ્નાની જરાથોસ્ત્રના કઇક સંગ્રહ રહેલા વિચારો પર ધરીશુ, પણ જેટલી અમારી શકિત અમલમાં મેલાય છે, તેટલીજ શકિતથી, વધારે ભકિત, અમારાથી થાયજ કયાંથી ? આસપાસની વાતાવરણની અસરથી અમે કેમ ટકી શકીશુ ! તેનો અમને વિચાર થાય છે.

જરાથોસ્ત્ર મોતમા છે કે જીવનમા, એ સમજ એટલાથીજ આદમબર કરશો, કે, તમારા હુમત, હુખ્ત અને હુવરસ્તમા તે સદા ઝળકતો જીવતો છે, જ્યારે આપણી ખોટી કરણીના દુશ્મત દુજ્જુખ્ત, અને દુજવરસ્તમાં, તે આપણને આપણા મોતની સામે લાગે, એમ માનવાને આંચકી નથી.

તેના કામમા, તેના વિચારમાં જીવતા રહો, અને દાદારને ખુશી રાખવાથી, તે મ્હાબળ ગ્નાની કાસદ ખરેજ પુર નુર આપણી છાતીએ ચંપાયલોજ છે, આપણી સાથેજ ખડો છે. અને, તેને જણાવેલા તેત્રીસ ફરેશ્તાઇ રાહબરો, આપણી મદદે ચાલુજ છે—

એક સારા રૂડા કામથી, આપણુ હૈડુ કેવી સ્વસ્થાઇથી હરખાય છે, તેમ જે ગુણી મ્હા ગ્નાનીએ પોતાની સઘલી મહેનત દોરી, આપણે માટે મધુર વચનવાણી મેલવી આપી છે, તે ઉપર મનને ચલાવતા, તે મ્હાન રૂવણી ખુશી ન હોય, એ મનાય નહિજ.

આપણા ગુઝર પામેલા વ્હાલાની યાદે અને તે યાદ સાથ કરવામાં આવેલા એક બલાં કામ માટે, જો આપણું મન શાદ, તો નહિ, પણ શાંત થાય, એમ લાગે છે, ત્યારે આપણે સઘળા જરથોસ્તીઓ એક કેબલા આગળ સમ્ખ્યામા ઉભા રહી, તે મ્હા ગ્નાનીના પાઠો વાંચવા માંડયે, તે વેળા, જે આનંદ આપણે ખ્વાહસે છીયે, તેથી, તે મ્હા ગ્નાની રૂપીતામાં સંતોષ ન પામે, એ વાત કદિ મનાય નહિ.

આપણે મનમા મલકાઇએ છીયે કે, ગુઝર પામેલી આપણી મા, પિતા, યા દિકરો યા દિકરી, આપણે જીગરે, વાર વખતે હેડે યાદ આવે છે, તે, આપણે જાણે, તેઓની યાદ કરીયે છીયે, ત્યારેજ એમ થતુ હશે, એમ માનીશુ. એમ માનનારાઓને અમારો ધન્યવાદ છે. પરંતુ અમે એક પગલું આગળ વધીને બોલીશું તે એજ કે "Our throbbings are the vibrations of their (holy ancestors) messages, these messages soothe our toiled passages"–આપણી છાતીમાં અચાનક થતી ધ્રુજરી તે કાઇજ નહી પણ, વ્હાલાઓએ આપણુને યાદ કર્યા, તેના પયેગામના આંચકા છે.

માર્સ સેતારાના પેગામ, આપણુને મળે છે, એવું હાલના ગ્નાનીઓનું સોધવું થયુ છે, પણ તે પેગામની ભાષા આપણે નહિ સમજતા હોવાથી, આપણે કશું જાણી શકતા નથી, તેમ વ્હાલાઓના પેગામની ધ્વજી આપણુને લાગતી હોય, પણ આપણા સ્થુલ શરીરમાં તે કળા જાણવાની કાળજી થયેલ નથી, માટેજ આપણે તેઓની હસ્તીથી આહિતગાર નથીજ.

કોઇ પણ વસ્તુ આપણે પોતે જાણતા નથી માટે હસી કાઢવી, એ આત્માને આગલ વધતો અટકાવવા જેવું છે, પણ કોઇપણ બીકટ બાબદને ધીરજથી સમજવા શકિત પ્રાપ્ત કરવી, એ મ્હાગ્નાનીઓના આશિષ મેલવવા જેવું છે. તેમ કરવાથી આપણી નઝર અને ધ્યાન બેહદ આગલ વધે છે.

સર્વ શકિતમાન થવા સર્વ વાતો પર ધ્યાન રાખવું, એ અવસ્ય છે. તેમ આપણે કરીયે છીયે કે! કદાપી કોઇ તેમ કરતા હોય! પણ આપણાથી તેમ થયુંજ નથી કારણકે આપણે આપણીજ ગાઇ છે, આપણીજ બડાઇ વધારી છે. આપણેજ બધાથી વધુ પ્રકાશીત છીએ, એવી બેહુંદીથી આપણે નબળા રહયા છીયે, અને હજી પણ એવાજ અખાપે રહીશું તો જરથોસ્ત્ર આપણી નઝરે વધારે ઝાંખો થતો મહે-

છે. અને બહેસ્ત શું, અને દોઝખ શું! એનો ખ્યાલ બાજુ મેલી, એવો તુંડો પવન તેયાર કરતા હોઇશું કે જે થાય છે તે આપણેજ કરીયે છીયે—ના એમ નહિ માનવું, એવી માન્યતા દુખજ લાવશે અને રદ થશું. ઉપરાંત આ ઉત્તમ દેહ ઉત્તમ જીવ આપ્યો છે, તેને સારે માર્ગે વાપડી, ઉત્તમ આસ મેલવવાની તક હમેશ માટે ખોહી દઇશું.

પાક રિપતામા જરથુસ્ત્રામાં શું નથી? એ મહાજ્ઞાનીએ, પોતાના ધર્મમાં એવી સફાઈદાર અને સહેલ વાતો સમજાવી છે, કે જેમાં નહિ સમજવા જેવું શું છે? તન માટે સફાઇ, મન માટે દાનાઇ, ખોટા માટે ખોટો નતિજો, સારા માટે સુખનો સિંગાર, શાંતિ, એ બધા પાઠો એમના વચનમાં મળશે.

એમાં જો કોઇ ખુબી ભરેલું હોય તેવી મ્હાભારત ખુબી ભરવા આગમજ, આપણી સાદી શકિતએ એબારત કરીશું, તો ઘણા સુખ આપણે મેલવશું. બીજામાં દાની સમજવાથી આપણ દાનાવ કહેવાઇશું. ભુલેલાં ઉપર દાવો માંડી, રૂસવા કરાવવા કરતા, આપણે મારી દેવાથી તેની અજ્ઞાનતા દુર કરીશું.

આતષથી અનંત રોશની મેલવી છે, એમના સ્તોતથી ઉત્તમ તાવીજ મેલવ્યું છે. ખુરશેદ અને ચંદ્રની ગતિમાં આપણુને પોતાને અને જગતને કેવું સુખ હાંસેલ થાય છે, તેની બિજ ગતિ સમજાવી છે. ગેતિ અને મિનોઇનો ખ્યાલ આપ્યો છે. સેંકડો વર્ષનો આપણો બેસી, જીવન રહેલો મરણને શરણ થાય છે, જે વેળા સેકડો વર્ષ આપણી નઝરે કસાપણુ સમય જેવા લાંગતા નથી, પણ તે આત્માની, જીવનમાં કરેલી ખુબીઓ ગવાય છે. આપણે જો વ્યહવારમાં તેનું સ્મરણ લાઇશું તો કહે છે તેમ—

સત, ઉદ્યોગ ઔર સંપ—તીનો અચ્છે ભાવ
ઇસ્સે ખેલો દાવ તુમ—સફલ હય જીવન નાવ!

આવા વાક્યથી આપણે સાદાઇમાં સુખ નહિ માન્યે તો કંટાળેલી જીંદગી ગુજારશુ.

આબાન, યાને પાણીની રસાલ ગતિ આપણને કેવું ભાન આપે છે. જેમ, કીંગ લીયરમાં શેકસપીયર કહે છે—"Books in the running brooks"—આ રસાલ વહેતી નદી જેવી વળણુથી ધસી જાય છે, તેમ પોતાની વહેતી ગતિમાં હઝારોને પાલન કરતીધાય છે.

મળ મળ વહેતી આ નદી—સંસારે પણ ધાય
જ્યાં જ્યાં ધસ્તી તે રહી—રસને રેડી જાય.

તેમ આબાન અને સંસારમાં માતા એક ઉત્તમ નારીરૂપમાં સંસાર કેવો દિપાવે છે, એવી આબાનની ખુબી જરાથુસ્ત્રાએ લખ્યાં, ત્યાં અને સઘળે ગઇ છે, તે બધી શું આપણા જીગરે સમાઇ છે કે! આપણા વચનો પાલી ગુઝર પામેલી માતાઓને સ્વર્ગમાં દિપાવી છે કે!

નારીને સુખ આપ્યું છે કે! તેણીને સારે માર્ગે દોરવી છે કે! તેણીની અભણુતા ટાળી છે કે! તેણીને આપેલા વચન પાળ્યા છે કે! માતાની મમતાથી માતા, કે તમારી મમતા માતા માટે! એ બેમાં શું! પત્નિના પ્યારમાં પત્નિ, કે ખોટી લેવડી કરવાની ચટણીમાં પતિ! એ બધાંને આપણે થાપ આપ્યે છીયે કે સુખ! થાપ આપવા છતાં આપણે કદિ ગમન ભાવમાં રહેતા હોઇશું પણ તે શું અંત સમય સુધી સારા અવાઝની શાક્ષી દેશે કે!

આપણા ભણતરમાં જંત જીવનને આશિષ દેવા, ઝાડપાનને માન દેવા, મ્હાબળ શકિતઓની સેવા કરવા હર હર જગાએ જણાવેલું છે. આપણે તેમ કરીયે છીયે કે! આપણે દાન, પાન, પુન્ય કરીયે છીયે, સુગંધ બાળ્યે છીયે, પણ આપણા હૈડાના આતષ તરફથી સારા વચન, અને વાણીનું પુન્ય કેટલું દીધું! જુગારના દાવમાં જીત મેલવી, તેનું ચંદન ચઢાવી રાજી થઇ રહયા, એમાં તમારો નિતરનો આતષ ખુશી છે કે! એમાં જરાથુસ્ત્ર, જીવન રૂપમાં છે એમ માનશો કે! નિમક હલાલીથી નોકરી કરી પેટ ભર્યું છે કે! ખોટા સોંકથ નાખી કઇકના ગળા ફાંસવાનો ધંધો તમને રુવંગ લાવી આપશે કે!

કમાઇ કરી પૈસા મોડી લીધા, અને વ્યહવારની અદાલતમાં ખોટા જવાબુથી તે આપણુ પચાવી ગયા તે શું, જરવાને અક કરને અને આવતા સમયનો ડર હમેશનો કાળ, તેથી ખુશાલીમાં ગુજારશો કે!

કરજે એવું કામ—કદી ન અંતે કાંપે
અંતે કાંપે કોઇ—સદા તે લરજે પાપે!

ના, નેકી નામમાં નહિ, પણ કામમાં છે? વફાદારી પાઠ ભણાવવામાં નહિ, પણ ખરા વર્તણુમાં છે. દીલાવરી દફાંસમાં નહિ, પણ અચ્છી હિમ્મતની હોંસમાં છે! પ્રિત ઠેકડી કરવા નથી આપ્યું, તે વડે, હરી હરીને રાજી કરવાનું છે! ખરી મહેનતે દ્રવ્ય મેલવ, અને, અંગના ઝરણા વડે પૈસા પેદા કરી, તે આહેથા, તું ખાઇને બીજાને ખવાડ. તેમાં હમેશગીનો સંગ્રહ છે. દાને ધાન્યનો એક, પણ વરસાદની વૃષ્ટિ સાથે, એકના હઝાર થાય છે, તેમ ખરા મહેનતની, એક રોટી ખાધાથી, ત્હારા દિલમાં સાચા પ્રેમ પ્રગટ થશે. લેણુ અને દેણુ કોઇનું આપવા લેવા ન્યમિતપણું સાચવ.

પ્રેમ રાખ તો સત્ય માટે! દાઝ રાખ તો ધર્મ માટે! હિમ્મત રાખ તો સ્વચ્છ કામ માટે. વેપાર કર, તો પુન્ય દાનનો, બદલાની આશ, પરવરદેગારથ માંગ! બને એટલું તરતજ કરવું, પણ સારૂ કરવું—એ બધા ભલા રીવાજોમાં, પાક ફિરસ્તાઓનો અવાઝ છે, તેની હોશ, ત્હારથી પલાય છે, એમ જાણી, તેને ગેતીનો ફેરો સફલ થયસો જોઇ તેના મિનોઇ સુખમાં વધારો થશે.

આપણે આ બાબદથી પ્રથમમાં મૌત અને જીવનરૂપ એવો ખ્યાલ કેરી ગયા હૈયે તેનો એક દાખલો હયાં ટાંકીશું—

જરથોસ્ત્રા જીવતો છે, એમ જેવા હોશ હોય તો, રૂડા કામ કરી ખુશી કરો, તેમાં તે જીવણરૂપ, આપણી નઝર સામે રૂપાળો ઉભો છે, તેને મૌતના રૂપમાં ફેરવી નાખો અને નાસ્તિક બની, નઠારા પંથોમાં,

ન્હારા તંત્રો અને મંત્રો જપી, ન્હારામાં ખપી તેને ઝાંખો કરવા હોંશ રાખો, તો મરજી તમારી છે, કે જેને, અટકાવવા ખુદ અહુરાએ, તમારી છુટાપણાની શક્તિને રોકીજ નથી.

## શિષ્યને શિખામણ.

મોતથી મૂક્ત થવું હોય તો નિચે લખેલા વિચારો પર અમલ કરો ! મોતની બીક જશે, હમેશની આનંદીથી મન, અને આત્માં ખુશી રૂપમાં છવાશે, મેલ કપટ જે ધોઇ ફરે, આનંદે મળકાશ-સેવટે મળકાઇને, ફરી સ્થાનમાં જાય.

"Love is the one Scripture which is sacred to the whole of Humanity; man baptised with the holy water of Love forgets to live for himself. He who has learned to live in Love which means in other words, living in and for the *One Law* lives neither in the present nor in the future, but in the eternal. For him the giant weed of personality does not exist, for it has been wiped out by the very atmosphere of Eternal Love. But higher even than the Law and Love is the Divine Life. To know the Path is to become the Path: to know Law and Love is to become Life. Here sorrow ceaseth and parting is a word unknown. Let us be a triumvirate of Law, Love and Life" આ ઉપલા વિચારો એક લેખકના લયા ટાંકયા છે, જે The Eternal Pilgrim and the Voice Divine માં પ્રગટ થયા છે.

ઉપલા વિચારોને સાર રૂપ સમજાવશું, તો નિચે પ્રમાણે ખ્યાલ મલે છે:—

ઉત્તમ પ્યારે ખિલશે—જન સમાજનું ભાન
સત્ય પ્યારના પાણીમાં—જે કરશે કો સ્નાન !
ભણશે, જે કો સત્ય પ્રેમ—ભૂલશે "હુ–નો" ભાન
પ્યારે પમરે-પ્યારે વર્તે—પરમ સાથ હર સ્થાન !
વર્તમાન ને ભવિષ્યની– રાખે મન ના વાત
આનંદ સાથે મળકે છે—હર વાટ સંગાત !
પ્યાર અને જીવન કરતાં—ઉંચો હજી પ્રમાણુ
જેમાં ભક્તિ હરની છે—ભરતો રહે છે જાન !
એ વાટ જ્યા આવ્યો છે—ત્યાં છે શેની હોશ
પમરતો છે હર હર સ્થાને—રહે કશો ના દોષ !
ગમ-વિપત નહિ રહયું-ત્યાં—ના રહયો ત્યાં દુ:ખ
ત્રણે જાને રમતો તેતો—જુએ હરીનું મૂખ !

જેઓ સત્યના સાગરમાં અંગોળ કરી રહયા છે, તેઓનું ભાન ખિલેલુંજ છે. તેવા ભાનવાલાઓ,-હું અને તું અને-તે-નો ખ્યાલ કરશે નહિ-વર્તમાન, અને આવતા કાલ માટે કાંઇ ફ્રાળ જાણવા થોભશે નહિ. તેઓ, હર વાટે, હર સંગાત, આનંદમાં અને એકજ નિરંતર સુખમાં સહેલ કરતા રહયા છે.

પ્યાર, અને જીવનના કાયદા કરતા-વળી ભકિતનો ઉંચો માર્ગ, જેઓએ રાખ્યો છે, તેઓને કયાંએ બેચેન થવાનું કારણુ રહેતું નથી. કારણુ કે સર્વેમાં એક અને એકમાં બધાં, તે જાણતો રહયો છે. તેવા ભાનવાલો હરહમેશ પમરતો રહેશે. તેને કશો દોષનો સોસ નથી, અને સોસમાં રોગ ભોગ નથી.

ઉપલા ત્રણે ભાનમાં ઝલકાતો છલકાતો, તે હરીને ગાતો રહયો છે, અને દુખ અને વિપતને, પોતાના સાચથી આગેહ ધર્યા છે. એવી સ્થિતિ કાંઇ એક પળ યા સાલ યા સદીમાં આવતી હોય તો પ્રયત્ન તમારો છે. ઉપલા વાંચવામાં એક રતિભાર કાંઇ નવો ખ્યાલ, પ્રિય

બખ્શું તમને મળ્યો હોય તો, તે બક્ષેષ, ત્હારી પોતાની ઉંચ બુદ્ધિનીજ માનજે. અગર તે માહેથી કાંઇ પણ અચ્છુ મેલવી આપવા અમો ના શક્તિવાન થયા હોઇશું, તો તે ઓછાપણું અમારાજ અજ્ઞાનતાનો છાપ હશે. સેવટે નિચલી કળીઓ રપીતામાને અપણું છે. તે સદા મિનોઇમાં ઝળકતો રહો, અને તેની દીન, જે થોડાંક પ્રાણો આજે નિભાવી રહ્યા છે, તેઓ તે ઉત્તમ રીતે દરેક ભોગે નિભાવી રાખે, એવી શક્તિ, ઓ દાદાર તું આપજો.

ઉત્તમ અને પ્રેમી માતાનો છાયો જેઓ ખોહી દીયે છે, તેઓને જરાથુસ્ત્રાની યાદજ સદ્વિચારો અપાવશે, સાચા મિત્રની મધુરી મીઠાશ-દાર સાથ, જો આ ગેતીથી ગઇ હોય, તો તે આશ રિપતાંમાંના ભણતરથી મલશે. બચ્ચાઓ હતાં અને ત્હારી વૃદ્ધ ઉમર આવે તેટલા સઘળા જહાનથી ઉઠાવ કરી રહયા હોય, તો એકલો આધાર, જરાથોસ્તાના આપેલા પાઠો વાંચી સંતોષ મેલવ ! કે ત્હારા સઘળા બચ્ચાંઓ, તને દાદારના ઘરમાં હમ..ા મૂખે મલવા હોંશથી ખોતી ઉંભાં છે. વ્યાપાર અને વણજમાં સુખ માંગતો હોય, તો તેના નિમેલા કાયદાએ ચાલ. અને કદાપી નફો નહિ થતા, નુકશાન આવે તો રિપતામાના નામે સઘલુ હોય તે સત્તાને ઝાહેર કરી દે, કે જેથી ત્હારો કારોભાર ખુલ્લો જણાઇ આવે, અને નહિ કે, ખોટા ચોપડા બનાવી જે કાંઇ બને એકઠું કર્યાં ત્યાં અને સગાં સ્નેહીમાં સમાવી દેવું !

રંઝ ખેંચ, પણ પ્રામાણિકપણે, મહેનતથી ખાધેલો રોટલો નિરંતર સુખ આપશે. સાચ્ચી સેવામાં પ્રિત રાખ, પ્રિત તેજ પરવરદેગાર છે. તેને જન્મ દીધો, તેને નિવાર્યો, તેજ ટાળશે. મલ્યું તે ઉપર સંતોષ, એ સંતોની સીફત છે, શિખામણ છે, તે ઉપર તેઓ ચાલ્યા છે, ત્યારે આપણને તે પ્રમાણે ચાલવા કાંઇ મનાઇ ! આપણને શું નથી મલતું. તે માટે મુંઝવણ શ્યા માટે રાખવી ? ના નહિજ ! કારણ કે એ મહાત્મા મહાત્માની રિપતામાં જરથોસ્તાએ જગત માટે કેવા કષ્ટ ખમ્યા છતાં, તેજ મ્હોટા મહન્તને આપણે યાદજ કરીયે.

**ઓ વ્હાલા, મ્હાબળ પ્રાણુ જરાથોસ્ત્રા !**

જન્મ થયો એક જીવનો-બેમુળ બરકત સાથ
ધરતી રોશન થઇ રહી-જીવ જીવંત સંગાથ.
ઉમ્મર પુંગતા કાળમાં-લીધે સરપર દુઃખ
કષ્ટ હજારો લઇ બદન-ધર્યું અહુરને મુખ.
બેઠો મનના ગેળમાં-આશ ધરી અહુર એક
બહેમન ખ્યાલી ચીતમાં-થઇ રહયો તે નેક.
લાલચમાં ના લપ ભરી-સ્વારથ દીધી ત્યાગ
સાદો સુતરો જગ રહયો-લીધો સતનો લાગ.
અષોઇ તણા તે ભાનમાં-બન્યો લીન તૈયાર
માની લીધુ મન, એજ-અહુરા એકજ યાર.
અરદીબેસ્તને માન્યો-જોર જોશનો એક
તેની સેવા સાધથી—તેમાં ખુદયો ટેક
બન્યો તે બળવાન એક-જ્ઞાન તનો ભંડાર
જંગના રૂડા કામમાં-પડયો તે બે પાર !
દીધા કેવાં ગંજ રે-આ અવની ને કાજ
જેની ઉત્તમ દીનના-કેવા સુંદર સાજ
દીન તમે ઉકલાવશો-જેશો તેમા નુર
દીનના સ્તોતો ગાયરે-તેથી મળશે શુર
લડયો દીન કાજે ભલો-એવો બાથો બાથ
દુશમન બન્યા ઠાર રે-જરથુસ્ત્રાને હાથ.
દીધા બે મુળ ત્રીશને-બાર માસમાં ખાસ
તે સાથે ત્રણુ દોસ્તથી-મલતી રહી છે આશ
ગુણો જે જડવાદના-બન્યા નિર્મુળ અંત
કેવો જરથોસ્ત વીરલા-કેવી તેની ખંત !
ઝળકયો તે અંધકારમાં-કાપ્યો દોર અજ્ઞાન
તેના ભિતર મહી હતી-અહુર બાપની શ્યાન.

કયા જરથોસ્તી શ્યાન હતી-કયા ક્રિયાની ઓલાદ
ઉઠો કોમી નાર નર-હૈડુ કરશો યાદ
દીન તમારો જાન છે-દીન તમારૂ માન
તેમા સત્ય સાચનો-રાખો સત ઇમાન!
લાખ ઘણા છે માનવી-પારસી મુઠી ભાર.
પણ ઇજતની સાથમાં-હજી હમામી યાર!
દેજો તમે શીખ એ-બાળક દીનને ચાહે
શીખવો એવુ તેમને-જરાથોસ્ત્રને ગાએ!
આજે જો સંભાલશો-દીન પમગ્શે વાહ
હયા, ત્યા ને હર જગા-હર સ્થાનોમાં વાહ.
યકિન રાખો આજમા-ઇરાન વતને જાય
કોમી હીતને સાચવી-પ્રથમમાં હરખાય!
ચાહો તેવુ પામશો-ચાહો તેવું થાય
જ્ઞાતિ સંજીવન કરો—જરથોસ્ત રૂહ ઝળકાય.

આપણે આ બાબદ પુરી કરીશું. તે અગાઉ, બે સંગીતોનો નીચે હવાલો આપીશું, જેમા, જગતમા, સામસામી અસર છપાઇ છે, તેનો ખુલાસ મલશે.

એક જગતમા બે ખેલો રમાય છે—એક ભક્તિનો ત્યારે બીજો સ્વાર્થનો. એક શુ બતાવે છે, બીજો શો ચિતારે છે?

પીલુ—ત્રીતાલ.

ભક્તિ કરો તમ આજ-સજજન જીવ ભક્તિ કરો તમ આજ!
મંદિર સ્થાન, હૃદય પાસે—કયાં શોધે છે, શા શી, આશે
ત્યાંજ ખરો હરી સાજ-સજજન જીવ
દુર્ભાગ્ય છે મુળ અમણુતા—સુખ વાસ છે પર દુઃખ ગણુતા
પર સેવા ધર ખાસ=સજજન જીવ
આજ સમય તે, કાલ ન આવે—સુજ સમજથી સારૂજ લાવે

તે છે રૂડો વાઝ=સજ્જન જીવ
અંત કાળે, હસો ખાલી-એકજ રહેશે જગનો માલી
બનજે તેનો દાસ=સજ્જન જીવ.
વળી આપણે,બીજો માગં,કેવો રમી રહયો છે,તે તપાશીયે। સારંગ ત્રિતાલ.
જગની ગતિમા-શો ખેલ રચાયો
જુઠ કપટનો મેલ મચાયો=જગની.
ભાઇ બહેનના પ્રેમ પ્રવૃત્તમાં-ઇર્ષાત આગ જમાયો.
મનને હરપળ તિમિર રાખી—દારૂન લાગ લગાયો=જગની
સાંધન સાધે શ્યામ મતિનુ—કરવત મેલ રખાવી.
ઘરનુ લીપન જાય પત્તારે—પડોશ દુર્ગણ ગાયો=જગની.
ચેત મનવા ચેતન કરી લે—ખ્યાલ હરીને આજે
કાલે આવે તક કદિ નહિ—ખિન્ન થઇ લજવાયો=જગની.

ઉપલી લીટીઓ સહેજે સમજાય એવી છે. જગમા આજે શુ હત્ય મચિ રહયું છે? ભાઇ અને બહેન એકમેકની અદેખાઇમાં! ઉત્તમ મન હોવા છતા અંધકારમા મોજ માનવી? મોઢા પર મીઠું, ભિતરમા કરવત વાપડવી. ઘરને સફાઇથી દુર રાખવુ, પડોશની ભુલો શોધવી—એ પ્રમાણે પવન ફુંકતો રહયો છે, તો સમય પાક સ્પીતામાને યાદ કરતા, કેમ પાળવે? પરંતુ, તે છોડી, અને, ભક્તિ, અને, તે પણ પરસપરની કામ યોગ્ય કામ-માટે, ભક્તિ ચાલુ કરવાથીજ સ્પિતામાની જય, જય, થઇ રહેશે. ત્યારેજ તેનુ જીવન, અને, ત્યારેજ તેનુ દાદાર તરફનુ આગમન ઉત્તમ પમડાત કરશેજ!

આ માનવી, ધર્મ ઉપર ધ્યાન અવશ્ય જોઇએ. ધર્મ દુખી માટે દવા છે. ધર્મ, કુકર્મી માટે સંધીયારો છે—રંઝ અને થાક પછી ધર્મ ભક્તિ, શરીરને શાંતિ આપનારી મોજ છે.

જંગલમાં ભુલા પડેલાને, જેમ ગભરાત થાય છે, પણ તેવા ગભરાત સમય, માઇલનો આંકડો જણાવતો થાંભલો, યા પથ્થર નજર

પાતા, તેઓને આશ આવે છે કે, હવે રસ્તો તેઓને ક્યાંએ પણ આસાનીમાં પુગાડશે. રેતીના રણમા, માઇલો સુધી ચાલી પાણીની તલાશ કરતો સુકાઇ ગયેલા ગળાને તર્પથી છીપાવવા હોશ રાખે છે, અને તે ગલતા ખુ ીમા આવી જાય છે. તેમ, ખોટા કામો, પાપો કરેલો આદમ પુર પ્રાર્થનાની પડોસમા, પોતાનો દોષ, ઓછો કરતો હોય, એવો ભાવ ધારી લીયે છે.

ભક્તિ બેમુળ હથિયાર છે, કારણકે, ભક્તિ જેની કરીશું, તે મૂળમાજ આપણો યાર, મદદગાર મહાપતિ છે. તેને યાદ કરવો યા તેના મુનિમોને યાદે લાવવા, આ બન્ને સરખું જેવું લાગશે.

દરેક ન્યાતનો પોતાનો ધર્મ હોય, તેને બીજા ન્યાતિલાઓએ પોતાના ધર્મ જેવો માન આપવો, જેમા જેની લાગણી દુખાતી હોય, તેવા કામો જીદદ સાથે નહિજ કરવાં. કોઇ જાનવરોનો ભક્ષ કરે. કોઇ તેની ભક્તિ કરે, પણ બન્ને પોતાના સ્થાનથી છુટા ગમે તે કરે. કોઇ બીડી ફુંકે કોઇ નહિ ફુંકે પણ જેને, જે કાઇ ન ગમતુ હોય, તો તેનાથી ન જોવામાં આવે, તેમ કરવુ. જેથી લાગણી દુખવવાનો, પણ દોષ, નહિ આવે કારણકે તેમ કરનાર પણ અધર્મીજ કહેવાય !

લાગણી દુખવવા જેવું પાપ એકે નથી, લાગણી જ્યાં મસ્ત બની છે, તેને મનથી લાકડુ હરી દેવતા છે—લાગણી જયા વંઠેલ બની છે, તેને મનથી ગમે એવી પવિત્ર મુર્તી મુર્ખાઇજ કહેવાયા—પણ, એ માટે, જેને જે ભાવે તે કરવું, પણ પોતાનીજ હદમા કરવું.

જો કે કીયા અને કામ, ભક્તિ અને પુંજન આપણા આત્માને આગલ વધારવા બહુજ બળવાન ભાગ બજાવે છે, જે માટે આ પુસ્તકના કોઇ ભાગમા તેનો સ્મરણ કરવામાં આવ્યો છે ત્યાં તમે તે વાંચશો. પણ સાદી સમજ એ કહે છે કે—

ફરજ છે નર નારની—કે ભક્તિ હરપલ ચાહે
શુધ ભક્તિથી ખરે—હર જન મુક્તિ ગાય !

ઇરાન સર જમીન ઉપર અંધકારમા રોશની આપવા, અજ્ઞાનતાને ઉજાશ આપવા, ગેરઇનસાફ પામેલાંઓને ઇનસાફ આપવાં, ક્રોધીઓના દોરમાંથી કંગાળોને તેઓની પાપી ચુંગાળમાંથી છોડવવા, નેકીનુ કામ કરનારને નમુનેદાર તાજ આપવા, ગુમરાહી અને ગુસતાકીના જોરને નિમુર્ળ કરવા, આ મ્હાન જીવ રપીતામા જનમ્યો હતો. મગર આજે, તે ગુઝર હાલતમાં, પણુ આપણુને દયા મયા, ધરમના પાઠો, પોતાના પાક રૂહથી આપી રહયો છે, તેની સાદી યાદીમાં, આપણે જાણે તેને મળતાંજ હોય એમ હૈડું ઉભાય છે, તેના નામે પુન્ય કરવાથી મુખ ઉપર આનંદી ઉજાશ છવાય છે, કીર્તિ ગવાય છે. ધરમના ધામમાં હઝારોની સંખ્યાને જતાં જોઇ, લગાર મુખવાણી, જે બાજે વેળા બેતાલ થઇ રહી હતી, તે સુધરી ધરમના શ્લોકની વાણીમાં, કાંઇ વખત સુધી બદલાય છે. એવો તે ભલો સંત હતો. ઓ ગુણવંતા ગુરૂ, જરથોસ્તા, તુંએ અમસાસપંદો પિછાણી, અમોને સરળ નામોમાં, તેમની નિશાણી ગુણ ભાવમાં આપી. તું નામીજ નહિ. પણુ કામનો, તથા ગ્યાની રહયો છે સાદી વાણીમા કેવી ઉંડી ફીલસુફી બાંધી આપી છે! ત્રણુ લક્ષણુમા, આત્માને માટે, કેવુ મ્હાબળથી બાંધેલુ બંધારણુ? કેવી ત્હારી કાબેલ્યાત! ઓ ગ્યાની ત્હારી દાની, જગે જગ જાણી માની, અને તેથીજ રહી છે મ્હારા હૈડાની સ્થાની, જો કે ત્હારા ચરણુ આગળ તે રજ રજ છે. છતાં તેની રજ માત્રની યાદમાં ગજ ગજ અમારી છાતી ખિલે છે. સુખના સમય માટે યારી આપેછે.

ત્હારા મીનો, અને યઝદોમાં કેવા મધુરા વાણા આપ્યાં છે! મહેર નામ બોલતાં, ખુરશેદની આલાં સ્પાન સાથે જીગરમા ચંડકની આનંદી લહેઝત યાને મિનોઇની વાદી આપે છે.

અરદીબેસ્ત નામ ઉચ્ચારતાં, બહેરામ બોલતાં બળ ઉપર તાર ચઢે છે. સરોષની સેવામાં સોનેરી ભાવની સિંગારરૂપ મન રચના ઉપર અસર થતી ગણાય છે. ઓ સ્વામિ, ત્હારી મ્હાનતા કેમ કલ્પીશ, કેમ ગણીશ?

ઓ મ્હાન મુર્તિ, ત્હારી સુરત ક્યાં? ઓ મ્હાન જ્ઞાન સાગર અમારી અણુ બંગુર સ્થિતિની ગાગર ક્યાં? ઓ વીર, તારી ધીર ક્યાં? અમારા સીરની બુંદ કેમ મુષ નથી? કેમ છક્કડ ખાઇ લજવાતી નથી? અમારી સુધી કુંભકરણની ઉંઘમાં પડી તે કેમ જાગતી નથી? ટાળ! રપીતામા અમને ટાળ! તારી દાનાઇનુ પાણી પા! તારી અપાર શક્તિની ભક્તિ કરવા અમોને રૂડો ખ્યાલ બક્ષ! રક્ષ! અમોને રક્ષ! અમારા સ્વાર્થને ત્હારી પાણીદાર દાનાઇથી ભ્રષ્ટ કરી નાંખ! અમને ઉગાર!

પ્રિય વાંચક, ઉપલી બાબદ ખતમ કરતા, બીજી નવી બાબદ, આ પછીના ભાગમાં જે વર્ણન કરી છે, તે, એજ માહાત્માની રપીતામાં જરાથુસ્તાના ત્રીજા, અને પાચમા ગાથાની બાબદ વર્ણવી છે. આ રોજ ભણવો અવશ્ય છે. એ ભણવાથી, ઉત્તમ સુખ હાંસેલ થઇ શકે છે. સાદી જીંદગીમાં ઉત્તમ વિચારો આવવાથી પાક અહુરા તરફ ભક્તિ રસ વધતો જાય છે અને હજી પણ વધશે—એજ—



## જરથોસ્તી ધર્મનું ભણુતર, અને તેના શબ્દો તથા સ્તોતોની ગુહ્ય યાને ભેદી ખુબી.

### ગુલેસ્તાને ગંજે ગાથા માટે બે બોલ.

ધર્મ જે દિપાયો છે, સચવાયો છે, અને ખુબીથી ગવાયો છે, તે આનારાઓ, દિપાવનારાઓ, સંતો અને પયગમબરો હતાં, જેઓ ખુદાતાલાના પ્યારા, અને ખુદાઇ કામ કરી ચાલનારાઓ હતાં.

તેઓના લખાયલા લેખો કોઇ પણ સાધારણ માણુસના વાંચવાથી એકાએક તે સમજમાં આવી શકતા નથી, કારણ કે ઉંચી લેખ કળા સમજવા અગાઉ, તે માટેનો ઉંચો અભ્યાસ થવો જોઇએ. વળી ઉંચો અભ્યાસ કર્યો પણ હોય, પણ તેવા અભ્યાસીઓનું મન અને તન ઘણુ ચોકખું અને પવિત્ર હોઉં જોઇએ. વિચાર વાણી સાથે રહેણી કરણી પણ સ્વચ્છજ હોવી જોઇએ!

જયાં શરીર અને મન પવિત્રાઇ ઉપર મથ્યું રહે છે, ત્યાં અજાયબ વિચારો મનમાં પ્રગટિ નિકલે છે. જીવન હાલતમા આપણી ફ્રવશીમા ઘણા ઉંચા ખ્યાલો સમાયલા છે, જે તરફ જેટલું ધ્યાન આપીશું તેટલી હદમાં જ્ઞાની થઇશું.

ભણુતરના સ્તોતો વાંચવાથી મનને શાંતિ થાય છે, ચિત્તને સારૂ સુઝ પડે છે એ ખરૂં છે.

ભણુતરની ભાષા વ્યહવારૂ નથી, પણ તે ઉપર આસ્થાની પ્રથમ જરૂરી છે. તેના વ્યાકરણ રૂપ શબ્દોના અર્થ કરવાથી ફાયદો નથી થનાર ઘણુ કહે છે કે–

> શ્રધ્ધા જયાં હોતી નથી, ત્યાં શકિલુ ચિત્ત,
> ભિતર જયાં ચોકખું નહિં–ત્યાં છે પોગળ હિત્ત!

જો ભણુતરના પાના ભણુવાથી, એક ફકીર અમીર થવાની આશા બાંધે, તો ભણુતરનો દોષ કાઢવા કરતાં ભણુનારના હોંશ ફરમોશજ હોઇ શકે! ભણુતર ભણી, તે ઉપર મનન કરી, બીજા માટે ભલાઇના વિચારો દોરવવાના છે. બીજાનું ભલુજ ચાહાવાનું છે.

"આથા સપેન્તોમદ"—વીસત.ર કરવા રજા લઇશ.

આ ગાથા ત્રીજો પણ મરહુમ એરવદ કાંગાના તરજુમા ઉપરથીજ વર્ણન કરૂ છું. તે પહેલા, તે ભલા અશો રૂહને, આ ઉત્તમ કામ ખાર કરતા ચાહિએ, કે તે રૂહને હઝારો દરૂદ હોજો અને તે માટે એક મોનાજાત ગાઇશ.

( મોનાજાત. )

ભલા નેક દોસ્ત, આજ બહેરને રહયો—ગાથાની વાણી ઉકેલી ગયો!
ફરી શમ તુ એ—ભલા દમ સાથ—બુલંદ કસનો જશ—રહયો તુંજ હાથ!
દિપાવી છે ન્યાસો—અને યસ્ત વાહ—ગેતિએ ખાલી રહી તુંજ જગા!
ભરમ ભેદના તું એ દીધા અરથ—કીધા ખુ'મીનાજ જાણે અરક!
ખરી રાહે ચાલી કરી દોસ્તી—ભરી ચાલ સારી અહુર હોંશની!
અગર ચાહુ આજે તુને જો ઇનામ—તો ગાવુ કે તહારૂ હતુ સત ઇમાન!
ખુરદેહ અવસ્થામાં તું એ ભરી—અહુર ભાનની તું એ આશા ધરી!
દીની તરીકતો ગાઇ સરળ—દીધા ધરમના સુબોધી જ ફળ!
એલમ જાણનારો દીલાવર ખરો—અહુર તુંજ ઉરવાને આશિષ ભરો!
ખરો તું અથોરનાન, વળી એરવદ—સમકો ખરા તેં દીધા સદસદ!
પુકારૂં ખરા દમથી આફ્રીન—દિપાવી ગયો અર્થ, મહજબી દિન!
ધરી હાથ આજે એ ત્હારી મતા—લખુ આજ હાલે, છે ત્હારી સતા!
ભલા! તુંજ ડગળે નમન ભાવ છે—ત્હારી લીટીના ગમન દાવ છે!
અર્પું છુ આજે ઓ અનદીઠ નુર—અર્પીને દેઉ છુ સતપ્રિત પુર!
ગુલેસ્તાંને ગંજે ગાથા—એ નામ—અર્પીને ચાહુ ઓ તુને અમાન!
પનાહ તુંજથી ઓ હુ ચાહીશ અનેક—મ્હને આપજે ઓ મિનોઇનોજ ભેદ!
પમરતો રહે તું સદા અહુર પાસ—ધરૂ આફ્રીન હું તુંજ રૂહ પાસ.
અમ્મર નામ ત્હારૂ દીપે ઓ સદા—કરૂ હુ નમને દરજ મુજ અદા!
રહે જગ ત્હારૂ મધુર એ નામ—અમન સાથ પામે, અહુરનું મુકામ!

ગાથા ફકત પાંચ ગાથાને દિવસેજ ભણવા જોઇએ એવું કાંઇ નથી. એ ખુબીવંતા અહુરાના નાદોને ગમે તે દિવસે અને ઘડીએ

યાદ કરવાથી ફાયદોજ હાંસેલ થશે. ગાથાને હવાં ટુંકમાં મધુર નામે કહીયે તો એમ થાય, Divine Music, યાને દેવતાઇ સંગીત.

સાર—આ પવિત્ર ગાથાને પ્રથમમાં નમન દેતાં હું તેની નેમાઝ આવું છું. આ ફકરામાં કહે છે કે "રાસ્ત રાહે ચાલવાથી, નેક વિચાર વાણી, અને આબાદી ભરેલાં કામોજ થતાં આવ્યાં છે, કે જેથી આ દુન્યામાં શાંત મન અને નિરોગી તન સાથ જીંદગી પસાર થતાં પણ, પેલી અંદિઠ દુન્યાનું અમ્મરપણું મલવાનો સંભવ થાય છે." છતાં આપણા આ જીવનમાંજ બીજાઓ કરતાં આપણે ઘણાજ આસુદગી ભરેલાં, અને નિર્ભય રહીયે છીયે.

બંદગી કરવાથી આપણું કામ પુરૂં થતું નથી. બંદગીનો અર્થ એવો નથી થતો કે તે ભલા માર્ગની ક્રિયા થઇ, એટલે બધું પરિપુર્ણ થઇ ગયું ! ના તેમ નથી. જેવા ભણતર તેવાંજ વણતર, યાને કામો થવાં જોઇએ !

મોનાજાત.—અરે રાસ્ત ત્હારી પનાહ આપજે—દુર્ગુણ અમારાં તું કાપજે !
ત્હારી પનાહથી નેક ખ્યાલ છે—સત્યની વાણી શુભ માલ છે.
તુંથી, ઓ રાસ્ત, કામો સફળ—ખરા રાસ્ત હિતે મલે નેક ફળ !

૨. અશા મન્યેઉશ સ્પેનિશ્તશા વહિસ્તેમ્, હિઝ્વા ઉખ્ધાઇશ વંધ્હેઉશ એએઆનૂ મનંઘ્હો, આર્મતોઇશ જસ્તોઇબ્યા બ્યઓથના વેરેજ્યત્ ઓયા ચિસ્તી હ્વો પત. અષશા મઝ્દાઓ !

સાર—એક રાસ્ત બોલનાર, સાફ વચન અને વાણીથી ભલી ભલાઇના શુધ્ધા વાચન, અને બોલથી ઉત્તમ પ્રકારના કામો કરતો હોવાથી, સર્વથી વધુ આબાદી આપનાર મીનોની મદદ અને સલાહ, હમેશ પોતાની સાથે અને સામે રાખવા ભાગ્યવંત થયો છે. તે દાનેશમંદ અને હુશમંદ, પોતાની ભલી બરકતથી, આગમજથી પોતાની ભલી ખુરેહ પાંચરતો રહયો છે અને દાદારનો પ્યારો થયો છે.

મોનાજાત—વચન કેમ મીઠાં મલે મૂખ વાટ—બોલે ધીરજે ભલી નેક વાત
આબાદ અને શાંત રહેશે ઝુરૂર—કારણુ! નથી કાઇ રહેતું ગુરૂર
ખરાં દીલ સાથે નમન રોજ છે—દાદારની સાથ હર મૌજ છે.
પ્યારો ઠરે છે તે અહુરનો ખરે—સદા હુશમંદી તે સૌને ધરે.
દુઃખો ખમી જે કહે ખુશ વાત—તેનીજ પાસે અહુરની સંગાત.

૩. અશા મન્યેઉશ ત્વેમ્ અહી તા સ્પેન્તો, યે અશાઇ ગાંમ્ રાન્યો-સ્કેરેતીમ્ હેમ્-તશત્, અત્ હોઇ વાસ્ત્રાઇ રામા- દાઓ આમંઇતીમ્ અત્ હેમ્ વોહૂમજદા હેમે-ફ્રસ્તા મનંઘ્હા.

અએ અહુરમઝદ, જે આબાદી કરનાર મિનો છે, તેનો મદદગાર તુંજ પોતે છે. તે સાથે અમારા ફાયદા માટે બહમન યાને ભલાં નેક મનની બરકતથી, અમોને આરમઇતી, યાને સરળ રસ્તો આપ્યો છે, જે માર્ગે ચાલતાં અમોને ખુશાલી, તથા રામશની ઉત્તપન થાય છે, કારણ કે ભોહોલા મનથી આરમઇતિનો વિચાર કરીયે, તો અતિ નમ્ર સભ્યતા થાય છે. જ્યાં સભ્યતા છે ત્યાં કોમલતા છે, જ્યાં કોમળતા છે, ત્યાં દયા છે.

મોનાજાત—અમોને તેં દીધા બહમન બળ—જેની કળાથી મલે નેક ફળ
સરળ માર્ગ માટે આરમઇતિ—આવી બનાવે સરળ તે ગતી.
અમોને થયાં છે ફાયદા હઝાર—અમોને મલે છે સુખ ગુણ સાર.

૪. અશાત્ મન્યેઉશ રારેષ્યેઇન્તી દ્રેગ્વન્તો, મજદા સ્પેન્તાત્ નોઇત્ ઇથા અષાઉનો; કસેઉશચીત્ ના અષાઉને કાથે અંઘ્હત્, ઇસ્વાચીત્ હાંસ્ પરઓશ્ અકો દ્રેગ્વાઇતે!

આ ચોથા ફકરામાં એવો સાર મલે છે કે સ્પેના મીનોથી (યાને ભલા સરદારથી) જુઠાઓને હમેશ હાર મલે છે. ગના મિનો કે જે જુઠાઓનો મિત્ર છે, તે પણ સ્પેના મિનોથી હમેશ તુંટેલો, તથા હાર સાથે નામુરાદ બને છે.

(આ ઠેકાણે આપણે ખ્યાલ કરીશું કે, મનુષ્યના મનને બે શક્તિઓ આપી છે. ચાહે સ્પેના મીનો યાને ભલી શક્તિનો મિત્ર થાય

અને ઇચ્છા હોય તો ગના મીનો યાને બુરી શકિતની ગાનતાણુમાં મશગુલ રહે). અષોને ખુશ કરવા થોડીજ શકિતની જરૂર છે, જ્યાં બુરાઅનને ખુશ કરવા ઘણી ખુશામદ કરવી પડે છે.

આપણે સારી રીતે રાજી રહેવા માંગીશુ, તો થોડાથી સંતોષ મલશે; પણ જેઓ વ્યભીચારીજ હશે તેઓને સંતોષ આપવા અનેક મુર્તીઓનું પ્રાક્રમ, નિર્મુળ થશેજ અને તેના ધ્યાનમાં નહિજ ઉતરશે.

આ જગતમાં બુરાઓ દરેક આકારે ભમતા રહયા છે. એક વસ્તુ યા બાબદ એકે પસંદ કરી તો, પોતાનો વગવસીલો ચલાવી, તેને આપસંદગીમાં ઉતારવા, કઇકો શ્રીમંત હોવા છતાં ફાંચડ મારતા રહયા છે. એ સઘળાઓ ગના મીનોના માર્ગનાજ કહેવાય.

વળી કેટલાકો એવા અભિમાનના હોય છે, કે પોતાની સારી સ્થિતિના જોરે, પૈસા આમતેમ ખર્ચી પુન્ય દાન કરતા હોય, એમ વિચારી પોતાની જાત, ન્યાત અને કુલનું ઉંચાણુ યા નિચાણુ જાણુતા હોવા છતા, બીજા ગરીબોની કુલ લાજને નાહકના સતાવતા રહયા હોય, તેઓ ગમે એવો સખાવતનો રોહ કરતા હોવા છતા, ગના મિનોનાજ કહેવાય.

બીજાને બદ ગાએ છે, તેજ મૂળ છે કાગ—ચક્ષુ ફેંકો લક્ષ દઇ પૈસે રાખે લાગ
જાહેર મોટાં જે ગણે રાખ નહિ વીશ્વાસ—જોવા માંગો ગુણ ત્યાં નિકલે જુદો વાસ.

વળી જ્યાં સંતોષ છે ત્યાં વિચાર કાંઇ ઓર છે.

સંતોષનું જયાં નામ છે—ત્યાં છે થોડી ભુંખ,
થોડું ખતાં રાખશે—ઉજાશવાળુ મુંખ!

અસંતોષી ધાય છે—ત્યાં છે ભુંખની ભુંખ,
લાખ ગણે પણ દુખ છે—ના ત્યાં ઝાંઝુ સુખ!

૫. વાચા રપેન્તા મદન્યૂ મજદા અહુરા, અષાઉને ચોઇશ યા ઇજીચ્યા વહિસ્તા; હનરે થ્વહ્યાત્ જઓષાત્ દ્રેગ્વાઓ બક્ષઇતી, અષાઓથનાઇશ અકાત્ આષ્વાંસ્ મનંઘ્હો.

આ ફકરાનો અર્થ ઉપર જણાવેલા જેવોજ થાય છે. યાને રાસ્તીથી ચાલનારને દર હમેશ કરાર છે. ધીરજથી થોડામાં સંતોષ છે, જે

કાંઇ તે કરે છે તેનો નેક બદલો મલનો જાય છે. ઉપરાંત નેક રાહે ચાલવાથી તે પોતાનો હિસ્સો, હવે પછી આવતા કાળ માટે અંદીઠ રીતે એકઠો કર્યો જાય છે. દાદાર તેને માટે મિનોઇનું સુખ બાંધે છે. જ્યારે બુરી શકિતવાલાઓ પોતાનાજ કદમ ભારી બનાવે છે.

૬. તા દાઓ સ્પેન્તા મઇન્યૂ મજ્દા અહુરા આથ્રા વંઘૂહ્રાક વીઃઇનૌ રાનોઇબ્યા આમંતોઇશ દેબાંજંઘ્રા અષખ્યાચા હા -જી પોઉરુશ ઇબેન્તો વાઉરાઇતે. (સાતમો ફકરો પહેલા બરાબર.)

ઓ દાદાર અહુરમઝદા, સામા સામા ગુણ ધરાવનારાઓને તુંએ હરીફો બનાવ્યા છે. (પણ તે હરીફાઇમાં ફેર છે. સ્પેના મીનો, યાને ભલી ખાસીહત ધરાવનારાઓ પોતાના સામેના બદ દયાનની હરીફો આટે ભકિત પાંથરે છે, જ્યારે ગના મિનો, યાને બુરી ખાસીયત પોતાના હરીફોનું ખુંન રેડવા તૈયાર છે, તેઓની હરીફાઇ એવી છે કે, તે હરીફાઇમાં, તે હરીફોની બુન્યાદની ગણુણા થઇ જાય છે.)

સ્પેના મીનોની રાહે ચાલનારને બહેમન (અકકલ) આરમઇતી (ભલી શકિત) અને આતશ (આત્મિક બળ અને જુસ્સો) એ ત્રણ ખાસ પનાહ છે, મદદ છે, જ્યારે ગના મીનોને પોતાની બુરી શકિત સીવાય કોઇની મદદ ન મળવાથી, સ્પેના મીનોના ગુણવાલાઓ તરફથી લાયક બદલો મેલવે છે. તેઓના દુર્ગુણ પ્રતાપે તેઓ લાયક બદલો મેલવી રહે છે. જાહેરમાં સુખમાં ડોળતા પણ દેખાય, પણ અંતકરણનો કરડાત ચાલુ દુખ આપી રીબાવે છે. (કેટલાકો એવાં હોય છે કે, તેઓએ બુર કર્યું, જાણે છે કે તે બુરૂ સાબેત થયું છતા તેઓ પાગલ-પણું જાહેર કરે છે કે, તેઓનું અંતઃકરણ કબુલ કરતું નથી. તેઓ પણ ગના મિનોજ છે).

અષેમ્ વોહૂ ૩ સ્પેન્તા-મઇ-યૂમ્ હાપ્તીમ્ યજમઇદે યેંઘૂહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘુહો મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા આઓલૂહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

સત વચનોની સાથમાં—ફરજે તું હર કાળ
રૂડી સંગત સાંધતા—પામે રૂડોજ માલ!
જે બાબદમાં ધ્યાન જો—પુંગે નહિ કો, વાર
પુંછી પુંછી પામજે—પંડીતથી તે સાર!
મનમાં સમજે તું કદી—તું છે પ્રવિન જાન
તે મિથ્યા છે માન તુંજ—લાવી મેલે હાન!
રજ રજમાં તું ભેટશે—ચાહે બેમુળ માલ
હર દીશાથી પામશે—હરનો અનમુળ ખ્યાલ.

(હા ૪૮ મો.)

૧. યેજી અહાઇશ અષા દ્રુજેમ્ વેંધ્રુહઇતી, હાત્ આંસ્પુતા યાઓશ્તવાના ફ્રઓખ્તા અમેરેતાઇતી દએવાઇશચા મષ્યાઇમ્સા, અત્ તોઇ સવાઇશ વહેમ્ વક્ષત્ અહુરા.

સાર—જ્યારે સદગુણ સેવાથી, પરોપકાર પુન્યથી, તથા રાસ્તીના રસ્તાથી એક મનુષ્ય બીજાની બુરાઇને મારતો જણાશે, ત્યારેજ જાણતરનો ભેદ, અને સ્નોતોની સ્તુતિ કરવામાં કેવો ભેદ છે, તે જણાશે, અને દાદાર અહુરા મઝદાની બંદગી કરવાથી કેવા વજણદાર ફાયદાઓ છે, તે ફેલાવો પામશે, અને જગત ખુશી જોશે।

સત વચનોના મારથી-બુરૂ બનશે હાર
સત્ય સજજન જે થશે-જુઠ ને દેશે માર
ભકિત કેવો આશ છે-ભક્તિમાં છે માલ
જે માણસ ભક્તિ કરે-રહે સદા ખુશાલ

૨. વઓચાં મોઇ, યા ત્વેમ્ વીદ્વાઓ અહુરા, પરા હાત્ મા યા મેંગ પેરેથા જિમઇંતી, કત્ અષવા મઝદા વેંગહત્ દ્રેગ્વન્તેમ્; હા -ઇજી વંધ્રુહેઇશ વંધ્રુઇી વિરતા આકેરેતિશ.

આ બંદગીથી એવો તૌર કાઢવામાં, કાંઇ પછાત રહીશુ નહિ, કે જેઓના સુધ્ધા કામ તરફ કઇકોના લાગવગ, અને હલકા દાવથી જે ધાઓ ખાસ કરવા કરાવવામાં આવે છે, તે થવા અગાઉ સત્ય જનોને

અહુરાથી અંદીઠ રક્ષણુ મલેલુંજ હોય છે. એવો મામલો જ્યાં બને છે, ત્યાં તે ખુબીજ ભરેલો બનાવ કહેવાય–જે ઉપરથી સત્ય જનો કહી ગયાજ છે કે "સાચ ને કદિ ન લાગે આંચ."

૩. અત્ વએદેમ્નાઇ વહિસ્તા સાસ્તનાંમ્, યાંમ્ હુદાઓ સાસ્તી અષા અહુરો, સ્પેન્તો વીદ્વાઓ, યએચીત્ ગૂજરા સેંગહાઓંધ્‌હો. થ્વાંસ્ મજદા વંધ્‌હેઉશ્ ખ્રથ્વા મનંધ્‌હો.

ત્યા સારી ખાસીયત ધરાવી ચાલનારને, અહુરા મઝદા સર્વથી સારા કલામોથી બહુ શક્તિ દીયે છે, સારી શિખામણુ તેથી પેદા થાય છે તે બધું અષોઇને લીધેજ બને છે, અને બનશે.

સદા કાળ માટે ગુણીલો તું થાજે–સદા સુખ પાંમી હસીને તું ગાજે
સદા તુંજ સીરે પ્રકાશિત થાજે–હમેશા સ્વભાવે નમાનો તું છાજે !
ખરે લાવશે રે હરીનોજ શાહયો–ફરીને બધે જો હરીનાદ ગાયો !

વળી એ ફકરાના સેવટ ભાગમાં, એવો વિચાર દોરાયો છે કે "ઓ અહુરમઝદ, કોઇપણુ ભલા મનની બરકતથી ત્હારી નઝદીકનો થઇ શકે ?"

આવા સવાલો થતાં, આપણે પોતેજ ખ્યાલ કરી શકીશુ કે જ્યાં ભલું ચિત્ત છે તે આસપાસ મનને સુખ અને વિશ્રાંતિ છેજ, પણુ, કોઇ ગમે એવુ મેલા, યા મેલા વિચારનું હોય, તેની સાથે બગલગરી કરવાથી, પેલાનો મેલાસ, બીજાની સ્વચ્છતાઇથી, ટળવાનો નથી. પણુ તેના મેલાસના છાંતાથી દુર રહેવાનો પ્રયાસ સ્વચ્છતાઇવાલાએજ ધ્યાન રાખવાનો છે. ગમે એટલા સોજાં સફરચંદ, યા નારંગીઓ સાથે એક કોહલી વસ્તુ સુધરવાની નથી, પણુ કોહેલીના સંબંધમાં બીજીઓ બીગડી નહિ જાય, તેની વિષેશ સંભાલ લેવાની છે.

૪. યે દાત્ મનો વહ્યો મજદા અષ્યસચા, હ્‌વો દએનાંમ્ ષ્યઓથ-નાચા વચંધ્‌હાચા; અહ્યા જઓષે ગ્ ઉશતિશ્ વરેનંગ્ હચઇતે; થ્વહ્મી ખ્રતાઓ અપેમેમ્ નના અંધ્‌હત્.

ઉપલા ફકરાના સાર એવો છે કે જેમ એક માણુસ જેટલા પ્રમાણુમા પોતાના વિચારો નેક રાખે છે, તેટલા પ્રમાણુમાં, તેની દીનને

ઝળીકતી કરવાનું તથા રાખવાનું હિત મેલવે છે, કારણ કે, તેના વિચારો હોશ, ધીરજ, અને ગ્નાની દીનના, ધર્મના સિંદ્ધાંતોને અનુસરતાં હોય છે.

ધરમ કરમના કામથી–ઝલકે તુંઝનો પ્રાણ
એવા સુસિલ ખ્યાલથી–છળકે ભિતર જાણ !
જુગ જુગ રૂડાં ફળ મલે–હર ઘડી હર વાટ
માટે કરજે રાત દીન—સુભાવની સંગાત !

૫. હુક્ષથ્રા ક્ષેન્તાંમ્, મા –ને દુશે-ક્ષથ્રા ક્ષેન્તા, વંધૂહુયાઓ ચિરતોઇશ વ્યઓઆથનાઇશ આમંઇતે. યઓજદ્દાઓ મષ્યાઇ અઇપી જાથેમ્ વહિસ્તા. ગવોઇ વેરેજયાતાંમ્ તાંમ્ ને ખ્વરેથાઇ ફ્રુયો.

આ પરિણામે, આપણા માથે જે સત્તા રહે છે, તેપણ આપણી ભલાઇથી ભલીજ રહેશે. જ્યાં પવિત્રાઇ છે, ત્યા સાચુ મન છે, અને તેની રૂડી સંગતથી આપણને બધેજ પવિત્ર દેખાય છે. તમારી આખો સામેની કાચની બારીઓ જેટલાં પ્રમાણમાં સાફ હોય, તેટલાંજ પ્રમાણમાં બહારની સીમા સાફ દેખાય, પણ તમારાજ કાચમાં ધુલ હોય, તો, મુળ વસ્તુ જોતા ત્યાં ધુલ દેખાય. આ ફકરામાં ગોસપંદોને આરામથી રાખવા ખાસ ભાર મુકીને સલાહ દીધી છે. અને ગાયોનું મુળ રક્ષણ કરવું, એ બહેમનની ભલી યાદી છે. ( આપણે હયાંથી થોડાક વેગળા થઇશું અને ગાય માટે, બે શબ્દો સંગીતમાં ટાંકીશુ, અને ગોસપંદને યાને ગાય ઢોરને, રક્ષણ દેનારી સલાહ તરીકે નિચલાં સંગીતો હયાં સિંગાર કરીશું.

શાહનો કહાન્ડો–જપતાલ.

હરી ભજનારા–ગુણીજન પ્યારા–દ્રષ્ટિ ધરો તમ જગ દુખ દત્તારા –હરી
છે, ઊપયોગી, કાં ગાય કાપો !–નેત્ર વડે ત્યાં નિર નિજ ધારા=દ્રષ્ટિ
નિર્દોષ બેઠી– કેમ ઘાસ ચાવે—કાપ મુંકો છો કાં કેમ કાળા=દ્રષ્ટિ
પશુ પ્રાણે, ગાય, એક માતા—કાપી કરો છો, કાં કામ કાળાં—દ્રષ્ટિ
ભક્ષ થોભાવો રક્ષા વધાવો—ગાયો બચાવી રહો, હરી પ્યારા=દ્રષ્ટિ

ઝીંઝોટી ત્રીતાલ.

કદી ન જાણુ—ને અંજાણુ—કદિ તું ગાય ના કાપે,
સદા તું હિતની સાથે——અરે તું રક્ષ દે જાને=કદી
હજારો લાખ—અને દશ લાખ—રડે છે બાળ, ખરે મા વીન
બંલી આ ગાય દે છે દુધ—છતાં, તે જીવ કાં કાપે?= કદી
મલી તે ડોક ને વાલી—ચબાવે ચાર—અરે બેડી
ખરે કંગાળ, છે હાથો મુંગી આ ગાયને કાપે=કદી
ઉઠો ઓ માનવી ગુણવાન—બચાવો આ મુગાં પ્રાણો
જાણો જીવ તમારો છે—હરી તમને, પણ સુખ આપે=કદી.

ઝીંઝોટી ત્રીતાલ—"ગુણોવાપર અની ગુણકારી"—એ તર્જ.

કરો સેવા જીવનની સારીરે—વ્હાલી ગાયો બચાવો પ્યારી
કરો સેવા જતન બહુ ભારીરે—કાંય, ગાયો કપાવો સારી=કરો
નિર્દોષ નમતી, કેવી ચરે છે—ચારો ખાઇ આનંદ ભરે છે
બાળકોનું પોષણ દીયે છે—દે દહિં, દુધ, ગુણવાલીરે=કરો
માતા જેવી મમતા ગાયે—જ્યાં કહો ત્યાં ધસ્તી જાયે
ચારો ખાઇ હસ્તી ધાયે, શ્રમ કરો બહુ ભારીરે=વ્હાલી
શાને, મનવા ધસ્તો જાય—કતલ કરી કાં હરનો ખાયે
માનવ રૂપે દૈત્ય લેખાય—છોડો રીવાજ અવિચારી છે=વ્હાલી

આગલ વધી જ્યારે છઠો ફકરો વાંચયે, ત્યારે, આપણને, શું વિચાર આવશે?

૬. હા -જી -ને હુષોઇથેમા, હા -ને ઉતયૂન્તીમ્ દાત્ તેવીષીમ, વંધ્રુહેઉશ મનંધ્રુહો બેરચ્યે; અત્ અખ્યાઇ અષા મઝ્દાઓ ઉર્વરાઓ વક્ષત્ અહુરો અંધ્રુહેઉશ જાંથોઇ પઓઉરુહ્યા.

આ ફકરામાં એવું માલમ પડે છે કે, ગાય ગોસપંદો, યાને ગાય, ઢોર, આપણને કેવી કિમતિ સેવા આપે છે. તેઓની જતન, અને રક્ષણ કરવાથી, તેઓ આસુદા બને છે, અને, આપણને ખોરાક માટે દુધ, પુર

જથ્થામાં આપે છે, જેના પકવાનના ઉપ્યોગ આપણે જાણ્યે છીયે, અને માન્યે છીયે, કે દુધનો ખોરાક અન્નફળ શાક કરતાં, કાંઇ ઓછો નથીજ.

ખોરાક, જેટલો સ્વચ્છ, અને, નિર્દોષિતાઇ ભરેલો આપણે ખાવામાં લઇશું, તેવુંજ તેનું પાચણ પણ સહેલ થશે, અને એવો સાદો ખોરાક લેવાથી, આપણાં શરીરને પણ સ્વચ્છ લોહીની વૃદ્ધિ મલવાથી, સ્વચ્છ વિચારો, અને ઉંચ ભાનનું સ્મરણ થાય છે.

જ્યારે સૃષ્ટિ રચના દાદાર અહુરામઝદાએ તૈયાર કરી, ત્યારે એ જાનવરો માટે પુરતાં જથ્થામાં વનસપતિ, ઘાસ, એવો તત્ર પણ પ્રથમથીજ તૈયાર રાખ્યો.

૭. ની અએષેમો ની-ઘાતાંમ્, પઇતી રેમેમ્ પઇતી-સ્પોદ્રુમ્, યોઇ આ વંઘૂહેઉશ મનંઘૂહો દીદ્રઘ્‌જેદુયે અષા વ્યાંમ્ યેહ્યા હિથાઉશ ના સ્પેન્તો. અત્ હોઇ દામાંમ્ થ્વશ્ની આ-દાંમ્ અહુરા.

સાદા ખોરકથી, સ્વચ્છ ખોરાકથી, નિર્દોષ ખોરાકથી, મનના ગુસ્સાને કુવત મલતુ નથી. શરીરને કુવત, તે પ્રમાણમાં જોઇએ, કે જેટલા કુવત થકી, આપણે આપણા કામો હાથે પગે સારી રીતે કરી સકયે, જ્યારે, ભારી ખોરાક, અને, દીલમા ગુસ્સો આપનારાં, લોહી માસના ખોરાકથી આપણે ઘણે ભાગે ગુસ્સાવાળા થઇએ છીયે. તેથી નિર્મળ ખોરાક મલવાથી, આપણને, મારામારી ટંટો ફેસાદ કરવાનું સુંઝ પડે નહિં. એ માટે દુન્યાને આબાદી કરનાર વિચાર, તે નેક વિચાર છે, અને, જ્યાં નેક વિચાર, પીદા થયેલો, ત્યાં દાદાર અહુરા યઝદાની બરકત છે, કે જે દાદારનુ ભાન શિખાડનાર સ્પિતામા જરથુસ્ત્રના આપણે હમેશ આભારી રહીશું.

૮. કા -તોઇ વંઘૂહેઉશ મઝદા ક્ષથ્રહ્યા ઇશતિશ; કા -તોઇ અષોઇશ થ્વખ્યાઓ મઇખ્યો અહુરા; કા -થ્વોઇ અષા આકાઓ અરેદ્રેંગ્ ઇખ્યા, વંઘૂહેઉશ મન્યેઉશ ખ્યઓથનનામ્ જવરો.

ઓ અહુરમઝદ, ત્હારી તરફનો પવિત્ર બદલો મેલવવા, મ્હને બંદગીની જરૂરજ છે, અને તે બંદગી સુખના પતપતારાની નહિ, પણ

તે સાથેના સુદ્ધાં કામો કરનારી ભલી નેમ સાચની બંદગી, મ્હારે કરવી સજાવાર છે, જેથી નેક મનસની, યાને ભલાં વિચારોને આગળ વધારનાર. તરીકે, હું થઇશ, અને ત્હારા આશિર્વાદ મેલવવામાં મને જય થાય! જેઓની બંદગી સારી છે, અંતઃકરણને પ્યારી છે, તેઓને પોતાની જબાની સાબેત રાખવી સજાવાર છે. કોઇની સમજાવતથી, સ્વસ્ત આપેલી જબાનીને પાછી ખેંચી લેવા જેવું પાપ જવલેજ નાનું કહેવાય.

૯. કદા વએદા યેજી અશા ક્ષયથા મજદા અષા યેશા -મ આર્મઇતિશ દૂએથા એરેશ્ -મોઇ એરેજુચાંમ્ વંઘૂહેઉશ વફુશ મનંઘૂહે વીઘાત્ સઓષ્યાંસ્ યથા હોઇ અષિશ અંઘૂહત્.

ઓ અહુરમઝદ, રાસ્તીથીજ તું અને સઘળા સતા ધરાવી શકે એ માટે જેઓને શક હોય, તેઓ જીંદગીના છેડાએ જોઇ વળશે, કે તે સાચ્ચોજ નિયમ હતો, અને છે, અને રહેશે જેમકે.

પીલુ—ત્રીતાલ.

સત્ય ધરો બળવાન, ગુણીઓ-સત્ય ધરો બળવાન
સત્ય શોભા-મન-તનની-સત્ય શોભા, ધન-જનની
તે વગર સૌ હાન-ગુણીઓ સત્ય ધરો બળવાન
દુખ વેદના, પડે હઝારો-છતાં સત્ય હરદમ ધારો-
અંતે બચાવે પ્રાણ-ગુણીઓ સત્ય ધરો બળવાન
ખોટાં ભાવે દ્રવ્ય ચાહો-સાથે હોય, ખોટાં ભાવો.
તે મનુષ્ય, અહેવાન-ગુણીઓ સત્ય ધરો બળવાન
સુરનઇ સતની રોજ વગાડો-સતના નિર્મળ વાવો ઝાડો.
ખુશી રહે ભગવાન-ગુણીઓ સત્ય ધરો બળવાન

૧૦. કદા મજદા માંનરોઇશ નરો વીસેન્તે, કદા અજેન્ મૂથ્રેમ્ અંઘા મદહા વા અંમયા કરપનો ઉરુપયેઇન્તી, યાચા પ્રતૂ દુશ-ખશથ્રા દખ્યુનાંમ્.

૧૧. કદા મજદા અષા મત્ આમંઇતિશ જિમત્ ક્ષથ્રા હુષેઇતિશ વાસ્ત્રવદ્તી; કોઇ દ્રેગ્વોદેબીશ ખ્રૂરાદ્શ રામાંમ્ દાઓન્તે; કંઅ આ વંઘૂહેઉશ જિમત્ મનંઘૂહો ચિસતિશ.

અએ હોરમઝદ, આ જગતમા કાબેલ, અને સાચી બુદ્ધિના માણસો ક્યારે જગે જગે જન્મ લેશે ? તેમ થવાથી કુબુદ્ધ શક્તિને, બુરા ભરેલી ભક્તિને તેઓ નાશ કરી શકે.

ક્યારે એવો વિચાર જગતમાં મજબુત બને કે જ્યારે બેવફાઈઓથી જગ ખાલી થાય, જુઠા તારકતોનો નાશ થાય ? જગ આબાદી હાલતમાં પમરતુ થાય ? સુખ અને સંપતિ સર થાય, ડહાપણની દીવાલી ક્યારે ભણુંકદાર બનશે ?

૧૨. અત્ તોઈ અંધ્રુંહેન્ સઓષ્યન્તો દખ્યુનામ્, યોઇ ક્ષ્નૂમ્ વોહૂ મનંધ્રુહા હચાઓન્તે ષ્યઓથનાઇશ્ અષા થ્વહ્યા મજદા સેંઘહ્યા, તોઇ જી દાતા હમએસ્તારો અએષેમ્ મહ્યા.

ટુંકમાં ભલા મનના મજબુત મનુષ્ય કે જેઓ બુરાઈ સામે હમેશ લડનારાઓ છે તેઓનું જોર વધતુ થાય, અને દીનના એલમ અને જ્ઞાનને વળગી રહે, દીનની વિરૂદ્ધ ચાલનારાઓના રાહબરો થાય.

મોનાજાત.

યકિન પાક રાખો–જગત શાદ છે–દીનથીજ જગમાં આબાદ છે.
યકિન નહિ, ત્યાં હાંસેલ શું–ધરમ નામ જ્યાં નહિ, ત્યાં શું કહુ ?
જગમાં જે મેલાં ધાંધા રહયાં–જગમાં તેથીજ દુખો થયાં.
કાપો અરે દુખ નેક ધ્યાનથી–નેકીને પાળો સતત જ્ઞાનથી.
અહુરમઝદ ચાહે કે નેકીજ એક–લાવે તે દોલત, લાવે તે ટેક.
અનંત સુખ માટેજ નેકી કરી–મિનોઇની પાલ નેકી કરી

Moral force is the greatest power, before it all the devilry is destroyed.

સદા ચરણુમાં સુખ છે, તેમાંજ સત્યની ભુખ છે અને તેથીજ, તે પાળનારનું રોશન મુખ છે.

૧૩. સ્પેન્તા મઇન્યુ વહિશ્તાચા મનંધ્રુહા હચા અષાત્ ષ્યઓથનાચા વચંધ્રુહાચા અહ્યાઇ દાંન્ હઉર્વાતા અમેરેતાતા મજદાઓ ક્ષથ્રા આમંઇતી અહુરો.

( એ ફકરો બે વાર ભણવો. )

અષેમ્ વોહૂ ૩ મેજ્ધાંમ્ હાઇતીમ્ યજમઇદે. યેંઘ્રે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા ગાઓંઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

૧ અત્ મા યવા બેન્હયા પઍ મજિશ્તો, યે દુશ-અરેથ્રીશ ચિક્નુષા અષા મજ્દા; વંઘુહી આદા ગઇદી મોઇઆ-મોઇ અરપા; અષા વોહૂ અઓષો વીદા મનંઘ્હા.

૨ અત્ અષા મા બેન્દ્વ્યા માનયેઇતી તકએષો દ્રેગ્વાઓ, દઇબિતા અષાત્ રારેષો, નોઇત્ સ્પેન્તાંમ્ દારેશ્ત અષાઇ સ્તોઇ આમંઇતીમ્, નએદા વોહુ મજ્દા ફ્રશ્તા મનંઘ્હા.

૩ અત્ચા અષાઇ વરેનાઇ મજ્દા નિદાનેમ્ અષેમ્ સૂઇધાઇ તકએષાઈ રાષયેંઘ્રે દ્રુક્ષ્, તા વંઘ્રહેઉશ સરે ઇજ્યા મનંઘ્હો, અન્તરે વીસ્પેંગ્ દ્રેગ્વતો હખ્મેંગ્ અન્તરે-મ્રૂયે.

સાર—આ ત્રણે ફકરામાં એવો સાર મલશે કે, “ જેઓ, આ દુન્યામાં બેદીલ થયા છે, સંકટમાં આવી પડયા છે, તેઓને રાસ્તીથી હું મદદ કરવા ચાહુ છુ, પણ બેનદ્રે નામનો કોઇ જુઠો, ભુંડો સરદાર મ્હારા કામમાં ખલલ નાખે છે, તેને મારી હઠાવવા તું આ દાદાર મદદ થા !

એ સરદાર, અમને દુખમા, તથા ફીકરમાં નાખે છે. તે કોઇ પણ જાતનું ભલુ જાણતોજ નથી. એ પોતાનીજ સરદારી કાયમ જાણે છે. મનસની કે, જે, આ દુન્યાનું રક્ષણ કરવા આપી છે, કે જેનાથીજ આ જગતનું દુઃખ ટલે, સુખ ફળે, શાંતિ થાય, તેજ મનસનીનો ઇનકાર કરવા કરાવવા કેટલાકો રાત દીન તૈયાર છે.

૪ યોઇ દુશ-ખ્રથ્વા અએષેમેમ્ વરેદેન્ રામેમ્ચા, ખાઇશ હિજ્વાબીશ ફ્શુયસુ અફ્શુયન્તો, યએષાંમ્ નોઇત્ હ્વરૂસ્તાઇશ વાંસ દુજ્વરૂસ્તા, તોઇ દએવેંગ દાંન્ યા દ્રેગ્વતો દએના.

૫ અત્ હ્વો મજ્દા ઇજાચા આજૂઇતિશચા, યે દએનાંમ્ વોહૂ સારૂસ્તા મનંઘ્હા; આમંતોઇશ હસ્ચીત્ અષા હુજેન્તુશ, તાઇશચા વીસ્પાઇશ થ્વહ્મી ક્ષથ્રોઇ અહુરા.

૬ ફ્રે વાઓ ફ્રએષ્યા મજ્દા અષેમ્યા સૂઇતે યા વે ષ્યતેઉથ ક્ષ્મા-ક્શા આ-મનંધૂહા, એરેશ વીચિથાઇ, યથા-ઇ સ્રાવયએમા તાંમ્ દએનાંમ્ યા ક્ષ્માવતો અહુરા.

સાર—જેઓ બુરી અક્કલ, બુરી ઝબાની, બુરી કરણીથીજ વર્તવા માંગે છે, કપટ, કીનો, અદેખાઇને વધારવા માંગે છે, જેઓ ઉપયોગી માણસોને વગોવવા ચાલુ કોશેશ કરે છે, જેઓ બુરાઇને ઉતેજન આપવા યત્ન કરે છે, તેવાઓનો નાશ કરવા હું કોશીશ કરૂં, તેમાં, ઓ દાદાર, તું મદદ કર !

જેઓ ત્હારી દીન, ત્હારી મનસની, નેક વિચારોને શ્રેષ્ટ ગણે છે, તેઓ પોતાને તેમજ પોતાના ઘર ગામને આબાદ કરે છે એવો ભલો માણસ સંપુર્ણ મનસની ગવસની અને કુનસની, યાને ભલા વિચાર, ભલા શબ્દો અને ભલાં કામને ચાહનાર આખરે આબાદી સાથે ગરોથમાન માને અમમર શાંતીનું સુખ મેલવવાનેજ ભાગ્યવંત થશે.

ઓ ખુદા, ત્હારી તરીકત પ્રમાણે ચાલવા કોણ નહિ પસંદ કરે ! કે જેમ ચાલવાથી બધાં ભલાઇનાજ કામો પાર કરવા આબાદી ભરેલાં કરવા, તથા જગતમાં આશકારા કરવા અમો ફતેહ પામ્યે !

૭ તત્યા વોહૂ મજ્દા સ્રઓતૂ મનંધૂહા, સ્રઓતૂ અષા, ગૂષહ્વા-તૂ અહુરા; કે અઇર્યમા, કે ખએતુથ દાતાઇશ અંધૂહત્, યે વેરેજેનાઇ વંધૂહીમ્ દાત્ ફ્રસસ્તીમ્.

૮ ફ્રેરષઓસ્ત્રાઇ ઉર્વાજિસ્તાંમ્ અષવા દાઓ સરેમ્, તત્ થ્વા મજ્દા યાસા અહુરા મઇવ્યાવા યાંમ્ વંધ્હાઉ ૠથ્રી આ-ક્ષથ્રોઇ, યવોઇ વીસ્પાઇ ફ્રઓસ્તાઓંધ્હો આઓંધૂહામા.

ઉપલા ફકરાઓના, આગલા ફકરાઓ જેવાજ વિચારો છે, એમાં એમ જણાવ્યું છે કે, આએ દીનની આબાદી મનસનીની મતીવાલાઓ સીવાય કોણ શાંભલશે નહિ, અને મનસનીની મતીવાલાઓજ તે દીનને આબાદ સ્થિતિ પર લાવવા ચિત્ત લગાડશે.

(જરથોસ્તી દીનના કલામો ગાઇ તે પ્રમાણે ચાલવાથીજ એક જીવ ઉંચી બરકત મેલવી લીયે છે. એક જરથોસ્તી આ દુન્યામાં ઘણોજ ચાલાક, માહીલ અને સારી સ્થિતિમાં ફરતો જણાય, પણ તે સાથે તેનો અંતઃકરણ અવાઝ રોઝે મોત પછી દાદારને દરબાર પમરતો રહે, તે તો તેની ફ્રવષીજ જાણે—જેઓ પોતાના સ્વસ્થ અને સ્વતંત્ર વિચારે ફરે છે, તેઓની સાંધ આ જગત કરતી નથી, કારણ કે તેઓ હરહંમેશ સઘળાને સ્વાલ કરે છે કે (શું સંતતી, ઉંચ સ્થિતિ પોતાના સ્વાર્થ માટે છે! શું, જેઓ પાસે ઝર દ્રવ્ય હોય, તેઓ બગુી ગગુી પોતાનેજ માટે વાપડી આનંદમાં રહે, તેથી તેઓ સ્વર્ગની સેવા સંપાદન કરશે! આવા સિધ્યા સ્વાલોથી સ્વતંત્ર માણસ અળખામણો થશેજ, પણ ફ્રવશી પોતાનું કામ કરતી રહેશે.)

ઓ અહુરમઝદ તમો અમને સર્વોપરી શકિત, તથા મદદ આપ, જેથી અમારી સામેનું બિકટ કામ કઇક પ્રમાણે પુરૂં કરવા ફતેહમંદ થઇએ, ફીરોઝગી પામ્યે.

૯ સઓતૂ સારનાઓ ફ્શેંગ્હો સુગે તસ્તો; નોઇત્ અરેથ-વચાઓ સરેમ્ દદાંસ્ દ્રેગ્વાતા; હ્વત્ દએનાઓ વહિસ્તો યૂજેન્ મીજ્દે, અષા સુખ્તા યાહી દેજામારપા.

(રાસ્તીની રાહે ચાલનાર કદીપણ જુઠાની સરદારી લઇ શકે નહિં, પણ રાસ્તીએ ચાલનાર સાથે પેલા સામેવાલાઓ, જેઓ પોતાની ખાસીહત બદલી સાથે થવા માંગે, તેવાઓથી પણ સામેલગીરી વખતે ચેતીને ચાલવું જોઇએ, કારણ કે સાચ્ચા કામો કરનારને, સંગત આપી જાસુસીનો પાત્ર ભજવનારાઓ પણ ઘણા પડયા છે. (કંઇક ધુતારાઓ એવા આંજી નાંખે એવા છે કે જ્યારે જોઇએ ત્યારે હાથમાં હાડી અને ભણતરની ચોપડી, જ્યારે જોઇએ ત્યારે સુખડ અને લોબાનથીજ વાત, જ્યારે જોઇએ ત્યારે ધર્મ સ્થાનેજ નઝરે પડે, છતાં તેઓ એવા ખોટા ઓઠાંમા પડયા છે, અને એવા હલકા દાવો રમ્યા જાય છે કે, તેવાઓ

બરેજ જાહેર દેખાતા બુરાઓ કરતા પણ વંઠેલાઇમાં વધારે પ્રમાણે લેખાતા છે. તેવાઓ ભલાની છાવણીમાં, સારી વાવણીમાં ઝેરી સર્પ સમાન કીડાઓ થઇ પડી, ઘણું નુકશાન કરતા ફરે છે, તેવાઓથી એ દાદાર અમને બચાવ).

૧૦ તએચા મજદા થ્વશી આદાંમ્ નિપાઓંઘ્હે મનો વોહૂ ઉરૂનસ્ચા અષાઉનાંમ્ નેમસ્ચા યા આમંદતિશ્ ઇજાચા માંજા ક્ષથ્રા વજ્દંઘ્હા અવેમીરા.

અષો રવાનની બંદગીથી, યાદીથી, તેમની ખરી ભક્તિથી આપણી મનસનીમાં વધારો થાય છે, આપણી ખુરેહ અને આબાદી વધે છે, આપણને અંદીઠ જોર વધે છે. એવા ભલા રવાનોની અમો, એ અહુર-મઝદ હંમેશ મદદ માંગીશું.

છેલ્લા કેટલાક ફકરાઓનો સાર, આપણે નિચે મોનાજાતમાં ગાઇશું.

મને આપ શક્તિ, ઓ દાદાર અહુર-આપો અમુને ભલાઇનુંજ નુર.
વળી આપ અમને સત્યનું સુર-ટાળો અમારી ભૂલ ને કુસુર
અમો તો ખરા દીલથી ચાલશું-ત્હારીજ દીનને, જરૂર પાળશું.
બચાવો ઓ દાદાર બુરાથી જુરૂર-આપો કદી ના, ત્યાંનું ધુરૂર.
ઇઝત સાથ રોટી જરૂર ખાઇશુ-ત્હારીજ દાદ પનાહ ગાઇશું.
અમારા રવાનો ગયા છે હમેશ-તેઓથીંજ ચાહશું અમારીજ યશ.
મદદ તો ખરે તેઓ દેશે જરૂર-અમોનેજ આપે અષોઇનુંજ નુર.
પનાહમાં તું ત્હારી અંનત રાખજે-અમારીજ બરદાસ તું બાખજે!
પોહોંચીશ તુને કરી કામ શુધ્ધ-આપો હંમેશા ભલી નેક સુઝ!

૧૧ અત્ દુશેક્ષથ્રચ્ દુશ્-શ્યઓથનેંગ દુજ્વચંઘ્હો દુજ્દએનેંગ્ દુશ્-મનંઘ્હો દ્રેગ્વતો અકાઇશ્ ખરેથાઇશ્ પઇતી ઉર્વાંનો પઇત્યેઇન્તી દ્રુજો દેમાને હઇથ્યા અંઘ્હેન્ અસ્તયો.

જે રવાનો ખોટી રહેણી કરણીવાલાઓ હોય છે, તેઓને જે શક્તિઓ મરણ વખતે સામે લેવા જાય છે, તે ઘણીજ ગંધ મારતી, અને નઠારીજ હોય.

વળી એવો ખોલાસો મલે છે કે ગુજર પામયા પછી આત્માને ચિનવત નામના પુલ ઉપરથી પસાર થવું થાય છે, જ્યાં તેની જીંદગીના કાર્યોનું તોલ થઇ જાય છે. અને ત્યાંથી, તોલ થયા બાદ, તે સ્થાનને ફરેશતાઓ, અથવા ખોટી વાસનાઓ વાલ્રિ શકિત ધરાવનારાઓનો આસરો થાય છે.

આ બહેસ્ત અને દોઝખ ગણાય છે જેનો કવિ દાનતે એ ઘણો બયાનક ચિતાર પોતાના કાવ્યોમાં આપ્યો.

(ચિનવત પુલને આપણે પસાર કરીશું, તે આગમજ જીવન રૂપમાં જાણુ એ ચિનવત પુલ આપણને સમજાય છે. આપણા મનમાં દોલાની બે શકિતઓ છે. એક મરજીની, બીજી ઇચ્છાની. મરજીની શકિત આત્માની ઉંચાઇ બતાવે છે. ઇચ્છા શરીરને પાળે છે, અને શરીરની ઇંદ્રીઓની જાલમાં મહાલે છે. ટુંકમાં, નર્કની નળી પર સ્વાર થઇ કોઇ સ્વર્ગની સલી કેમ મેલવશે?)

હ્યાં પણ એક હદ બને છે, જ્યારે વચ્ચે જે ભાગ યાને ભાવના રહે છે તે નડતલ કહેવાય. આ નડતલ તે ચિનવત સમાનો પુલ છે.

હવે જો એ નડતલ ભાંગી નાખ્યે તો આપણે મરજીને આધીન થઇ જીવન રૂપમાંજ સ્વર્ગ, યાને શાંતિ ભેળવ્યે, યા ઇચ્છા માર્ગે તણાઇ જઇશું, તું અશાંતિ, અંધકાર અને દુઃખ માર્ગના દોઝખ સમાન લેખાતા ભાગ ઉપર ટણાઇ જઇશું.

૧૨ કત્ તોઇ અષા જમયેન્તે અવંઘ્હો જરથુસ્તાઇ, કત્ તોઇ વોહૂ મનંઘ્હા યે વ્વે સ્તઓતાઇશ્ મજદા ફ્રીનાઇ અહુરા અવતૂ યાસાસ્ હત્ વે ઇસ્ત્મા વહિસ્તેમ્.

માટે, ઓ અહુરમઝદ, ત્હારી મરજી પ્રમાણે ચાલવા મને શકિત આપ. ત્હારી કીર્તિ હું ગાથાઓથી વખાણું છું, અને હંમેશ તેવાંજ પ્રકારથી વખાણીશ.

## ઝીંઝોટી ત્રીતાલ.

**ગાથા** ભણો રે ગાથા—**ગાથા** ભણો રે યારો
ગાથા ભણો રે ગાથા—સુખનો રહયો છે કયારો=
ત્યાંથી થશે રે સારો—દુખની સલીનો **ભારો=ગાથા**
ગાથા શિખાવે આશા—આશા બનાવે પ્યાસાં
ગાથા અહુરની ભાષા—**સરોષ** મલે રે પ્યારો=ગાથા
ગાથા હદય હળાવે—વાણા ગુણીલાં લાવે
**જરથોસ્ત** જોમ બતાવે—દેશે અમર્ગી ચારો=**ગાથા.**

**૧૩.** સ્પેન્તા મઇન્યૂ વહિશ્તાચા મનંઘહા હચા અષાત્ **શ્યઓથનાચા** **વચંઘહાચા** **અ.ઇાઇ** દાંન્ હઉર્વાતા અમેરેતાતા મજદાઓ ક્ષથ્રા **આમ'ઇતી** **અહુરો**

અષેમ્ વોહુ ૩ અત્ માયવાંમ્ હાઇતીમ્ યજમઇદે. યેંઘ્રે **હાતાંમ્** આઅત્ યેસ્ને પઇતી યંઘ્રહો મજ્દાઓ અહુરો **વએથા** અષાત્ **હચા** યાઓંઘ્રહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા **યજમેઇદે.**

(હા ૫૦ મો.)

૧. કત્ મોઇ ઉર્વા ઇસે ચશ્ના અવંઘ્રહો. કે-મોઇ પસેઉશ કે મે ના થ્રાતા વિસ્તો, અન્યો અષાત્ થ્વત્ચા મજ્દા અહુરા અજ્દા જૂતા **વહિસ્તાઅત્ચા મનંઘ્રહો.**

૧. આ ફકરામાં મનુષ્ય પોતાના બચાવમાં કેમ રહી શકે? **ત્થા** તેણે કોણ બચાવે? આના જવાબમાં ફકટ ટુંકમાંજ કહીશું કે **માણસને** **બચાવનો** માર્ગ એકલી અષોઇ, તથા નેકી આપી શકે, જેના **પ્રમાણમાંજ** તે અહુરાની મદદ ત્થા દાદ મેલવી શકે. જેઓ નેકી કામમાં કરે **તેઓજ** નામદાર, જ્ઞાનદાર થઇ શકે. કરજો એવું કામ, સદા હોય નેકી **જેમાં,** **ભરજો** એવું ભાન, સદા જો નેકી તેમાં.

**૨.** કથા મજ્દા રાન્યો-સ્કેરેતીમ્ ગાંમ્ ઇષસોઇત્, યે-હીમ **અષાઇ** વાસ્ત્રવઇતીમ્ સ્તોઇ ઉસ્યાત્; એરેજેજીશ અષા પોઉરૂષુ હ્વરે -**પિષ્યસ** આકાસ્તેંગ્ મા નિષાસ્યા દાથેમ્ દાહ્વા.

**૩.** અતચીત્ **અષાઇ** મજ્દા અષા **અંઘ્રહતી યાંમ્ હોઇ ક્ષથ્રા વોહુચા** **ચોઇસ્ત** મનંઘ્રહા યે ના **અષોઇશ અઓજંઘ્રહા વરેદયએતા યાંમ્** **નજદિશ્તાંમ્** ગએથાંમ દ્રેગ્વાઓ બક્ષઇંતી.

૪. અત્ વાઓ યજાઇ સ્તત્રસ્ મજ્દા અહુરા હદા અષા વહિસ્તાચા અનંઘ્રૂહા ક્ષથ્રાચા યા ઇષિ સ્તાઓંઘ્હત્ આ-પઇથી આકાઓ અરેદ્રે ર દેમાને ગરો સેરઓષાને.

૫. આરોઇ-જી દ્મા મજ્દા અષા અહુરા હ્યત્ યૂષ્માકાઇ માંથ્રાને વઓરાજથા અઇબી-દેરેસ્તા આવીષ્યા અવંઘ્રૂહા જસ્તાઇસ્તા યા નાઓ આથ્રે દાયાત્.

૬. યે માંથ્રા વાચેમ્ મજ્દા બરઇતી ઉરથો અષા નેમંઘ્રૂહા જરથુસ્ત્રો દાતા ખ્રતેઉશ્ હિજ્વો રઇથીમ્ સ્નોઇ. મઆ રાજેંગ્ વોહૂ સાહીત મનંઘ્રૂહા.

૨. વળી બીજા ફકરામાં એમ જણાય છે કે ખુશાલી ઉપજાવનાર દુન્યામાં તે કેમ રહી શકે, અથવા પસંદ કરી શકે? જેઓ અષોઇથી આલેશ જીંદગી ગુજારે, બીનહાંસેલ કામો કરે, ગમે એવું બુરૂ સાંભળતાં તેને બુરા ભાવમાં જવાબ ન દીયે, જેઓ તન, મન નેકીમાં નાંખી દુન્યા અમી, સુખ આપી, ખુરશેદનો ચલકાટ મેલવી રહયા હોય, તેઓજ ખુશાલી ખિલવનારી જગ્યા જોઇ વળવા ભાગ્યમય થાય!

૩ જા ફકરાથી એમ માલમ થાય છે, નેક માણસો એકલી નેકી મનુષ્યના સબંધમાંજ રાખી બેસી ન રહે, પણ બુરા માણસો જે ખેતર ખેડે, જે જમીન પોતાના તાબામાં રાખે, તે પણ તેના હાથ માહેથી લઇ પોતે, તેના બીજ અને ખિલવણી પોતાના હાથ વડે કરે, યાને આપણી સમાગમમાં કોઇ બુરાઓ હોય, તેને બાજુ રહેવા ન દેતા, તેવો સાથે તકરાર લડી તેઓના ખોટા વિચારો દરૂસ્ત કરવા કોશેષ કરે.

૪. અએ અહુરમજદ, હું ત્હારી કીર્તિ ગાઇશ, ત્હારા કામમાં નેકીથી નમીશ, ઉસતવારીથી મનશ્ની ઉપર કાબુ રાખીશ તો પરિણામે હું બહેસ્તના બાગમાં હું નેકીનાજ ગાયનો સાંભલીશ.

ઉપલા ચાર ફકરા માટે એક સંગીત દોરીશું.

## ભેરવી—દાદરો.

નેકીનું નેક નામ થાય-બદીથી કામ રે દુખાય-
ગુણીજન પ્યારા, હુશિયાર રહો-ન પાપે તણાવ=નેકી
જરથોસ્ત્રા જે પામ્યો નુરાની-રાખી ચોખું ચિત
ધર્મ જાણીને ખુબી ગાઇ-કરી અષોઇથી જીત=નેકી
અહુરાની નિત ખુબી જાણી-જોઇ નિશાણી પાક
ભર ઉમંગ ને આનંદ જોશે-મઝદા ધરમ ગાય=નેકીનું નેક.

૫ મો ફકરો—ઓ અહુરામઝદા ત્હારી દીનના કલામો આશકારા કરનારને ઘણુંજ દોવત આપ! જેઓ ત્હારી દીન સમજાવવા કોશેષ કરે તેઓને ત્હારી મદદ વગર શું હોઇ શકે! તે મદદ તેના જ્ઞાનમાં વધારો કરનારી થાય કે જેથી તેની અસર તેના સાંભળનારાઓને થયા વિના રહે નહિ.

૬ ઠો ફકરો—વળી જેઓ માઝદીયસ્ની દીનના સ્તુતોને ખુબીથી ગાય છે, ખુબીથી ભણે છે તેઓને સ્પીતમાન જરાથુસ્ત્રા જે દાનેશમંદોને દાનેશમંદ છે, તે દુવા ગુજારે છે, તથા મિનોઇથી આશિષ વાણી ફેંકવા જેવો સંભવ થતો જણાય છે. જેઓ નેક હોય છે તેઓને ખચિતજ આંદીકી મદદ મલે છે, એવી તે નેકીની ચાલમાં ખુબી છે.

૭. યત્ વે યએ.જા જેવીશત્યેંગ ઉર્વતો જયાઇશ પેરેથૂશ વઘવા યૂષ્મા-કમ મજ્દા અષા ઉગ્રેંગૂ વેહ્ મનંઘ્હા; યાઇશ અજાથા મઘાઇ ખ્યાતાર ઘ્હે.

૮ યત્ વાઓ પદાઇશ યા ફ્રસૂતા ઇજયાઓ પઇરિ-જસાઇ મજ્દા ઉસ્તાનજ્સ્તો અત્ વાઓ અષા અરેદ્રખ્યાચા નેમંઘ્હા અત્ વાઓ વંઘ્હેઉશ મનંઘ્હો હુનરેતાતા.

## મોનાજાત.

રાસ્તી અને નેક વાણી કરી-ત્હારીજ શક્તિને પ્યારી ધરી
ખરે નેક બળથી મલે નેક બામ-તેથીજ વધશે મિનોઇ લાગ!
ભલે અહુર તે કાજ મદદ રોજ કર-ભલા ગુણો હરવાર મુજ સીર ધર

ખરા હોંસ જોશે હું ગાયણો ગાઇશ-ખરા પ્રિતથી તુંજ અમોને ચાહીશ અરૂં હાથ ઉંચા-નમાવીને સર-કે રાજી રહે, તું સદા દાદગર !

૯. તાઇશ વાઓ યસ્નાઇશ યઇતી સ્તવસ અયેની, મજદા અશ વં-હુહેઉશ ષ્યઓથનાઇશ મનંઘ્હો; યદા અષેઇઘ મખ્યાઓ વસે ક્ષથા અવ હુદાનાઉશ ઇષયાસ ગેરેજદા ખ્યેમ.

૮ માં ફકરામાં પણ એક પ્રાણુ સત્યતાથી, નેકીથી, દાનેશમંદીથી, પાક અહુરા પાસ પોહેંચવાનીજ ખાંહેશ ધરે છે, યાને જેઓ ભલી શકિતઓ મેલવે છે, તેઓ પણ ચાલુ લાલચથી લપસી જાય એવો રંગ આ દુન્યામાં ઘણાકોએ જમાવ્યો છે, તેથીજ મનુષ્ય હર ઘડીએ ગમે એવું વીધવતાથી ભરપુર હોય પણ અહુરાની સાહેતાથીજ આગલ વધશે.

Wo pray for what?

Prayers are for purifying body, mind and intellect, and thereby we reach a healthy breathing, and when we reach that state we forget ourself for selflessness, and thus prepare our ways for devoting our life for public works. We become divine and devote our life in His service. Prayers are only to be made use of, till we are prepared for human services, because whatever we will do thereafter, shall be for others, and thus in that plane our prayers are translated into actualities, and that is duty, a highest Dharma to amiliorate the pains and sorrows of distressed.

Prayers are for invoking His help to strengthen our parts to serve others. Prayers, if made for our personal use, will hardly bear any fruits, because in prayers our only aim and desire should be **the forgetfulness of ourself.** Prayers to help others will merge us in Him. !

૧૦. અત્‌ યા વરેષા યાચા પઇરી આઇશ્‌ ષ્યઓથના વાચા વોહૂ અમાંશ્‌ અરેજત્‌ મનંઘૂહા રઓચાઓ ખેંગ્‌ અસ્નાંમ્‌ ઉક્ષા અઓઉરૂથ્‌ હ્માકાઁ અષા વઘ્રાઇ મજદા અહુરા.

૧૧. અત્‌ વે સ્તઓતા અઓજાઇ મજદા આઓંઘૂ'ાચા યત્ત્‌ અષા વાચા ઇસાઇચા દાતા અંઘૂહેઉશ્‌ અરેદત્‌ વોહુ મનંઘૂહા હઇથ્યાવરેશ્તાંમ્‌ યાવત્‌ વસ્ના ફ્રેષોતેમેમ.

૧૨. સ્પેન્તા મદંન્યૂ વહિસ્તાચા મનંઘૂહા હયા અષાત્‌ ષ્યઓથનાચા વચંઘૂહાચા અષાઇ દાંન્‌ હઉર્વાતા અમેરેતાતા મજદાઓ ક્ષથ્ર આમંઇતી અહુરો.

અષેમ્‌ વોહુ ૩ કત-મોઇ-ઉર્વાંમ્‌ હાઇતીમ્‌ યજમઇદે. સ્પેન્તાન્મઇન્યૂશ્‌ ગાથાંમ્‌ અષઓનીમ્‌ અષહે રતૂમ યજમઇદે.

ફકરો દશમો તથા અગ્યારમો જે જે રૂડા, નેકીના, બીજાના ભલાના કામો, જે નર ચુસ્ત અને યકિનદાર ભકિત પછી કરે છે, તેથી તેનું મન અને રૂહ ખુશી થશે એટલુંજ નહિ, પણ સઘલા ભલાઓ તથા ખુદ રોશન સેતારાઓ તેનાથી ખુશનુદ અને બળીહાર છે, અને જેઓ અષોઇ મારફતે કાર્યો કરનાર થઇ પડે છે, સેરટ સુધી અહુરાની કીર્તિ થાય છે, તેનાથી અહુરાની કીર્તિમાં વધારો થાય છે, એટલુંજ નહિ, પણ અહુરા પોતે ખુશી થાય છે. ત્યારબાદ બારમો ફકરો પુરો થતાં એમ માન્ય કરીયે છીયે કે, અષો સ્પેન્તામદ ગાથા, જે અષોઇનોજ સરદાર છે, તેને હમો માન સાથ યાદ કરીયે છીયે, અને કરીશું. આ ગાથા પુરો કર્યો છે, અને ખોદાતાલાને હઝારો દુઆ દઇશું કે એટલી પણ તેને તાકાત આપી, કે જે ભણેલા શખ્સો એ ગાથા બનાવી ગયા (તેમને બહેસ્તનું અમ્મર સુખ મલો). તેમના શબ્દો અને ઉચ્ચારોને ગોખી, આ અદના કલમે સામાન્ય શકિતના સામાન્ય વિચારવાલાઓને કાઇ સામાન્ય શબ્દોમાં જાહેરાત આપી. ગુણ વગર ગુણાકાર નથી અને ગુરૂ વીન જ્ઞાન નથી. ગુણ મલતા જ્ઞાન સંપાદન કરી તે ઉપર ચાલુ મનન કરી ધ્યાંન દેશો

તો ગુરૂઓ કરતાં પણુ મહાગુરૂ છે, તેની શોધ મેલવવા પ્રયત્ન કરતા રહેવું. એ ગુરૂ તે તમારા હૈડામાંજ રહયો છે તેને જાગૃત દેશો કે, તમે શું કરો છો અને તે કેવું કરવું જોઇએ, તે ધીરજે સંભલાશે. દરેક ગુણ જ્ઞાન સાંભલ્યે છાયે, પણુ વર્ણણુ કરતાં ભિતરથી સારા અને નરસાનો શોહોર થનો રહયો છે તે વેળા ગુરૂ હાજર નથી, પણુ હૈડુ હાજર છે, જેમાં અહુરાનો નાદ સદા પડયોજ છે એને જાગૃત કરો, અને સારૂં કરવા તૈયાર થાઓ.

એ ઉપરથી ઉપજતાં થોડાંક સંગીત લખીશું.

એકતો દિલનો આતષ જાગૃત થવાથી નવિન અને ઉંચ મનસની ઉપર ખ્યાલ થવા મન તૈયાર થાય છે. ભિતરનો આતષ, તે મ્હાન જાગૃાત માટે ઉંચી જોત છે, જેમાં અહુરા રહયો છે. જેમકે-

હિરત રીરત–એ તર્જ. પહાડી ત્રીતાલ!

ઓ દિનદારો ઝેન ધરીને–અહુર પિતાનો ખ્યાલ કરો
ખ્યાલ કરો, તમે ધ્યાન ધરો–જરથુસ્ત્રા પર માન ધરો=
માત પિતાના પુન્ય ભાવથી–આતષને હું જાણી ગયો
જાણી ગયો કે અહુરમઝદની-છે નિશાંણી માની ગયો=
માહા, આમાન–આલા ખુરશેદ-ખિલતા રહે દિલ શાદ કરો
મન બુલંદી પામી કરીને–પગલા અહુરા બાર ધરો=

બીજું ટાકીશું ભેરવી–દાદરો.

ધરો અહુરને નમન—મનરે ધીરે=ધર, અહુરને નમન!
આતષ પાણી તેની સ્યાની—ધ્યાન રાખીને ભણુ રે=
ગાશો નિત્ય તેને સૌમાં—તેજ તન, તેજ મન, ગણુ=અહુર.

વળી જેઓ ગુરૂ ભકિતને માનતા નથી તેઓ જન્મ ફોકટ કરે છે.

આસાવરી ત્રીતાલ.

જનમ અકારત જાય–બહેની-તું'ડી તાણે–શી ઉકમાઇ બહેની!=
પાપી ચિતે હિત-નહિ પમરે–મન, તન, શું એમ રહે કહેની=જનમ
અહુર પિતાના નામો ભજી લે-શાંન્ત સમય રહે–વ્હાલી બહેની=જનમ

ભેરવી–ત્રીતાલ.

ગુરૂ વિન જ્ઞાન મલે નહિ સજની–કૈસે હઠે મન રજની સજની=ગુરૂ
મન અંધિયારે ખેલ ગુમાવે–મોહ જાલકી ભેલ બનાવે
અહુર બાનને ભજની, સજની=ગુરૂ વિન
આશભરી હય નિંદ બુરીમે–કુ બુધ્ધ કાળકી ભષ્ટ છુરી હય–
ચેહી હવસકો તજની–સજની=ગુરૂ
ધન સંગ્રહ કે વાસ્તે, કાં ઝટકે તું મન–
ધનકી આશા છોર દે–જ્ઞાન ભરે તું મન=ગુરૂ.–

કઇકો ભણતર કર્યાથી પોતે ગમે એવાં ખોટાં કામ કરતા રહે તેની તેમા મારી સમજે છે. પણ પાણીથી શરીર ચોકખું રાખશો તો હાથ ઉપરનો અને શરીરનો મેલ ગંઢાત સાફ કરશો ખરા, પણ જ્યાં સુધી મનનો મેલ કાઢશો નહી, ત્યાં સુધી તનની સુઘડાઇ, કાઇ મન સુધારી શકે નહિં, કહે છે કે

તનકા મયેલ ધોંવે પાણી–ધોંવે ધોંવે જાય,
મનકા મયેલ ધોંચે સીવા,–હરી ના પુંજાય.

મેલું મનમાં છે, નહિ કે બહાર! ધર્મ સ્તોતોની અસર કાઢવા પહેલા, આપણામા તેવા અનુઓ યાને ઇંદ્રિઓની વાસનાઓ સ્વચ્છ હોવી જોઇએ. મનની ક્રિયા સ્વચ્છ રહેવી જોઇએ.

સ્પીતમાં જરાથોરત્રના ગાથા, નિચે પ્રમાણે વર્ણન કરતા મારે ખુશાલી લાગે છે ખરી, પરંતુ તે ઠાલી છે, કારણકે આપણે વર્ણન કર્યું છતાં, તે વર્ણનનો ભેદ આપણી પોતાના શકિત ઉપરજ રહયો છે, અને અમારી શકિત કાઇ સંતાા નથી, છતાં એ પળ તે ઉપર ખ્યાલ દોરી તેની સમજને સરળ વિચારમાં દોરી છે, તો સામાન્ય વિચાર શકિતવાલાઓનેજ માટે છે, કે જેઓની સાદી સમજ છે.

દુન્યામાં જ્ઞાની બહુજ થોડા અને તેઓ ઘણા કામમાં ગુંટાયલા રહે છે, જ્યારે થોડું પણ નહિં જાણનાર માટે અમારી મહેનત જો કામ આવે એમ હોય, તો આ સેવા કરી છે.

## ગુલીસ્તાને ગંજે ગાથા—પાચમો.

ગાથા ઉકેલવા અમારાથી નથી બન્યું, પણ મરહુમ વિદ્વાન કાંગાજીની જીંદગીના પુન્ય પ્રભાવથી ગાથાના તરજુમાની હાર-માળા જાહેર પડી છે, તેમાં બે ઘડી સોચન્ય વિચાર ચલાવી, તેને વાચક સમક્ષ ધરવા કોશેશ કરી છે.

જ્ઞાની, ગુણી અને ધર્મી જનોનુ કાર્ય—કલ્યાણ હમીર-ત્રીતાલ.
ગુણીજન ગાએ છે અહુર અધિક—જરથુસ્ત્રા પર મન ઠરાવી
હરદમ, હરપળ, પળ, પળ સંપે—સદાય દે શુભ ચિત—ગુણી
ગુણીજન, જ્ઞાન ગુંઠણુમાં દીન દિપાવે.
ગેતી મિનોઇમાં અષોઇ જાણે, જહેમત જંઝાલ યથાએ ટાલે
જ્યાં તક દુખમા સુખને માને—ત્યાં ટક રાખે હોત—ગુણી.

પ્રિય વાંચકને પ્રથમમાં નોંધ આપતાં વિનંતી કરીશ કે, ઉપલા નામથી પાંચે ગાથા વર્ણન કરવા વિચાર કર્યો હતો, જે માંહેલો ચોથો ગાથા ય. ઝ. ૧૨૯૨ ના ચોથા ગાથાને દીને પ્રગટ કરી, તે જાહેર પાડવામાં આવ્યો હતો. તેજ પ્રમાણે હાલમા હયાં રજુ કરું છું.

આવા પ્રકાશમાં મૂળ મદદ અને આધાર અવસ્થા પહેલવીના જ્ઞાની અભ્યાશિ મરહુમ અષો કાવશજી એદલજી કાંગાજીના ગાથા આહેથીજ લીધા છે, અને તેનો વિસ્તાર કરી, માઝદીયસ્ની મહજબના પારસી જરથોસ્તી નર અને નારીઓ સમક્ષ ધરતા, તે અહુરાની પ્રથમથીજ આશિષ ચાહી કામની શરૂઆત કરીશ.

### મોનાજાત.

અહુર આજ રોજે હું માંગીશ ફરી—ત્હારી પનાહની મદદો ખરી!
કરૂં તુંજ નામે નમનો હઝાર—મ્હારા ગુનાહોને તું કર દૂર.
આપો અરે અહુર બરકત આજ—ગાઇસ ત્હારાં રૂડાં કામકાજ.

ગાથા વહિશ્તોઇશ્ત-ને પાંચમો ગાથા ધાર્યો છે અને અષો ફરોહરના પાંચમાં ગાથા વખતનો, તે પવિત્ર પઠ છે, અને ઉંચામાં ઉંચા મનને પણ ખિલવવા માટે બુલંદ વાણી છે, જાણે અહુરાનુજ ખાસ

જાન છે. મગર એ પાંચ ગાથા-વર્ષના કોઇપણ દિવસ, અને પ્રસંગે ભણવા કશી પણ મનાઇ નથી. દરેક જરથોસ્તી આખ્ખા દિવસમાં તે માંહેલા એકપણને ભણતરમાં લેશે, તો જરૂર ઘણીજ ખુશનુદી અને ખુશબખ્તી હાંસેલ કરશે.

**વહિસ્તોઇશ્ત ગાથા**— ભણવાથી ઉંચામાં ઉંચી મુરાદ હાંસેલ થાયછે (પણ તે મુરાદનું પ્રમાણ આપણી શકિતથી બહારના અંડાજમાં ન હોવું જોઇએ, તેમાં સાચ્ચી ભક્તિનું માપ ચાલુજ રહેવું જોઇએ. એ બુલંદ ભણતરથી પાક સ્પિતામાં જરાથુસ્ત્રાની, ખુદાઇના ગુણ ગાવાની ઉંચામાં ઉંચી મુરાદ પાર પડી-ઉંચામાં ઉંચ જ્ઞાન, અને ડહાપણના દરવાજા પોતાના આત્માની ઉંચાઇ સાથ તે જીવે જોયા.

પાક અહુરાનો અમૂલ્ય ભેદ ભાખ્યો, જીગરમાં રાખ્યો, અને મઝદાના મહજબની દિનની ભલી પરથામણ સાથ, દિનદારોને દેખાડી, શિખાડયો તો, તે ભલા અષો ઉપર લાખો આફ્રીન હરહમેશ વરસતો રહો! તેનું રૂહ સદા શાદમાન રહો!

નેમો વે ગાથાઓ અષઓનીશ-યાને એ પવિત્ર ગાથાના અતિ બુલંદ નેમ ધરાવતા કલામો, તને અમારૂં હૈડાંનું નમન હોજો!—(આપણે કાને સાંભલી લઇએ છીયે, એ ખરી વાત છે. પરંતુ, તે સાંભળતાં સાથ, ભિતરના જાગ્રણના દરવાજા ખુલ્લા હોય તોજ, જ્ઞાન પર ધ્યાન રહી શકે. અને, તે ઉપર કદિ કદિ પણ અમલ થવા હોંશ વધે).

નેમો વે ગાથાઓ અષઓનીશ. વહિશ્તા ઇશ્તિશ સ્પાવી જરથુશ્ત્રહે સ્પિતામહ્યા યેજી હોઇ દાત્ આયપ્તા, અશાત્ હચા અહુરો મઝ્દાઓ યવોઇ વીસ્પાઇ આ હુવંઘહેવીમ, યએચા હોઇ દબેન્ સશ્કેન્ચા દએનયાઓ વંઘુહ્યાઓ ઉખ્ધા શ્યઓથનાચા!

(તરજુમો)-પાક દાદારે, સ્પિતામા જરથોસ્ત્રાની, રાસ્તીને લીધે તેની સર્વોત્તમ મુરાદ પાર કરી. હમેશની ભલી જીંદગીની, તે માટે બક્ષેષ કરી, બહેસ્તનું સુખ મેળવવાનો હમબેરો મલ્યો, અને જેઓ, તેના

વરઈ દુઃખના દરવાજા ખોલ્લા કરતા હતા, તેઓ, તે કરતાં અટકી, તે મહાજ્ઞાનીની બુદ્ધિનું તોલ કરતા શિખતા, ખાંડેશમંદ રહ્યા.

**નોંધ**—(જે માણુસ બીજાને દુખ દિયે, તે માટે દુખ દેનાર અજ્ઞાનતામાં હોવો જોઇએ, યાને, તેને ખબર નથી, કે, જે દુખ બીજા માટે, તે તૈયાર કરે છે, તે દુખ પોતાનુંજ થશે, યાને, આપણે ખુદરતની બલણુમાં એક સાંકળથીજ બંધાયા છીયે, જે સાકળ એકની ખેંચાશે, તેજ બીજાને પણ ખેંચવાનો ડંખ આપશેજ.)

ફરી સો મુરાદો જરાથુસ્ત્રની—તેની બલી નેમ હતી રાસ્તની
મલ્યાં, અહુરથીજ સુખો અનેક—મલ્યો બહેસ્તનોજ આખેરી ટેક!
હતાં, જે દુશ્મની, તે દોસ્તો થયાં—બુદ્ધિ મલે એમ હોંશીલ રહયાં—
અરે નરનારો ભરો દમ લાખ—રાસ્તી વિના છેવટ અંતેજ ખાક!

૨ અત્ચા હોઇ રપન્ત્ મંનધ્રહા ઉખ્ધાઇશ્ર બ્યઓથનાઇશ્ચા, ક્ષ્નૂમ મઝ્દાઓ વહાઇ આ ફ્રઓરેત્ યસ્નાંસ્ચા, કવચા વીસ્તારપો જરથુશ્ત્રિશ સ્પિતામો ફ્રેરષશોશત્રીમીચા દાઓંઘ્રઓ અરેઝૂશ પથો યાંમ્ દએનામ્ અહુરો સઓષ્યન્તો દદાત્!

ખુલાસો—જેઓ દુશમન હતાં, તેઓ હવે સચ્ચાઇથી દીનની ખુબીઓ જાણુવા તલબગાર થયા, ત્યારે જરથોસ્તી દીન કબુલ કરનારા કએ ગુશતાસ્પ, અને ફરશોસ્તર, કે જેઓ સોશ્યન્તની દીન, જે અહુરમજદે પાક જરાથુસ્ત્રાને અર્પી હતી, તેથી જાણીતા હતા તેથી તેઓ બીજા ભુલેલાઓને રાસ્તાના માર્ગો શિખવશે, યા શિખવવા તૈયાર રહ્યા.

ખરા દિલથી દિન માંગી અરે—હતાં જે અભણો, પ્રથમે અરે
શિખાડી ધરમ નેમ ગુશતાસ્પે—શિખ્યો હતો, દીન પૂર હોંશમે
હતો દિન જાણેલો, ફરશોસ્તર—ધરમ જ્ઞાન દેતા લીધું માન સર.

૩ તેમ્ચા વૂ પોઉરૂચિસ્તા હએચત્ અસ્પના સ્પિતામી યેજીવી દુગેદ્રામ જરથુસ્ત્રહે વંઘ્રહેઉશ્ પઇત્યાસ્તેમ્ મનંઘ્રહો અષહ્યા મઝ્દાએસ્ચા તાશ્ચો દાત્ સરેમ્ અથા હેમ્ ફ્રેરષ્વા થ્વા ખ્રથ્વા સ્પેનિશ્તા આમંતોઇશ્ હુદાન્વરેષ્વ!

આ ત્રીજા ફકરામાં, સપેતમાનની ઓલાદની, પોઉરૂચિસ્ત નામની આનુને, ફરશોસ્તરના ભાઇ જામાસ્પ સાથે, શાદી કરવા ફરમાન થાય છે, કારણ કે જામાસ્પે જરથોસ્તી દિનની ઉપર બેહદ શીદાયગીરી, અને જાનફેસાની સાથે, તે દીનને બોડોલા પ્રમાણમાં ફેલાવો કરવા શ્રમ કરી હતી. જામાસ્પ કે જે ઘણો સદગુણી અને ઉંચી મનશાનીવાલો હતો તેના ઉપર પ્રિત રાખવા પોઉરૂ ચિસ્તને ફરમાન થાય છે, તથા તેની નેક નારી તરીકે જામાસ્પની નેક સલાહ પ્રમાણે અમલ કરવા તેણીને ફરમાન થાય છે.

ભલી નાર તે છે, પતિને નમે-સ્વાસો ભરે છે તે તેના દમે
ખાવંદ ખરે જગ ખુદાવંદ છે-પતિનીજ સાથે રે આનંદ છે
પતિ નામ પાસે રે ફરજો હમેશ-તેનીજ સાથે સહો દુખ લેશ
પતિનાજ ગુણો ગાવો સદા-તેમાંજ ભકિત, તેમાં અદા
પતિનાજ સુખ સમ એકે નથી-નારીની તે વિન છે ન ગતિ
ગેતિમાં દેશો ઇઝ્ઝત માન ઝેન-પામો અહુરથીજ મિનોઇ દેન !

( દરેક ધર્મમાં, પતિને ધણીના ફરમાનથી વેગળી જવા કહેવામાંજ આવ્યું નથી-અને, તે કહેવામાં આવે, એવી તક પતિએ માંગવીજ નહી. કારણ કે પતિની મરજીને આધિન થવાથીજ પતિ સુખી અને સતોષી થઇ શકે. યથાર્થ પ્રિત દેખાડની નારી પતિ પ્રિતનું હિત જીતી, ગમે એવા શુભ કામો કરવાની પરવાનગી મેલવે। ટુંકમાં સંસારમાં નારીએ પોતાના પતિનાજ ગમનનું કામ કરતા રહેવું, જેથી સ્નેહ ધાડો થશે, અને સંસાર સુખી નિવડશે.

૪ તેમ્ જી વી શ્પેરેદ્દાની વરાની, ગા ફેદ્રોઇ વીદાત્ પઇથ્યએવા વાસ્તરયએઇબ્યો અતયા ખ્રએતઓવે અષાઉની અથ્રવ્યો, મનંઘૂહે વંઘૂહેઉથ, ખેન્વત્ હઘૂઉથ મે બેએત્ ઉથ, મજદાઓ દદાત્ અહુરો હએનયાઇ વંઘૂયાઇ યવાઇ વીસ્પાઇ આ !

પોઉરૂચિસ્ત જવાબ આપે છે, કે ખચ્ચિતજ મ્હારા ઠેરવેલા આવીંદને હું ચાહિશ, તેના તરફનું મ્હારા ઉપરનું પ્રિત જીતી, તે બાદે

તેના દરેક શબ્દ સખુન ઉપર મ્હારા જીગરના ખુનના સો સો ટીપાં લોહી રેહતી દાઝ ધરીશ. તે ખાવીંદ મ્હને ધણી નહી ને થોડી પણુ ચાહે, તેથી ડગી ન જતા, દુઃખ ન લેતાં, હું તો મ્હારો જીગરજાન તેનેજ સમજીશ-કારણુ કે, ભલી માતાના સુખન આ છે કે, પતિ, તેજ પરમાત્મા! તેમજ, ઓ વ્હાલી બહેનીઓ, પતિ સાથ, તેના માત પિતાને, તેના ભાઇ બહેનોને, તેના ખેશી મિત્રોને પણુ તેવીજ ઉંડી દાઝથી ચાહશો, તેમ કરવામાં વ્હાલી બહેનો તમારૂંજ ભલુ છે, કારણુ કે, તેમ કરવાથી દાદાર અહુરા, આપણુને બક્ષેષમાં ગરોથમાન આપશે. નારીની, પતિ માટેની સાચી સેવામાંજ, આત્માની અમ્મર સુખ શાંન્તિ સાથે સમર્ગી થાય છે—

દોહરો-સાંભળ બહેની વાતને—ભાવ પતી પર રાખ!
ભલે કડવું હયાં મલે—મીનોમાં ફળ ચાખ!
નારી દે છે પ્રિત દાન—મૌજ મલે છે પ્રાણુ.
નરની પ્રીતિ હો નહિં—તોયે ધરજે જાન!
સેવા ખાતેર નાર છે—ધર્મ તેનો એજ
પતી સેવામાંજ રહે—અંને રૂડો ફેજ!
અહુરનો એ ફરમાન છે—પતિ જોઇ મલકાય
દુઃખો પડશે લાખ વાર—મીનો સુખ ફળકાય!

---

૫. સાખેતી વજયમ્નાબ્યો કઇનિબ્યો ગ્રઓમી, હ્વપઇબ્યાચઇ વદેમનો મેન્ચા -ઇ માંજદજદૂમ્; વએદોદૂમ્ દએનાબીશ્ અબ્યસ્તા, અહ્મ યે વંધહેઉશ્ મનંધહો, અષા વે અન્યો અઇનીમ્ વીવેનઘ્હત્ તત્ ઈ હોઇ હુષેનેમ અંધૂહત્.

ઉપલા પાંચમાં ફકરાનો અર્થ એ કરવામાં આવ્યો છે કે પરણુતા જોડાંને જરથુસ્ત્ર નસીહત દીયે છે, જે સખુનો ઉપર ભાર મેલી તેઓનું ધ્યાંન ખેંચવામાં આવ્યું છે કે "ધર્મને સારી રવેશે

જેઓએ ઉકલાવ્યે હોય, તેવા ભણેલાંઓથી હમેશ મનસ્નીની જીંદગી ગુજારવાનું જ્ઞાન મેલવજો?

અરે ઓ પરણતા નર નાર નેક-લગનની પહેલાં શિખો વિવેક!
શિખો ધરમ વાત, ભલા જ્ઞાનથી-પામો ખરૂ પ્રિત ધરમ નામથી.
શીખો ભલી વાત પરમ પ્રિતની-ધરજો લગન રીત ખરા હિતની.
ભલે હોય આશિષ દસતુરના, વિના પ્રિત થાશે લગન ધુલના
પ્રથમ હોય પ્રીતી તું તે દિલ ખાસ સંસાર સુખનીજ રહેશે રે આશ
રાખો પરસપર સરળ સંપ કાજ-સંસાર સુખે, છે પ્રિત તાજ!
ખરા હિતની છે, શઆદી ખરી-પ્રીતી વીના બરબાદી ભરી!

નોંધ—ધર્મની રાહરીતી જાણવા ઉપરાંત, બાળકોના લગન વખતે ખાસ ફરજ માબાપોની છે, અને તે એ કે, તેઓના મનની વલણ તપાસવા બહુજ કાળજીમંદ રહેવું જોઇએ! પૈસાના થેલા કરતા, અથવા પરણાવી નાખવાનો ઉતાવલ્યો હેતુ રાખવા કરતા, તેઓ સંસારમાં કેવા નિવડે, તે ગુણ દોષ જાણવાની દરેકની ફરજ છે, કારણ કે લગનના સગનવંતા ગંઠ મારફતે સગન અને સંપને બદલે, ઘણું ખરૂં તો વિઘ્નનુંજ વહાણ સંસારમાં ઘણી વેળા અઠડતું દેખાય છે, જેમા ફેરફાર કરો તો પરિણામ ફડું આવશે.

ફ ઇથા-ઇ હઇથ્યા નરો ઞથા જેનયો, દ્રુજો હચા રાથેમો યેમે રપથુથા ફ્રાઇદીમ દ્રુજો આયેસે હોઇથા તન્વો પરા, વયૂ-બેરેદુબ્યો દુષ ખરેથેમ નાંસત ખાર્થ્રેમ, દરેગવોદેબ્યો દેજીત -અરેતએઇબ્યો અનાઇથ આ મનહીમ્ અહ્રુમ્ મેરેન્ ગેદુગે!

(શાહાદી યાને લગન! એ લગ્નનો અર્થ લાગણી પણ થાય છે, જેના સાથે સંબંધ બંધાય તે લગ્ન જેવું કહેવાય. ઉંચો સ્નેહ એકજ જાતીના બે જનને લગ્ન જેવો જોગ યા યોગ સંધાવે છે. લગ્ન અથવા લાગણી ફકટ સામસામી જાતીમાંજ નથી, ગુરૂ અને શિષ્યમાં પણ ભારે લાગણી હોય છે. લાગણી યા લગ્નનો એકલો અર્થ સંસાર બાહવારનું જોડાણુજ હોઇ શકે નહીં.)

આ ઉપલા ફકરામાં ઉપલીજ બાબદને વધુ વિસ્તાર કરેલી આપેલું જોઇએ છીયે. જેમાં જુઠાઇ અને દગા ફટકાના માર્ગને પસંદ કરવા બદલે, તિરસ્કારથી દુર કરવાનો ફરમાન દીયે છે. યાને અશોઈની હર કામમાં જરૂરી છે.

કોઇ પણ એવી મોટાઇ બતલાવવા પહરેજ રહેવા જણાવ્યું છે, કે જેથી બેઇઝત અને નામોશીમાં જવું ન પડે. ફીશીયારીના ફતવા ઉપર કઠણ નજર ધરવી, અને સાદાઇમાં ઉંચ શોભા મળે, જેમ ન કરવામાં આવે, અને બુરા માણસોના બુરા વિચારની વલણમાં ભમતા રહેશો, તો મિનોઇનો માર્ગ સદા સુધી તમો બંધ કરશો ! યાને સાદાઇ સુખમાં જશે, અને દગાબાજી, યા દગળબાજી દુઃખ મેલવી આપશે !

મનથી જુઠું દુર ધર—ફોકટ ફતવો બાંજ
તે રાખે હર કાળમાં—ત્હારી રૂડી લાજ !

જુઠું દેશે દુઃખ ખરે—ગેતીમાં સત જાણ
મીનોઇ મથ ન જાણશે—જાશે મીનો માન !

દીન તરીકત જાણવી—એ છે ઉંચો ભેદ
દીની વર્તણ રાખશો--અંત મલે ના ખેદ

સરજત તમની હોય કદિ—રંક હાલ નિરધાર
તોએ મિનોઇ પામશો—સતથી અહુરા દ્વાર !

૭. અતચા વે મીજદેમ્ અંધૂદત્ અહ્મા મંગલ્ના, યવત્ આજુઆ જરજદિશ્નો બનોઇ હખ્તયાઓ પરચા ક્રઓચાંસ અઓરાચા વદા મઇન્યૂશ દગ્રવનો અનાંસત્ પરા હ્વીજયથા મગેમ્ તેમ્ અત્ વે વયેઇ અંઘહઇતી અપેમેમ્ વચો !

આ ફકરામાં પણ એજ સાર ભર્યો છે કે, હૈડાને સદા સાફ રાખવું, યાને સાચ્ચા શબ્દો અને ગુણવંતા વિચારોથી હૈડાને તાજું રાખવું, નહીતો એક વાર ખરાબી કરનારા વિચારો ઉપર મન અમલ કરવા તુસ થયું કે, ભિતરના ઉંડાણમાં, ને ભલાઇ માટે તડ પાડશે, અને સેવટે અફસોસ સીવાય બીજો ઉપાય રહેશેજ નહી.

અશોઇ આશ રાખો-સદા ઓ ભલા–અમારી ખરી છે એ સાચી સલાહ
બદી બીજ બિતર કદી રાખ ના–બુરા ફળ તેના કદી ચાખ ના!
અશોઇમાં ભરી છે રે બરકત ભલી–વાણી ભરે છે સ્વાદિષ્ટ ગળી!
કમ્મરબંદ બાંધો અશોઇ દોસ્તથી–જોશો જીગરમાં ખરા હોશથી
બદીની ખુશાલી છે પળ પણ નહી–સાચી સલાહમાંજ બરકત રહી!
ચીઓ સદા કાલ ગાશો ખુશાલ–ગાથાને ગાવો ને બનશો ખુશાલ!

---

૮. અનાઇથ આ દુજ વરેષ્નંઘ્રે દક્ષ્યન્યા હેન્ત્ જખ્યાથા વીસ્પા-
ઓઘ્રહે પ્રઓસેન્તાંમ્ ઉપા; હુક્ષથાઇથ જેનેરાંમ્ ખ્રૂનેરાંમ્યા રામાંમ્યા
આઇથ દદાવ્ બ્યોઇતિબ્યો વાજિબ્યો, ઇરત્ ઇથ દ્રૂજો હ્વો દેરેજા
ચેરેથ્યાઉથ મજિસ્તો મોષુયા અસ્ત્!

બુરા કામમાં કદી કોઇ નામદારી કાઢશે, એવો વિચાર જવના
દાણામાંથી મોતી બનાવવા જેવી આશ્ચર્ય આપતો કહેવાઇ શકાય, માટે
બુરા વિચારો હમેશ તુંટેલાજ રહેશે, અને ન્યાયથી, સત્તાથી, સચ્ચાઇથી
તેઓ હમેશ માટે સજા મેલવતાંજ રહેશે. ઘડી ભર કોઇ તેના
બહારના આકારમાં બુરો ખવાસ હોવા છતાં હસતો અને મળકાતો દેખાશે,
આ તેવો તે દેખાવ કરતો રહેશે, પણ તેના કપાળ ઉપર ચળકાટ કદિ
રહેશેજ નહી, તેનું બિતર તેને દંખ અને કરડાતમાં બેફામ અને
બેકરારીમાંજ રાખશે. જગમાં બદગુણ જો ફાવતો બને, તો સદગુણને
પ્રકાશ કેમ કહેવાય?

બુરાં કરતા કામમાં—કદિ હોંશ ઉછળાય
પણ બિતરના બારમાં—રાત દીન અકળાય

બુરાથી ન ખ્યાલશો—કદિ સ્વચ્છનો ભાવ
મળશે લેવા દોડશે—તેનો હલકો દાવ

બુરૂ આખર હાનમાં—પડી પડી પછડાય
નહી કદી તે આ જગે—ન પર જગે અંકાય!

તનને ગમત આપશોજ—સાચ હીતથી હાય
તેની સાથે અંત સુધી—અહુરા દેશે સાથ!

## મોનાજાત.

કદી મન ધરો ના બુરી આશમાં—નહિ તેને દેશે અહુરા ક્ષમા
નથી સુખ તું'ને, નહિ કોઇને—હમેશાંજ રહેશે અરે રોઇને
તજ આશ એવી બુરા સુજની—સતની કદરને અરે બુજની
ગુનાહગાર ના બન અરે નેક જન—અહુરે દીધું'છે બહમન મન
કર કામ એવાં અષોઇ નામના—ભલા તેજ રહેશે અહુર ગામના

૯. દુજ્‌ત્રરેનાઇથ ત્રએષો રાસ્તી તોઇ નરેપીથ રજીથ, અએષસા દેજીત્‌-અરેતા પેષો તન્વો. કૂઅથ્રા અહુરો, યે ઇથ જ્યાતેઉથ હેમિથ્યાત વસે-ઇતોઇથ્યા, તત્‌ મજદા તવા ક્ષથ્રેમ્‌ યા એરેજેજ્યોઇ દાહી દ્રિગએવે વહ્યો.

ધર્મ ઉપર ઓરતવારીથી ચાલનારાઓને આજ કાળના બેહુદા વિચારના ફટવાબાજોના કાંટાથી, કાંટા ભોકવામાં ડહાપણુ ગણાય છે. સરળ રસ્તા પર ચાલતાઓ, કે જેઓ આગળ વધી જાય છે, તેઓ માટે, પાછળથી એવા બુમરાણુ કરવામાં આવે છે કે તેના હાડમંડ શરીરને કાંઇ અટાવુંજ પડે છે, એવાં ધર્મ ધિંકાવનારાઓને સંકટમાં જવું પડે છે. પણુ જેટલું સંકટ કહેવાય તે કાંઇજ નહી, પણુ કાળાં વાંદળાંમાં વિંટલાયટલું ભિતરનું રૂપેરી પડ છે.

પણુ એ સર્વે દુઃખ દેનારાઓને શીકસ્ત આપનાર સર્વેથી મ્હાન સાહેબ અહુરા નેગેહેબાની કરતોજ રહયો છે, તેનાથી કોઇપણુ સત્યવાનને હાણુ પુગાડી દેવામાં અટકાવજ રહેશે.

## મોનાજાત.

ધરમને દિપાવી રહયા છે અનેક—જેઓ ધરાવે છે તરીકત નેક
નથી હાર ત્યારે ધરમ કામમાં—બુરાથી દખલ નહિં ભલા નામમાં
આખર જે ફાવે, અષોઇ નેક છે—તેમાં જગતનો અજબ ભેદ છે.
હતો અહુર પહેલો, અને હાલ છે,—રહયો છે, ને રહેશે, નેક ફાલ છે.

૧૦. વહિસ્તા ઇશ્તીતિશ સ્રાવી જરથુસ્ત્રહે સ્પિતામહ્યા યેજી હોઇ દાત આયપ્તા, અષાત્‌ હચા અહુરો મજદાઓ યવોઇ વીસ્પાઇ આ હ્‌વંઘુહેવીમ્‌, યએચા હોઇ દબેન્‌ સસ્કેનચા દએનયાઓ વંઘુહુયાઓ ઉખ્ધા શ્યઓથ-નાચા!

અષેમ્ વોહૂ ૩ વહિશ્તોઇસ્તીમ્ હાઇતીમ્ યજમઇદે. વહિશ્તોઈસ્તીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ યજમઇદે. વહિશ્તોઈસ્તોઇથ ગાથયાઓ ઉન્દાતા યજમઇદે.

યેંધૂહે હાતાંમ્ આઅત્ મેસ્ને પઇતિ વંઘૂહો, મજદાઓ અહુરો વએથા અષાત્ હચા, યાએંઘૂચાંમુચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

( બાકીનો ભાગ ગાથામાં વાંચશો )

વહિશ્તોઇસ્ત હાને હમો માન સાથ હમેશ યાદ કરતા રહીયે છીએ, અને રહીશું—તે અષોઇનો સરદાર છે, અને જયારે તે સરદાર છે, તો તેનો ચાહનાર પણ જગતમાં ઇઝતદાર, અને ઇમાનમાં પુર ઝમેહદાર પણ હશેજ.

સેવટ સારઃ-આ પાચમો બુલંદ ગાથાનો સાર પુરો કરતા, હમો ફરી એરવદ કાંગાજીને મિનોઈમાં ઉંચાસ્થાને બીરાજમાન રહે એવા આશિષથી વધાવીશું.

આ લખાણ ખતમ થતા જેઓ આજે મહજબને, આંડી નજરે જોતા થયા છે, તેઓને વિનંતી કરીયું કે તેવા ચેડાં કદિ સુખ લાવનારાં નથીજ. દરેક કામનો નામ દેતા પોકાર થાય છે, અને તેના જવાબની આશા રખાય છે, તેમ દરેક થયેલા કામ માટે આપણા મોત પછી જવાબદારી છેજ, તે કદિ કોઇથી છટકાવી શકાશે નહી. ચોરીમાં ભલે સુખ મલતુંજ હોય, પણ મિતરમાં સદાય પજરાતનું બુમરાણ દુખ આપતું રહેશે. મોજ શોખમાં શરીરને શાંતી થતી હોય પણ તેના કરતા વધારે ઉત્તમ શાંતિ મેલવી નથી, તે એજ કે બીજાને સુખ અપાવવું. જગતમાં મહાબળ બાપ દેખાતો નથી એ ખરૂં છે, પણ મિતર તે વિનાનું છે, એમ સહેલાઇથી, તેમજ હિમ્મતથી કોઇ કહેનાર બહાર પડયું નથી. એવા બહાર પડનારા નાસતિકો વીક મરણ કાંઠે, તે દાદાર અહુરાની હસ્તી, અને અખંડપણું સ્વિકારી ગયા છે. ધર્મ સાથે શાંતિ છે, બહાદુરી છે, ઉંચી નેમ છે, રૂડા રહવાસ છે. કવિતાઇ હુન્નર છે, કળા કૌશલ્ય છે. અધર્મી સાથે સદાય હાર છે, કિણુપરસ્તી છે, નાચારી છે, બીમારી છે, જેનાથી સારૂં સુજ પડે નહીં.

અશોધ રાખો, સ્વર્ગ, યા બહેશ્ત તારૂં છે.

અધર્મીપણું થાખો, અજ્ઞાનતાનું અંધારૂં સદાય કાળું છે.

જ્યાં ધર્મ છે ત્યાં અહુરા સાથે છે, તે મદદગાર છે. જ્યાં ધર્મ નથી ત્યાં પાસે હોવા છતા, તે બાપની મદદ મેળવવા ભાન ભૂલેલા રહે છે. અહુરા સઘળાને સારૂં સુઝ પાડો. જરથોસ્તી દીનની ઉંચ સ્થિતિ રહો, અને મ્હજબની મ્હાનતા વધારવામાં, દાનેશમંદો આગલી હરોલમાં રહી અજ્ઞાનતાનો માર્ગ ઉજાસમાં પાંથરતા રહે એજ દુવા આમીન !

સત્ય ભણુતર સાથે સત્ય સેવા કરવાથીજ ભણુતરની ખુબી વધારે પ્રગટિ નિકલશે, એટલુંજ નહિ, પણ મતિ મ્હાવગ થતા, જગતના કામમાં ઘણુંજ ઉપયોગી નિવડશો. નિયત્રી થોડી લીટીઓ વધુ પ્રકાશ દેશેજ !

જગ માયાકુ મન બસાવી—હમમે ભકિત ભાવ ભરે,
ભકિત સાથ, તું સ્વાર્થ બતાવે—ના શકિતકા દાવ ધરે.

સાર-માયામાં ચિત, અને વળી ભકિત પર ધ્યાન, એ બન્નેથી મન જોરથી આગલ વધી ન શકે. માયા, યાને આપણા મનની વાંછના પાળતા થોભીશું તો કદીઐ આગલ વધી ન શકશે.

જગ મંદિરમે પૂંજન ગાકે—મનમે સુજન ઔર ધરે
ઇસ પૂંજનકા રામ ન દુજે—જો તું દિલમે તૌર ધરે
ન્યાયાસનપે બયેઠ ભલા તું—ન્યાય દેવનકી આસ ધરે
ન્યાય ધડીપે તું ચલે ના—અન્યાયોંસે સાંસ ભરે
નેણુ ચઢાકે શિષ ધરે તું—પાળણુહારા શિવ જહાં
ઉંચ નમનમાં સાંચ બસે તો—પોહોચેંગી તુંજ દાદ વહાં.

સાર—જેવું પુંજન, તેવુંજ ત્હારૂ કામ કર ! ન્યાય બીજાને આપે, તો ન્યાયથીજ તું પણ અમલ કરી આંખો ટાંકી પ્રભૂની ભકિત કરે, તો તેવીજ ભકિતની શકતિથી, ત્હારા કામો સાચી ખુમીનાજ હોય. તોજ માનવ પ્રમાણુ !

## Poverty—નિર્ધનતા.

નિર્ધનતા, યા દરિદ્રતા ! ઓ તું નિર્ધનતા, તને આશિર્વાદ દઉ, યા શ્રાપ ? દરિદ્રતા ! તું કયાંથી આવી ? તુંને કોણે પેદા કરી ? જેઓ ત્હારા હાથમાં સપડાયા છે, તેઓ કાંઇ મતલબથી, યા કાઇ ખુદાઇ ગતીથી સપડાયા છે કે ? તેઓના વાંકથી, યા બેદરકારીથી? ઓ કંગાળ દરિદ્રતા, ત્હારો પંજો કેમ, કયાં, કેવી રીતે લંબાવશે ? તું ગરીબને કેવી, અને કેટલી હદ સુધી કંપાવશે ? ગરીબોને કયાં સુધી કકળાવશે ?

ઓ દરિદ્રતા, જયાં તું આવી ને ઘર કરી ચુકી છે, ત્યાં શું ઉદ્યોગ ન હતો ? ત્યાં શું આળશ જ રાજ્ય કરતી હતી ? ત્યાં શું હલકત ભાવના હતી ? ના, એમ બધેજ કાંઇ બનતું નથી, કારણકે, કહેવાય છે, કે દરિદ્રતા, Adversity, જયાં પાંથરણું રાખે છે, ત્યાં તો ઉત્તમ શિયળ, અને ઉત્તમ સબકો મેલવાય છે. મેલવાયાં છે !

ત્યારે, ઓ દરિદ્રતા ! ત્હારી સાથે લક્ષ્મીએ સદા દુર રહેવાનુ સાટું કર્યું છે ? શું, પારવતિએ, હમેશ તુંને નિચ હાવ ભાવમાં ગભડાવમાં આતેર શિક્ષાના લેખ માર્યા છે ! યા, કાઇ દિક્ષાના દાવ છે ?

શુ છે કેહ ? દરિદ્રતા, તુ દલગીર છે, છતાં તીવ્ર લાગણીમાં, અધિકાર રાખી, ત્હારી હાલત રેદબાતેલ હોવા છતા, ત્હારામા તેક, અને મર્યાદા, ભારે દ્રવ્યવાન સ્થિતિના કરતાં પણ જ્યાદા છે !

શું તુ કંગાળ હાલતમાં દેવી, યા દેવ છે. ! શુ પાઠ આપવા, આ હલકા સિંગાર રૂપમાં, ઇરીશ્વરનુ નુર છે ? કોણ છો કહો ? કાં, ઇનસાન માત્રના થોડાંક, ત્હારી દયા ખાય ? કાંય, આમા ઓધ્ધાદારો કઇક વખત ત્હારો જડમુળથી નાશ શોધે ? કાળ, તુંનેજ ત્રાસ દિયે ?

ઓ દરિદ્રતા, શું કોઇનું હૈડું મસ્ત છે કે નરમ, મયાલુ કે કઠિણ, તેની તપાસ લેવાની તું કાંઇ કીયારૂપ હાલત છે, કે કોણ ? શું, પરિક્ષા લઇ, ઉત્તમ દિક્ષા, આપનારી દૈવી છો ? પ્રાક્રમની પુંજરી છો ?

હા, દરિદ્રતા, તું રખડતી છે, રઝલતી કે અન્ન વસ્ત્ર વગર, હયાં ત્યાં ભમતી, દ્રવ્યવાનોએ પોતાના સ્વાર્થને પંપાળવાને માટે બનાવેલી હવેલી,

મહાભારત બાંધકામની ઇમારતો, નિહાળતી ઉભી છે! ખરી વાત છે, કે, જ્યાં મખમાસની વાણીના હઝારો પકવાનો, તથા અતિ સોદમદાર વાગુી ઓનો પમડાત્ત ત્હારી ભુખથી તીવ્ર થયલી ઇંદ્રીઓને કાતેલ ઝગુઝગુાત સાથે, નાંખનાં સ્નાયુંમાં આવે છે, અને તું તરળતી વવળતી, ભુખની અતીવ ડંખમા સંખ પડી નાસભર પછડાઇ પડી છે, સત્તાની નઝરે પડતાં, ચોકડ પામી રહી છે. તેઓની નઝરને તું અપસુકન કરતી હોય, તેમ, તે નઝરો તને જોવા પણ ચાહતી નથી.–

ખરૂ છે, પણ તેજ નઝરમાં દયા નથી, મતલબ છે–સત્તાએ, તેઓને, એકજ બાજુ અને તેપણ સારી બાજુએ તે નઝર ધરવા હુકમ કર્યો છે.

ઓ દરિદ્રતા, તું જે હાડમાં છે, તે હાડ કોણુની ઓલાદ, છતાં, આજે કમિની બની હડસેલા ઝીવે છે? ઓ, તે હાડ, કે જેમા પ્રભુની પ્રતિમા! ઓ કેવું કષ્ટ! કેવો હીણો ભાર?

માનવમા ખપતા દ્રવ્યવાન માટે કેવુ નિચું જોવાડનારૂ! ઓખ લગાડનારૂ!

દરિદ્રતા, તુંને કોણુ પાળશે? કોણુ ચલાવશે? કોણુ ખવાડશે? દરિદ્રતા, રખે એવો કાળ આવે કે, મતલબી મનુષ્ય, જરા પણ કાળજી ન કરતા, ત્હારી સમાજના બધાને સાથે મારી, સલગાવી દિયે! અલબત આવી દબાયલી આંતરડી કરતા, તુને મોત પ્યારૂ છે ખરૂં, પણુ મોતના ડંખ થી ડગી ન જતાં, જે રિંટામણા તું ઝીવે છે, તેજ મહને દેખાડી આપે છે, કે તું કાઇ દરિદ્રતા, ત્હારા દુઃખ અર્થે નથી, પણુ, બીજા સુખીઓની કસ અને કસોટી કરવા તૈયાર થઇ છો–તેથીજ દરિદ્રતા, રોગ, યા ભોગ નહિ, પણુ આશિર્વાદ કહેવાય છે.

પણુ તે આશિર્વાદ કોણુને માટે? જેઓ તુંને નિહાળી, ત્હારી સ્થિતિ સુધારે તેઓ માટે! જેઓ ત્હારા મિતરના ખપી ગયલાં આંશુ વટિકને, છેવટના પડતા અટકાવે તેઓ માટે!

ઓ દયાહિણુ માનવ ઉઠ, આવાની પડખે જા! કહે છે, કે કીડા, ઓઠાંમા થાય, ગલીચીમાં થાય, બિંટ ઉપર થાય, પણુ અમે આગળ

વળી કહીશું, કે, જેઓ દયાહિણુ છે, તેઓ પણુ એક જાતના સ્વાર્થી કીડાઓ છે, અને અફસોસ તેવા કીડાઓ, માણુસાઇ રૂપી કીડાઓ, મ્હેલ, વાડી બાગમાં, ઉંચા ગલીચા ઉપર, તથા રથમાં હાલે છે, અને ફરે છે! તેઓજ માટે, આ દરિદ્રતા શ્રાપ છે. ત્યાંજ પાપનો ટોપલો છે.

માનવ, તુજમાં હરિનો પ્યાર હોય તો, એક દાવ ખેલી લે! તે દાવ, તે ગરીબને અન્ન આપજે, પાની આપજે! દુધ આપજે, રોટલો આપજે,! તેનુ દુઃખ ટાળજે, અને પછી ત્હારા માટે ટાળજે!

નિર્ધન ખાયે ભાતને-તે પણ લુખો હોય-અંતે સ્વર્ગ છે છતાં, પ્રભુ ઘર ન જોય! કંગાલ ઝુંપડીમાં તું કકળે છે, એ દરિદ્રતા પણુ ખુશ છે, કારણુકે તુંજના મુળમાં રામ નામ છે. દ્રવ્યવાન, મહેલમા, જેઓ મોજમાં મશગુલ છે, તેઓ માને છે કે, તેઓ સુખમા ડોલાય છે, પણુ, ના, તે સુખ નથી, કારણુકે મુખમા રામ નામ નથી. ઓહો, જ્યાં રામનું નામ, ત્યાં કંગાળયત કેવી? ઓહો જ્યાં રામનુ નામ નહિ, ત્યાં સંતતી શી? એતો ગમે એ સમજી લેવુ. એ તો ઘેલછાનુ સ્થાન છે- પણ સત્ય સમજવુ, એજ હરિનાથના સ્મરણુનુ યોગ્ય મુકાન છે- નામ વિનાની સંતતી કેવી? નાથ સાથમાં કંગાળયત કેવી! રામ, ત્યાં ભુંડું કેમ?

એ નાથ, જ્યાં ત્હારી પ્રીતિ પ્રસરી રહી છે, જ્યાં ત્હારી મેહરબાની મહાલય બની છે, ત્યાં મદિરાનો સંગાત, એક આનંદી મોજ, અને, તે મદિરાનો રંગ, કાઇક હલાલ છે, પણુ જ્યાં ત્હારી મહેર માયા નથી જ્યાં ત્હારી ભક્તિ નથી, જ્યાં ત્હારી યાદી નથી, ત્યાં એક કતરો પાણી પીવુ, એ પણુ કેમ હરામ ન હોય?

નાથ ત્હારી શક્તિ સંભારવી બહુજ કઠિણુ પ્રયોગ છે. તે ઉપર આસ્થા રાખી ચાલવુ, એ નીતિનો ધર્મ છે. તુંજ પાળજે, અને તુંજ ટાળજે!

નિર્ધનતાને શ્રાપ કહે-યા કહે કોઇ પાપ
એ તો કર્મ માર્ગનો-શીખવે રૂડો પાઠ!
નિર્ધનતાના માર્ગથી-ખિલે ઉંચું ભાન
સાદી સ્થિતિમાંજ છે-સત, હરીનું સ્થાન.

## હરી ક્યાં છે?

શિષ્ય—ગુરૂજી પ્રેમાંનંદ, આજે, મને એવો વિચાર આવ્યો કે હરી, પ્રભુ, ખુદા, ઇશ્વર, એ બધા નામો જે, આપણે બોલ્યે છીયે, જો કે, તે એકનાજ સર્વે નામો છે, પણ હુ પુછીશ કે, તે કયાં છે?

ગુરૂજી—ભલા શિષ્ય, મનમોહન, ત્હારો સવાલ બહુજ અઘડો છે, આનાથી જવાબ સંતોષકારક રીતે આપી ન શકાય તેમ છે. કારણકે, તે **કયાં છે?** એ સવાલ થતી વેળા, એક ચોકસ જગ્યાપર, તે હોઇ શકે, એમ થતાંજ, **હરીનાથને** સંકોચિત કરી નાખવાના કામમા હુ ભાગ લેતો હોઉં એમ થાય છે. હરીને સમજવાનો છે, જોવાતો નથી.

શિષ્ય—ત્યારે, મ્હારા જેવા સ્થુળ સમુદાયના શિષ્યને, કેમ આનંદ થાય?

ગુરૂજી—હરીનાથજીને, દેખાડવા અને જોવાની વાત ન્યારી છે, પણ તેને આપણે, જાણી લેવો, ખ્યાલી લેવો, એજ માત્ર ઉપાય છે. તે સર્વ વ્યાપક છે, સર્વ શકિતમાન છે. ઘણોજ બળવાન અને મોટો છે.

શિષ્ય—તે બધું જાણુવા છતા ધીરજ રહેતી નથી.

ગુરૂજી—તે ખરૂ છે. પણ તેને જોવાને નહિ બને, તે કારણે, જે, તેના સાધણો તૈયાર પડયાં છે, તે ઉપર સંતોષ માનવાથી, આપણે, તેનો ખ્યાલ જાણીશુ, તેમ થતા, તેના વિશાળ ભાનની યાદ થતાં આપણને, પણ ખ્યાલ થશે, કે, આપણે રજ જેવા, તેને કેમ નિહાલી શકીશુ?

શિષ્ય—એમતો ઘણા વિચારો આવે છે, અને જાય છે. છતા કાંઇ આધારરૂપ થતુ નથી, તેથી જીવને અકળામણુ રહે છે.

ગુરૂજી—કારણકે, જયાં શુધી આપણે પોતાપણુ રાખ્યે છીયે, અને હું તો વિચાર, આદમબર કર્યા જઇએ છીયે, ત્યા સુધી, તું-નો ખ્યાલ નથી આવતો.—આપણુ, જે, આપણે આપણુ, મ્હારૂ, અમારૂ, ધારતા રહયા છીયે, ત્યાં સુધી, આપણ પોતે સંકોચિત થતાં, તેનો ખ્યાલ નથી આવતો, પરંતુ, થોડીક લીટીઓ કોઇ ગુણીની મેં સાચવી છે તે ભલે, વાંચો! કાંઇક પણ ખ્યાલ આવશે. અને રૂડુ થશેજ!

શિષ્ય—જરૂર વાંચીશ ગુરૂજી, પરંતુ, તે દિવસે, તમે કાંઇ રંગની વાત કરતા હતા, કે મનુષ્ય વિચારના રંગો પંથરાય છે.—

ગુરૂજી—ભલો Emerson કોઇ ઠેકાણે લખે છે—

"Every hour a picture that was never seen before, and shall never be seen."

ઉચી ખ્યાલાતથી, જે ચિત્ર રૂપ સુંદર રંગો, આપણી આસપાસ તૈયાર કરીયે છીયે, જે આપણે સાધારણ આંખોથી જોવા અશક્ત છૈયે. જેઓ, પવિત્ર હોય છે, તેઓની સામે, આવનારના અંતકરણની તાસીર, તેઓના મોઢા ઉપર, છપાયલી તેઓ જુએ છે, અને, ત્યાંથીજ તેઓ અનુમાન કરે છે. કે, સામે આવનારની ખાશીયત કેવી છે?

શિષ્ય—એવી ઉંચી ખ્યાલાતથી ભરેલા જીવો, પોતાની સામે આવનારની ખોડખાંપણ તેના સામે કરી દીયે, તો કેટલો ફાયદો થાય!

ગુરૂજી—આ જગતનો મહાબળ કાયદો ઘડનાર માહા પિતા, પોતાના મુનીમોને, જે તે ફરમાન દીયે તે ઉપરજ તેઓએ ચાલવું જોઇએ અલબત, તે ગુણીઓ, સાંમે આવનાર ભુલેલાઓને આડકત્રી રીતે ઘણુંએ કહી શકે, જેમાં કોઇ ચતુર ચેતિ જાય, નહિ તો કાંઇ નહિ.

શિષ્ય—ત્યારે, જેઓ ભક્તિ રસ રોજ રેડતા હસે, તેઓની આસપાસ કેવાંક રંગો થતા હશે? એવાં રંગો થવાથીજ, તેઓને, જે શાંતિ પ્રાપ્ત થાય છે, તેનુંજ તે ભકિત કારણ છે પણ ભકિત સીધી, સાદી, તથા પ્રમાણિક હોવી જોઇએ. ભલે તેઓ તે ભકિતને ફરજયાત સમજે, પણ પણ તે ખરી સ્વચ્છ દિલની અને મરજીયાત હોવી જોઇએ. મરજીની ભકિત મહા સુખ લાવી આપવા ગવાશે, પણ તે પોતાના કીજે નહિ, પણ પરમ કાજ હોવી જોઇએ. ફરજયાત ભકિત એવી પણ હોઇ શકે છે, કે જેમાં ભકિત કરનાર દરરોઝ ગમે એવા ભુંડા કામ કરે, પણ તેને એવી એક ટેવ, કે જેમાં ને બીક માની લીધે કે. રખે તે નિયમીત નિયમસર નહિ થવાથી, તેનાથી ભુંડુ કામ સહેલાઇથી થાય નહિ. ભુંડુ કામ રખે ને બહાર ખુલ્લુ થાય, તે ઢાંકવા માટેજ તેને ટેવ અને તે ટેવ બીકની રહી છે. માટે ભકિત હંમેશ શાંતિ લાવશે, અને અંદીઠા રંગો તેનું પરિણામ થઇ પડે છે. હયાં બે બોલ ટાંકીશું.

આદમ કરે જો કામ—ખુદાઇ ઝરૂર હય
આદમ હુવા પયેદા—દીનકા ઝરૂર હય !

જે કામ ઇનસાન કરે તેમાં ખુદાઈ અંશ હોવોજ જોઇએ, અને આદમ જે પયેદા થયું તે માટે દીનની ઇઝત તેને સાચવવી જોઇએ.

ભલા કામનો નતિજો ભલો મલે છે, પણ તે જાણવા આપણે ખોટી રહેતાં નથી, કારણ કે ભલો અને બુરો બદલો તરતજ સાથે આવતો નથી, પણ રોઝે રમતાખેજ સુધીના માર્ગમાં તે વ્યવહારે આવી મલે છે.

શિષ્ય—ગુરૂજી પ્રેમાનંદ, આપે સમજાવેલી આ બાબદ માટેનો કાંઇ સાહિત્ય પ્રકાશ હશે તો ખરો !

ગુરૂજી—ખરેજ જરૂર, તમને મલશે, જરથોસ્તી ધર્મ પુસ્તકો તમો જો ધીરજે વાંચશો અને તેનો બારીક અભ્યાસ કરશો, તો તેમાંથી ઘણોજ સંતોષ ઉપજશે. એ કોમની તમે, દીનની જાલવણી કરવાની ઉત્સાહ જો જાણશો, તો હઝારો વર્ષની આ ભલી જરથોસ્તી દીન કેવી સ્વચ્છતાઇથી બહુજ થોડાક પણ ચુસ્ત જરથોસ્તીઓ હાથ જલવાઇ છે. એ કોમની આતશ પ્રત્યેની ફીદાયગીરી માટેજ આપણે હૃદયને ઉછલાવવા, અને અચંબાથી આનંદ આપવા વગર રહેતી નથી. એ કોમે કદિ કોઇને પોતાની નાની કોમ વધારી નાખવાના હેતુને લીધે, કોઇને વટલાવવા કોશેશ કરી નથી, અને કદી કરશે નહિ, તેની મજબુત લડતથી સિદ્ધ બનાવી છે, છતાં તેઓના સાહિત્ય વાંચવાથી ઘણો આનંદ ઘણો વિજ્ઞાન, અને ઘણો ઉજવાળ પેદા થશેજ! લ્યો! સાંભલો—

અરે ખેલ જે કરી રહયો હું—ખેલ ભેલમાં રહયો 'તું-રે-તું!'
અરે રમતમાં ગમત કરી હું-ખુશી થયો ત્યાં ખડો રહયો તે તું અરે તું!
પ્રાર્થના કરતાં નમી રહયો હું-[illegible] રહયો ત્યાં 'તું [illegible] હું'
[illegible] રહયો ત્યાં [illegible] 'તું રે તું'
સુંજ અન્યાયે ન્યાય થતાં,—હું જોઇ રહયો. ત્યાં 'શું અરે હું'!

ન્યાય થતાં હું વીસમ્ય બન્યો—છતાં મે જોયો 'તું અરે તું!'
રંક રાગમાં શોગ ફાગની,—ફાળ ભરી તો 'હું અરે હું!'
તે શોગના યોગ ભોગમાં—જોગ દીઠો રે 'તું અરે તું!'
સ્નેહ ભાવમાં દાવ લીધો ને—રસ પીધો ત્યાં 'હું અરે હું!'
ભ્રમણા જ્યારે નષ્ટ થઇ—તો જોઉં શું રે! તું અરે તું!
ધનુષ બાણુથી ખેંચી ટાંકી—રૂધિર પીધું ખરે અરે તે ખરે અરે હું!
રૂધિર પીંતા સીર ઉપાડી જોઇ રહયો—તો એ 'અરે તું!'
ગુલ બાગમાં આગ લગાડી—વીંખ દીધો તે 'હું અરે હું'!
વીંખ વેદના ખમી કમીને—શીખ દીધી તે 'તું અરે તું!'
ક્રોધ જોશમાં નેણુ ચઢાવી—યુધ્ધ કીધો તે 'હું અરે હું!'
યુધ્ધ દાવમાં હાર જીતની—આખેરમાં તો 'તું અરે તું!'
પ્રિયતમ કેડે હિત પ્રિતની બાજી રમતા—જોયું શું ત્યાં 'હું અરે હું'!
ભલે રૂસાઇ, કાં ફસાઇ, રડતાં જોયું શું?—બસ 'તું અરે તું!'
જ્ઞાન સાગરે પાગર કરતો—ધરતો આવ્યો 'હું અરે હું'!
કોણુ ગુરૂતે જોવા મંડયો—શું જોયું ત્યાં 'તું અરે તું!'
પ્રથમ અવાજે જુદા બનતાં—રહયો વેગળો 'હું અરે હું!'
નથી વેગળુ કોઇ બીજાથી—અંતે સાથે 'હું અને તું!'

"બાજી અએસી હો, જીસે જાન બચે"!—ગઝલ કલ્યાણુ.

કરદે બાજી એહી જગમે-જીસે તેના જાન બચે
સખ્ય કરકે કામ ધરલે-જીસે ખુશ અરમાન બચે!
મદ મોહસે દમ ભરેનો-અંતમે પસતાયગો
જહાંકે ખાતર નફા ન દેખો-કરીમસે બસ માન બચે!
ખાલી હાથો સાથ લાયે-જાના ખાલી હાથ હોગા
દે દુખીકો કુછભી હોવે-જીન્નતમે સામાન બચે!
આસ માઇ પાસ પાઇ—ન રખે જીનહારતું
સજા જો દેવે કજા કમીતો-અલ્લાહસે તુંજ સ્યાન બચે!

**જીંદગીના ત્રણ મહાન તબકકા** !–તથા ત્રણ આંકડાની રંગત પયેદાસ.

મનુષ્યજાત ઈશ્વરની સર્વે મહાન પયેદાસોમાં ઘણીજ ઉંચી કહેવાય છે. મનુષ્યને માત્ર ધર્મ હોવાથી તેને પોતાના કામથી વધારે ઉંચો ખવાસ અને ઉંચા પ્રમાણ ઉપર પોતાના આત્માને લઇ જઇ, દેવતાઇ માનની સેવા કરવાની છે. એ માટે પ્રથમ, જન્મ છે—

જન્મ જે માબાપોને ત્યાં લેવાયો હોય તેની આસપાસની સઘલી અસરો કામ કરે છે. એ માટે જેમ બને તેમ બચ્ચાંની બાળપણથી ઘણીજ રૂડી રીતે જતન કરવી જોઇએ, કારણ કે બચ્ચાંના શુધ્ધ ઉધ્ધારમાં જગતનો આધાર છે. મનુષ્ય જીંદગીના ત્રણ મોટા તબકકાઓ છે, જેમાં જન્મ સમય ઘણોજ અગત્યનો છે. જન્મથી થયલી અથવા કરવામાં આવેલી અસર ને જુવાની અને બુઢાપામાં યોગ્ય રૂપ આપે છે.

જેમ જીંદગીમાં ત્રણ તબકકા છે તેમ કાળની ગતી પણ ત્રણ છે. ભૂત, વર્તમાન, તથા ભવિષ્ય ! ખુદરતમા દરેક કામના પ્રમાણ પણ ત્રણ છે. જેમકે સારૂ, વધારે સારૂ, ઘણુંજ વધારે સારૂ ! દીવસના આઠ પોહોર છે એક પોહોરમા ત્રણ કલાકો છે. ગતી પણ ત્રણ છે ત્રીમૂર્તિ ત્રીશૂળ. આતષ પણ ત્રણ છે જેવાં કે, સ્વાર્થ જ્ઞાની અને આત્મિક ખુદરતમા ત્રણ મહાભારત રંગો છે જે માહેથી સાત થાય છે, અને સાતના માંગો તેટલા રંગો બની શકે છે. શરીરમા ત્રણ શકિતઓ ખાપ્ર છે. તનની મનની અને આત્માની. અજ્ઞાન, જ્ઞાન, અને ડહાપન. જરથોસ્તી ધર્મમા હુમત હુખત હુવરસ્ત છે, જે રૂડી શકિતના ત્રણ ભાગો છે. ઉલટી યાને ભુંડી શકિત માટે દુશમત દુજુખત અને દુજુવરસ્ત છે. અગ્રેજોમા ફાધર સન અને હોલી ઘોસ્ટ છે ઇશ્વરના ઘરના ત્રણ મહાન કાયદાઓ છે. પેદા કરનાર પાળનાર અને મારનાર. ખોરાકમા ત્રણ મોટા વર્ગો છે જનસ્પતી ધાન્ય અને માંસ. જોતિષીમા ત્રણ નાડીઓ આવે છે ત્રણ ગણ આવે છે. દેહ માટે ત્રણ તબકકા છે. જન્મ લગ્ન અને મરણ. પાણીના ત્રણ તબકકાઓ છે. પાણી બરફ અને વરાળ. પ્રાણી માત્રમાં ત્રણ વર્ગો છે. જંતુ પશુ પક્ષી અને પક્ષીઓ—.

લેખ કળામા ત્રણ વર્ગો છે. પદ્ય ગદ્ય અને સંગીત. ત્રણ રૂતુઓ છે. સરદી ગરમી અને વરસાદ. આપણે એ ત્રણેને કાંઇ લક્ષણ રૂપ યા અલંકાર ભાવથી સમજાવવા હાથ ધરીશુ

(૧) છાંઇ ઘટા પર મન કયુ ન લુભાયે રે
દરશ દેખ બીન જીયા તરસાયે રે = છાઈ
(૨) સાલ બારમે તીન રૂત હુય—બાદરીઆં સબસે ભારે
રૂમ ઝુમ કરકે બુંદ બદશી—જીકો આનંદ પાયરે =

જ્યારે બાગ અને બગીચાની લીલોતરી અને હરીઆલી રચના જોવામા આવે, તે વેળા આપણુ મન લલચાઇ તેની લીલાહની મોહક રચનાથી લીન થાય છે. અગર જ્યારે એવી રચના નઝરે પડતી નથી ત્યારે જીવ તવલે છે. તેમ એક રૂપવંતી સ્ત્રીની સુંદરતા નિહાલતા બેમાવ ઉત્પન થાય છે, એકતો સ્વચ્છ આનંદનો અને બીજો મોહનો (જેમ બાલકનો જન્મ થાય છે ત્યારે આનંદ પ્રસરી રહે છે. ત્યાંથી તે આગલ વધતા, લગ્ન જોવામાં આવે છે ત્યારે તો હર્ષનો પાર રહેતોજ નથી, પણ જ્યારે ત્રીજો તબકકો આવે છે, ત્યારે સંતાપ થાય છે, કારણ કે ત્રીજો તબકકો મૌતનો જે બદનની જુદાઈથી એવું દુખ થાય છે કે ખુદાઇ જે સુખમા ગાઇ રહયા હતા, તે ઉપર કહેર આવે છે પણ એ સઘલુ વેઠવાનું છે) મૌત માટે આ કતમાં કયાંએ તમને વાંચવું થશે કે મૌત હમેશના જીવણ માટે એક સુંદર દરવાજો છે. મૌત ની બીક અજ્ઞાનતાની આરસી છે. જ્યાં જોતાં બીક પેદા થાય. ના તેમ નહિ માનવુ. મૌત એક અંગીઠ તલવાર છે જે હાથ આવતાં સદાના જીવણમાં ઝલકાત મેલવવા એક સત્તા છે.—

બીજો ફકરો જણાવે છે કે **સાલ બારમે** યાને એક સાલના સમયમા ત્રણ રૂતુ આવે છે. (જેમ જીંદગીમાં બાળપણ જુવાની અને વૃધ્ધાવસ્થાન) જેમા બાદરીઆં એટલે વરસાદ સર્વેથી સરસ રૂતું કહેવાય, કારણ કે જ્યાં વરસાદની મહેર છે ત્યાં સઘલો કહેર અને ઝેર ધાન્ય મલવાથી મટી જાય છે. કોઇ વડીલ કહી ગયો છે કે સુધરે ચાર તો સુધરે બાર = બીગડે ચાર, તો બીગડે બાર = યાને ચાર માસ મેઘ રાજ્યની વૃધ્ધિ સારી તો સઘળે ધાન્યની આબાદાની છે. અગર તે નથી તો બધીજ કહાણી છે— બુંદ બુંદ કરતાં મેઘમાં શિઆનંદી વાત—ધન ધાન્યને સંતતી આપે વાટે વાટ !

(હયાં આપણી બાબદથી લગાર વેગલા જઇશું કારણકે વરસાદ અને તેની ગતી માટે બે બોલ લખવા ફોકટ થશે નહિ—"આપણી પોતાની યાને જે જગતમા આપણે વસ્યા છીયે તે જગતની ગતી ને લાયક પ્રમાણમા રાખવા આપણો પોતાનો અને તેપણ સર્વે જનોનો હાથ છે. તે હાથ કેમ બેસાડશો? ભકિતથી—!)

શિષ્ય—શુ ગુરૂજી આ વાતમા કાઇ ફેરફાર થાય તે આપણા આધારે પણ છે કે? શુ ભકિત કાઇ અસર કરે છે?

ગુરૂજી—હા જો સાંભલો જેવી ભકિત જેવી દયાનત જેવી ધર્મ ઉભીમાની જેવું સત્યં આપણે સાચવ્યે તેવી aura યાને ખુરેહ જગતમા વસતી રહે છે, જેથી જેની અસરે રંગો પેદા થવાથી તે સારા રંગો (ભકિતના બળ પ્રમાણથી) ઉપજીત થવાથી જગત અને આસપાસની હવા ઉપર અસર થાય છે. શુ તમે ગ્રથોમા નથી વાંચ્યુ કે જ્યારે દેશ ઉપર ત્યાંના અવિચારી માણસનો કુકર્મથી સંતાપ વ્યાપી દુષ્ટકાળ થયો હોય, ત્યારે પ્રાર્થના કામ નથી લાગી? જ્યારે આપણો વડીલ, યા રાજ્યસી યા રાજય કારોબારનો ભલો પ્રધાન માંડગીમાં પડયો હોય ત્યારે રૈયતના ખાસ અને આમ વર્ગના ભણતરથી પ્રાર્થનાથી આપણે તેના જીવણુ માટે મદદ નથી માંગા?

શિષ્ય—ખરૂ છે ગુરૂજી ખરૂ છે. ખરેજ સંતાપ લાવવો યા સુખ એ માટે પ્રભુએ આપણને ભકિતનો માર્ગ બતાવ્યોછે.

ગુરૂજી—ત્યારે તે માર્ગ પાળવો કે નહી? ભકિત કરવી કે નહી?

શિષ્ય—જરૂરેજ! જરૂરજ કરવી.

ગુરૂજી—સાચાં મનથી કરેલી સાચી અને વળી ભલી ભકિતથી ભલાં રંગો પેદા થાય છે, જેથી સારૂ પરિણામ આવે. જ્યારે તમે સહેજમાં સમજી ગયા છો ત્યારે પેલો બાબદ હાથ ધરીશ સાલ બારમા તીન રૂત હય, એ તમને સમજાયુ તેમ જીંદગીમા જુવાન સમય ઘણોજ ઉતમ સમય છે ભર જુવાનીમા જે કાઇ રૂડુ કરશો, તે જીંદગીની સાંજ યાને બુઢાપામા આનંદ લાવી આપશે, જુવાની તે એવી ઉત્તમ સ્થિતિ છે કે જે વેળા ઉત્તમ કાર્યો કરી સર્વેની ભલી નોકરી બજાવી ભવિસ્યનો આનંદ લાવી આપતો સમય સાબેત કરવો.

દરેક રાજ્યોએ પોતાના નોકરોને તે માટે વૃદ્ધ અવસ્થામા પેનશન (યાને ભલી નોકરીનુ વૃદ્ધ વય માટે અમુલ્ય અને લાયક મિષ્ટાણુ) કરી આપ્યું જુવાનીનો સારો ઉપયોગ ( ખરેખર રહેમતનો થઇજ હશે. ) કરવાથી વૃધ્ધાવસ્થામા તેની યાદ ગવાશે જેમ આખ્ખા દિવસના કામમા એક ખોટું નઠારૂ કામ થઇ જાય; તે માટે રાત્રીની નિંદ્રામા ( મૌતમા યા ? જીવનમા ) મળવાનો છે ત્યારે આપણી શી ગતી થશે ? તેની યાદ નહિ રાખશો કે વ્હાલા શિષ્ય ?

શિષ્ય—ગુરૂજી હુ શ્યો જવાબ દઇશ ? હુ શુ કહીશ ? તમારૂ બોલવુ કેમ થયુ હશે ? કોણે પાળયું હશે ?

ગુરૂજી—તે સાથે આપણુને કામ નથી પણ કહયા વગર ચાલે એમ નથી. જગતના બાહારમાં આ ત્રણે ગતી કામ કરી રહી છે. પરંતુ ત્રણેનુ મિશ્રણ થઇ તેનો ઉત્તમ લાહવો ત્રણના તબકકે મલે છે, અને તે માટેજ જન્મ લઇ જે ભોગવવાનુ છે તેમા માબાપને મોટો ભાગ ભજવવાનો છે, તે એજકે પહેલાં બાળપણના તબકકામા ઘણોજ સંભાલ ભર્યો જતન પોતાના બાળુંડાંઓનો કરવો અવસ્યનો છે, જેથી યુવાનીમા તે આગળ વધી વૃધ્ધ અવસ્થામાં આનંદ પામે, પોતાના અંતકરણમાં વાવેલાં રૂડાં બીજો ભલા નિવડયા તે માટે માબાપોની યાદ થાય છે જેથી માબાપને હરી સ્થાને શરમાવવાનું કારણ રહેતુ નથી.—

તેજ પ્રમાણે માણસાઇ અવતાર જ્ઞાન બળે દેવતાઇ રૂપમા દાખલ થાય છે, અને સ્વર્ગ યાને અમ્મર સુખ મેલવવાનુ સહેલ થાય છે.

જન્મ આપ્યો છે તે પછી આપણા મનને કેલવવા વચ્ચે વચ્ચે જે કાઇ વિપત્ત યા આસાની આવે, તેને જ્ઞાન માર્ગે બજાવવાના છે અને તેજ માટે એક મોટો પાઠ આપતો ચકકર બન્યો છે. આ ચકકરને જેમ ફેરવો તેમ ફેરવાય અને તેના આંટા વધારે દોરવા યા થોડા બનાવવા એ માટે અકકલ મન સાથે બહુ મોટા પ્રમાણમા કામ કરે છે.

વળી ભુત વર્તમાન અને ભવિષ્ય આપણે ગણવાં માટે તો છેજ પરંતુ, જે પલ હાલ હતી, તે કયાં ગઇ ? તેનો ભુતમાજ વહી–અને, ભવિષ્ય રહયું કયા છે, તે તો આવ્યું કે ભુતમાંજ ગયું–માટે કાળ સાથ કામ નથી પણ કાળ કેવો ચેતવ્યે છીયે, તે, ઉપર, તમારા કામની

ગણુની રહેશે-તૈયાર રહેવાનું છે, હરપળ, જે કામ આવે તેને પાળવાનું છે, અને તે કેવું પાળવુ, એ ઉપરજ સારૂ કરી ભુતમાં મેળવાનું છે. સંતોષ જો સાથે છે, તો, કાળનો ઉમંગ પુરજોશમાં ચાલ્યો ગયો અને તે સદા માટે રહેશે-ભુત કાળ ગયો, તે સદા ગયોજ હોત, તો ભુતકાળમાં થએલા મહાભારત વિચારો આપણે કયાંથી મલતે?—કવિઓ જે કાંઇ લખે છે, તે તેઓની મન શકિત ઉપર, ભવિષ્યકાલનાં ઉચાં વિચારો પ્રગટ કરવા, ભુતકાળજ કામ કરી રહયો છે.

તેમ ભવિસ્ય ભાખનારાઓ,ને ભવિસ્યનો ખ્યાલ કયાંથી આવે ! એજ કે વર્તમાનના મહા બળ અનુભવના ભાનથી, કઇ કઇ અનુમાન, સ્વચ્છ થાય છે, કારણુ કે અનુમાન કરનારાઓના વિચારો શુધ્ધ હોય છે.

આ પ્રમાણે ત્રણુનો રંગ દોર્યો છે, પણુ તે ત્રણુનાં રંગમાં રૂડો રંગ મેલશો, સુખ તમારૂ છે આ રૂડો રંગ ભરતાં તમને સારૂ છે, એટલુંજ નહિ, પરંતુ તમારી આસપાસની રચના પણુ સારીજ થશે, અને, તેની અસર બીજાના મન પર સારી થવે, ત્રણુ ઘણો ગુણુ જગતમાં વ્યાપશે, જેનું પુન્ય કાંઇ થોડુ કહેવાય—વ્હાલા શિસ્ય આ ત્રણુની હકીકત કરવાની મહારી મુળ નેમ શી હતી તે, હવે તમે જાણુશો-મનુસ્યમાં-હુ-અને-તુ-પછી-તે-એ ત્રણુની હકકીત ચાલી રહી છે.—

આ ત્રણુના રંગમાં, જે મહાબળ ખ્યાલ રહયો છે, તે હું તું અને તે-નો છે—હયાં, હુ તું અને તે, છતાં, એ ત્રણે એકજ છે=હું, નો ખ્યાલ લાવ્યા, માટે, સ્વનો વિચાર સુઝયો, અને તું માટે આપણામાં જુદાપણું પ્રગટયુ પણુ હુ અને તું એ બન્નેનો લાડ, નાદ, યા સંતાપ થતાં આગળ જે કાંઇ વધારો થયો, તેમા, તે--નો સામેલ થવાથી, તે કોણુ ? એવો અવાઝ નિકલતા તે તે પાક પરવરદેગાર નિવડયો-ત્યારે કહો શિષ્ય-તેમાં તમે નહિ કે ? હું, નહિ કો—ના, બનેજ નહિ—આપણે સઘળા,-તેમાંજ, અને, તે-બીજા બધામાં હતા છે- અને રહેશે—માટે, ત્રણુની રંગત, ઉચો સંગત દોરવા મહાબળ કામ કરી રહયોછે.

મલે જ્યાં હું-ને-તું-નો સાર-થયો છે, ત્યાં ભલો એકરાર
રહયો ન તયાં કશો તકરાર--સરાસર, બે નો છે એક સાર
ભરેલો છે વળી બેમાં--- અજાયેબ હાથ રે તે-નો
બધુ જોશો અરે જગમાં--મલે છે સાર-બસ જેનો-
મલે જ્યાં ત્રણુની રંગત-ભળી છે પ્રિતની પંગત
ગઇ છે કુલ જે ઝંઝત--થઇ છે અંતની સંગત--
નથી કઇ ફેર હુ-માં કાઇ--નથી તે દુર તું-થી બાઇ
લ્યો સાથે રે તે-ને ગાઇ-એકરથાને-તે રહે સમાઇ--

આ ત્રણુની રંગતમાં, સેવટ સાર જે કહીશુ, તે જગતમાં મ્હારૂ ત્હારૂ અને તેનું એ-મારેની ઝુંબેસ ચાલી છે-પણુ તે ઝુંબેસ જે જગતમાં રોજની ચાલી છે, તેમાંજ કાઇ આત્માને આગળ વધવાની ચાવી છે.

જીહુ છે- તો સતનો સુંદરતા દીપાય છે-કાલાશ જો હોય નહિ તો રોશનીની રંગત ચિત્ર કલામાં, આનંદભાવ આપે નહિ. ગરીબાઇ હોય નહિ, તો ભલા શ્રીમંતોને, તેઓની હાલત ટાળવા દયા આવેજ નહિ-વંઠેલ વ્યભિચારીઓ ન હોય, તો સતીને શિયલ શાચવવાનો જોમ પ્રગટી કયાં નિકલે! દુરાચારી ન હોય, તો સદાચાર ક્યાંથી અંધાય-કુરતા ન હોય તો, બહાદુર ભકતો તેઓને નાશ કરવા પ્રકાશ કેમ પામે!

જે કાંઇ થાય છે, તેમાં, ભલા શિષ્ય, હરીનાથ કાંઇ ને કાંઇ સુંદર પાઠ, અને સાર દીસે છે.

માટે જગતમાં જે કાઇ દાવ-દુશમની, કીનો-કપટ, કહેર, ઇત્યાદિ થાય છે તે વગર અર્થે થતાજ નથી. તેમાં ભલા શિષ્ય હરીનાથ, કાઇને કાઇ સુંદર પાઠ અને સાર દીયે છે. જેમકે-એક કવિ સંગીતમાં લખે છે

માલુમ હોતા નહિ જગતમે--એહીં અદાવત બેકાર હૈસી
એ સિતમકી, બરી જે ઝંઝીર-જાવે કયામત બે પાર હૈસી!

એવું માલુમ પડે છે, કે, જગતમાં ચાલતી તકરાર, મારામારી, કઈ પણ કારણ વગર છેજ નહિ. એ તકરારનો સિતમતો આવશે, પણ સિતમ ટાળ્યા વગર, આપણાથી અપાર ગતી, જે રોજે કયામત કહીશું, ત્યા કેમ જવાશે? મનુષ્યને ભાન આપ્યુ છે શ્યા માટે? કે જેના વડે, ભલુ બુરૂ સમજમા લઇ, તે સાથે લડી, જીવને ઉંચા પ્રમાણમાં, અજ્ઞાનમાંથી, જ્ઞાનમાં, અને, ત્યાંથી ડહાપણ તરફ લઇ જવા માટેની, એ સઘળી જીકજીકરો છે.

ન કોઇ બુજી–ન કોઇ સુંઝી–એ હય નિસબત નિંદ સમયકી
ન વહાં ખુશામત–હોતી હય લતરાફ–એંહી અદાલત બે ધાર કૈસી?

આપણે કાંઇ સારૂ સુઝતુ કામ નહિ કરીએ, દયાને બાજુ મેલી જાહમ કરીયે, કોઇના ત્રાસની કદર નહિ બુંજીએ તો, તે અમર અંધા પાનીજ કહેવાય– અલ્લાહની દરબારમાં, એકજ સ્વચ્છ ન્યાય છે, ત્યાં, બે મોઢાનો અવાજ નથીજ, ત્યાં કોઇની ખુશામત, અથવા લતરાજ પતરાજ કામ કરી શકે નહિ, જે, આપણે દુન્યામાં કરતા રહયા છે, તેનાજ અવાજો ત્યાં તૈયાર થયેલાજ છે–કારણ, કે, જે કાંઇ વિચારમાં આવે, બોલાય, લખાય, તે સદાકાળ માટે જગતમાં રહે.

જનમ તુંમે એ જગ લીયા હય–ઉજીઆલાભી સાથ દીયા હય
હસમ કહે ભાઇ છોડ અંધિયારા–અલ્લાહ દેવે, એ માર કૈસી?

જ્યારે જન્મ લીધો, તે સાથે રોશની (જ્ઞાન, અને ધર્મ, અને વાચા) સાથે આવી છે, માટે, ત્હારૂ અજ્ઞાનપણુ, તુંડાઇ, અભિમાની બેહોશી છોડ–એમ થવાથી, અલ્લાહ તરફથી તુંને કદિ પણ બીક નથી. સેવટે જરથોસ્તી ધર્મમાં–વિચાર–વાણી–અને કાર્ય–એ ત્રણે તબકકા કેમ વધે છે, અને કેમ મંડાય છે, તેનો દાખલો ધરાશું.

(1) Let your thoughts

Be filtered through the Jar of Reason, before they are caught and construed, or finally seasoned!

(૧) વિચારને, કારણુની ચાલણીમાંથી પસાર થવા દે, કારણુ કે ચાં સુધી, વિચાર કાંય, અને કેવો–એવા સ્વાલોથી સત્ય થાય છે, ત્યાં સુધી વિચાર કાઢવો નહિ.

વિચાર હરદમ ગોખજે–શુભ કારણુમાંજ હોય
તેના તું ઉચ્ચારમાં–હરદમ સુધ્ધ ફળ જોય.

The reason is the Place
Where they are asked–to prove their worth, for the reason interlaced.
Enhances their task and breaks the sting of hurt !

કારણુ કે, વિચારને સવાલો કરવા પછી ઉચ્ચાર કરવાથી, [illegible] દુખ થતું હોય, તે અટકે.

If thought is the speech and meant to work
the good and wholesome thing, then let it teach
and bad things shirk, that the good may
lastly ring !

(૨) કારણુ કે વિચારને, વાણીમાં મુકવાથી, ભલું બોલવાનો, અને રૂડુ કરવાનો હેતુ છે, ત્યારે તો અવશ્યનુ છે કે, વિચારે, ખટાસ છોડવો, અને મીઠાસ વાપરવા હેતુ રાખવો!

3. Their final goal is, deeds performed,
for all the human beings
They free the soul, and all bad reform,
and in human greatness sing !

(૩) કારણુ કે વિચારનો પૌત્ર, તે કામ છે, કાર્ય અથવા કામનો બાપ તે વાચા, અને વાચા, અથવા વાણીનો બાપ, તે વિચાર છે–માટે વિચારનો

છેલ્લો પ્રકાર તે કાર્ય છે, તેનાથી જગતને સુખ કરવાનું છે—આવી ત્રણુની રંગતો ક્યાઁ જાશો, તો હંમેશ હરખાશો—

Thy help oh Lord, I now covet
With eager gaze and look I wait
I watch the mazes of the world
With myriad shades they are so (twirled)
The seeker knows the truth within
In clear light it looks so sheen
The root was there, the truth was there
Where all was dark, is yet so fair
Oh help me Lord, and further guide
So that in Thee I will abide.

ગુરૂજી—ભલા શિષ્ય, આ બાબદ સવાલ કરતાં પહેલાં, હું બીજી ટુંક નોંધ આપીશ, જે માટે, હું બીજે પ્રસંગે, કાંઇ વીષયની ગુંઠવણુમાં તમને ખ્યાલ દઇશ, તે એ કે મનુંષ્ય ઉપર આજે વ્યવહારમાં ત્રણુ શક્તિઓ જુએ છે, પણુ તે માહેલી બે શક્તિમાં પોતાની વ્યકતિ છે, પારમતી લક્ષ્મી અને સરસ્વતીની છે, પ્રથમ બેમાં, ઘણું મન રોકાંયા છે જ્યારે ત્રીજી માટે, થોડાંજ અવકાશ મેલવે છે.

( રાગ ભેરવી-ત્રીતાલ )=મારા હરીની દાસી બની હું
દાસી બની-હું દાસી રહી છું=મારા હરીની
દીધાં જેને સુખના વાણુ-તે ગણી સુવાસી બની હું=મારા હરીની
જગ રંગ શા-ઢોંગ રચાયો. જોતાં તે-ઉદાસી રહી હું=મારા હરીની
સંપ સલાહમાં કરવત કેવાં-તે નીહાલી-ત્રાસી રહી હું=મારા-
મન મનાવી સાચું મેં ધાર્યું-જુઠ સમયમાં ફાંસી ધરીરે=મારા
સુજજન શ્યાના-સાંભળ જો નિત-સ્વચ્છ હીતની દાસી બની હું=મારા

## વિનોદી વાણી.

૧. મધુર મૂખ તે કે જે માહેથી મધુરા શબ્દો નિકળે. સુંદર ચહેરો રૂપાલા દાંતો, રોનકદાર નાંખ, ચપલ આંખો, છતા મૂખથી નિકળેલો ભાવ, દુઃખ આપતો થાય છે, તે મૂખને કોણ વખાણે ? જે મૂખમાં હલકા શબ્દો બોલવાની ભૂખ, તે મૂખ રૂપાળુ કેમ હોય ?

૨. ગમે એવા ખાણા ઉપર, ખુશાલ ભાવે જમવા બેસ્તાં સઘળી વાણીઓ સ્વાદ આપશેજ, તેમજ ખુશાલ હૈડુ ધરાવનારને જેમ આનંદ દીયે છે તેમ પડોશીને પણ તે માહેથી ખુશાલીજ મળે છે. જેનો આશ સુખાળો તેનો પાસ પણ આનંદ માં રહે છે.

૩. ધર્મ ભાવે જે કાંઈ સખાવતમાં આપવું, તે ત્રણ રીતે આપવું.(ક) સૌએ કાઇ પણ આપવું. (ખ) જેવી જેની સ્થિતિ હોય, તે પ્રમાણમાં આપવું. (ગ) અને જે કાંઇ આપ્યે, તે ખુશાલ ભાવે આપવું. કદિ પણ કોઇને કાઇ આપવું પડે, તે વેળા મનને પ્રિત ધરીને આપીશું, તો આપનાર અને લેનારમાં અચ્છી ભાઇબંધીનો ગુણ જણાશે. અને અપ્રિત ભાવે ફેંકીને આપવું, તો બેદીલપણાનો ભાવ દોરશે તે વેળા ઉપલા ત્રણ નિયમો વ્યર્થ જશે. ધર્મદાન આપવામાં ઉપલા નિયમો ન પલાય એમ જો હોય, તો એવી ખયેરાત કરતાં દુરજ રહેવું. કોઇનાં નગ્ન અંગને ઢાંકવું એ મહા પુન્ય છે. ભુખાંને નહિ ખવાડવું, એ મનુષ્ય, અહેવાન છે. નાતવાનને તવાની આપવી, એ મન ઉંચા પ્રમાણનું કહેવાય. અજ્ઞાનને જ્ઞાન આપવાનો ધર્મ જેવો બીજો શું હોઇ શકે ?

૪. તમને આનંદ અને તંદુરસ્ત રાખનાર દવા કયાં છે ? હસતો ભાવ ! જેઓ હસતા રહે છે તેઓ દેહ દુઃખથી નિરાલા છે, કામકાજમાં સારી સુઝ ધરાવે છે, અને થોડા કલાકોમાં ઘણું કામ કરી શકે છે.

૫. Work, and work should be our only goal, As by it, we make the noble soul. કામથીજ ઉંઘ, કામ-

થીજ સુખ, કામથીજ હસતુ મુંખ, અને ઉત્તમ સુખ છે. કામ વિના પશુને ભાવતું નથી, ત્યારે મનુષ્યને તે વિના બેસવું કેમ ભાવતું હશે? જ્ઞાન મળશે, કામ અને મહેનતની ખંતથીજ, ખોરાક મળશે, પણ તેના બીજ થીજ, મૌજ અને મજાહની સ્વચ્છતાઇ પણ તેથીજ, કારણ કે, તે કુદરતનોજ કાનુન છે.

૬. "Sooner or later every man will shine for all he is worth."—Talmage. તમે કોણ છો, કયાંથી, શું કરો છો, કેવા છો, તે બધું ધીરજે તમારા વર્તણુ પરથી જણાશેજ. ખુશામતીઆઓ બહેકાવી તમને મોટા બનાવશે, પણ તમેજ માની લ્યો કે તમે ખરેખર તેમ છો!"

દિવસના કામને, તું ધીરજ જો—અને પછી હશ, કે રો, એ તુંજ જાણ! ત્હારા કામના તોલને, ધીરજે જોખ—તે ખરા છે કે ખોટા તે ભિતરથી માન. ત્હારા ખરચેલા પૈસા ખરી કમાણીના છે કે મારી લીધેલા, તે તુ બરાબર સોંચ. અને કયાં, અને કેમ ખરચમાં નાખ્યા, તે સ્થળ ચોકખું છે કે ગંદીલુ, તે તપાસ અને સારા ભુંડાની આશ રાખ!

૭. ત્હારી જીંદગીના મૌજનું મન્દિર બાંધવા વિચાર કરતો હોય તો, ઓ ભલા, તે મંન્દિરના પાયાના ચાર ખુણે સફાઇ, સત, સંપ અને સેવાની બાંધણી ભરજે! જયાં સફાઇ નથી ત્યાં કંગાલ્યાત છે, જ્યાં સત નથી ત્યાં અધર્મ છે. જ્યાં સંપ નથી ત્યાં લડવાડ છે, અને જ્યાં સેવા નથી ત્યાં સડવાડ છે. પાપ પોતાનોજ નાશ કરે છે. આત્માને સાંસથી છુટું પાડે છે!

૮. મનુષ્યને ગમે એવા બંધમાં બાંધશો તોપણ વિચાર વાણીની વિંટમાં હમેશ તેને મજાહ માની છે. યાને તનની મજાહ કરતાં મનની મજાહ સદાય સુખાલ છે. તનની મજાહ શરીરને કાપશે, જયારે મનન કરતું મન સદાયે ખુશ શાન્તિમાં મલકાય છે.

૯. ઇન્દ્રિઓને મજાહ આપવાની ટેવ સદા તમારી જીંદગી ઉપર જાલેમ્યતપણું સ્વિકારશે. તેથી દુર રહો, સ્વતંત્ર બનો!

૧૦. લડાઇ કરવા વિચાર થાય તો હમેશ બુરાઇ સામે લડ! સલાહ કરવા શોધનો હોય તો પાર અને પાડોશીથી રૂડો સંબંધ રાખ. એમ કરવાથી દર સાલ ત્હારા વર્ષો નેક ખ્યાલમાં વધવા પામશે, પોતે સુખી રહેશે, અને શાહેર અને ગામ ખુશી રહેશે. જીંદગી જુવાન છે કે બુઢાપામાં, તેનો ખ્યાલ નહિ થશે, પણ સારાં કામમાં રહેશે.

૧૧. અનુભવ એક આલા પાઠશાળા છે. અનુભવ ઉપર આપણે ધ્યાન ધરીશું તો ઘણા નેક માર્ગો, જે આપણા હૈડામાં અને અજ્ઞાનતાના વાંદલામાં પડયા છે, તેનો લહાવો લઇશું. કષ્ટના બહોલા અનુભવમાંજ આત્માના બળને ખિલવવાનું મુળ કારણ છે, કષ્ટ, પડને તોડે છે, અને પછી માવો મેલવે છે, અને જીવ સુખી થાય છે.

૧૨ કંટાલાથી પજવાત નહી માનતા તે સુખ આપતી નિશાણુ છે, એમ પિછાણી જીંદગી ગુજારશું, તો હાનિને મટાડી નાંખશું. દુઃખને સહન કરવાથી તે હમેશના સુખ મેળવવાના માર્ગ ઉપરથી એક જુદુ પડ ખેચતાં હોઇએ એમ સમજવા કોશેશ કરીશું તો સેવટે ફતેહજ છે!

"મન જો માને મૌજ તો—વિચાર છે મસ માલ

વિચાર વાણી સુત્ર છે-જીવની બને મસાલ

વિચાર વાની લાવશે-શુદ્ધ જબાની મૂખ એવી વાની બોલતાં-છે કર્મની ભૂખ!

૧૩. કોઇની હસી કરવી એ મનની આડી સમજ છે. કોઇને જોઇને ખુશી પ્રગટ કરવી, એ હૈડાંના આનંદી હાવભાવ છે.

(૧૪) ઉત્તમમાં ઉત્તમ શું? પૈસા ધન, કે જ્ઞાન? પહેલાથી તન ને સંતતી મલે, પણ આખેર દ્રવ્ય લુંટાઇ જાય, જ્યારે જ્ઞાન ખિલવવાથી તે મોટી ખાન સમાન ફેલાય છે—અને સર્વને સુખ થાય છે, એટલુંજ નહિ, પણ કુલ જગતને તથા મોટો લાભ અને આનંદ મલતો રહે છે.

——:०:——

## મન મતિ અને મંદિરના માળા યાને મંદિરની મૂર્તિ.

રંજ ગંજમાં ડોળતો--થાકી દેશે ચીત,
તેના કર્મે જાગશેજ--મન મંદિરનું હીત
ભકિત પુંજન ભાવ દઇ--મન ઘણું હરખાય
તે કરતાં, તો ચાલમાં--વાવરતાં મળકાય.

**સંતો થઈ ગયા** અને આપણા બીન અનુભવી મનને કેલવવા આપણને બેહદ જ્ઞાન અને ડહાપણ આપી ગયા. તેઓનું આ દુન્યામાં જે આવવું થયુંજ હતુ, તે તેઓ ખાતર નહિં, પણ આપણો અજ્ઞાનતાનો કાળાશ ઓછો કરવા માટેજ તેઓ આવ્યા હતા, યા તેઓને પેદા કરવામાં આવ્યા હોય!

મંદિર પડયાં લાખ હોય--ભિંતર મંદિર એક
જેની ચાલે રામ ડર--તેનો ઉંચો ટેક!
મંદિર મળતા માર્ગમાં--ભણે કોઇ પળભાર
તે પણ ત્યાંથી મેલવે--પળ પુન્યનો તાર!

**જેઓ તેઓના જ્ઞાન** અને ડહાપણના દહેરાંમાં ભણ્યા છે, તેઓ પોતાના **મનમાંજ મંદિરનો માળો** મેલવી રહયા છે. પણ તે કારણે મનના મંદિર સિવાય બીજા ખાસ બનાવેલા મંદિરોની જરૂરજ નથી એમ નહિ કહેવાય! **મંદિર, ધર્મસ્થાન, મસજીદ, દેવલ, આતષબેહરામ, અગીઆરી** યા બીજી એવા પવિત્ર કેબલાની જગ્યાની જરૂરીજ છે. કારણકે તેવા સ્થાનોની હાજરી કરીનેજ ત્યાના પુંજારી, મંદિર સ્થાનને પોતાના હૈડામાં ઉતારી શકયા છે. જોકે એમ નથી હાલમાં કેહેવાઇ શકાતું, કે, જે ગામ, શહેરમાં ધર્મસ્થાનો યાને મંદિરો વધારે થયા છે, ત્યાંની **વાતાવરણ વધારે ધાર્મીક બની છે?** ના તેમ નથી.

મંદિર જીતનો દુર હય--ઇતનો પુંજન પ્રેમ
સ્વાર્થ મનકી પાસ હો--કહાં ભકિત લાવે ઝેન?

**જ્યારે મંદિરો થોડાં હતાં** ત્યારે પુંજારીની ભાવિક ઇચ્છા વધારે હતી, પણ આજે ભાવ ઇચ્છાને બદલે, દાવ ઇચ્છા વધારવામાં આવી છે. દાવ ઇચ્છા, એટલે કે પોતાનુ ભલુ, પોતાનો સ્વાર્થ, પોતાનીજ વાસના, થઇ રહી છે. એ માટે યાદ રૂપે ઉપલા સ્થાનો વધ્યા જાયે છે, કે હયા, ત્યાં, સઘલે ફરતાં કોઇ નઝર પડતા, ઘડીભર, સ્વાર્થમાંથી રહીત રહી, એક પળ પણ **મનને મંદિર પર રોકે છે.**

દેવાળય જે બાંધશે--સત વચનમાં નેમ
પાવન ક્રિયાથી કરી--બાંધી સતનું ઝેન
કંઇક જનો આ જગમાં--મનમાં માને સ્થાન
મંદિર તેના હૈડે--માની રાખે જાન.

**જે મંદિરો બન્યાં** છે, બનાવ્યા છે, તેમાં તો બેશક કાંઇ પણ શક નથીજ, કારણકે તે પવિત્ર લાગણી અને પવિત્ર ક્રિયાઓથી બન્યા છે, અને બનાવવામાં આવ્યા છે.

હજી પણ **આ પવિત્ર સ્થાનમા,** વંઠેલો, બીગડેલા વિચાર-વાલાઓ ઘડીભર આસ્થા રાખી, પોતાના ખોટાં કામનો પસતાવો કરવા જાય છે, ઉપરાંત, તેઓના એવા જવાના પ્રમાણમાં તેઓને ખાત્રી થતીજ માલમ પડી છે, કે એવા એકાદ વખતના જવાથી તેઓને કઇક શાંતિ મલી છે અને મલશે.

કામ અને વર્તણુમાં--હરપળ સેવા ધ્યાન
લોક અને પર લોકના--કામે ધરશે પ્રાણ !

જેઓએ **મનમાં મંદિર બનાવ્યાં છે,** તેઓ ઘણા ભક્તિ-ભાવવાલા પ્રાણો થયેલા છે. તે તેમાથીજ માલમ પડશે, કે તેઓ અચુક કામ, જન સેવા, પ્રજા સેવા, રંક સેવા, ઇત્યાદી ભલાઇના કામો કર્યા જાય છે અને કરે છે. તે સેવામાં તેઓ **મંદિર સ્થાનનો ઉંચો આદર્શ** ધરે છે.

અગનિત ભણુતા શિષ્યો--શાળામાં બે પાર
તેમાથી તો કેટલા--જાશે ડહાપણુ દ્વાર !

કઇક બાળકો ભણુવાનું શરૂ કરે છે, પરંતુ વર્ષોના એવા પ્રમાણુ પછી, તેઓ માહેથી કેટલા, એકદમ વધારે જ્ઞાનના ઉજાસમાં પ્રકાશે છે ? ધણુંજ થોડાં ! કઇકો સાથે પીએ છે, ખાય છે, રમે છે, તરેહવાર જાતના ભલા બુરામા સામેલ હોય છે, પણુ તે રોજીંદા પ્રમાણુ રાખનારાઓ માહેથી કેટલા તેમાંથી નિકલી, જન સેવામાં પોતાની મોજ અને મજાહ સમજે છે ? ઘણુજ થોડા ! છતાં, આ મંદિર સ્થાનની જગ્યા જરૂરીજ છે ત્યાં પ્રથમનો સાફ સફાઇદાર હોય છે. પ્રથમ તેમાં હઝારો આવનારાઓ, હઝારો પુંજારીઓની નમનતાઇથી કરેલી બંદગી, ભકિતનો ત્યાં, અંદીઠ રોહ કાઇ પણુ પ્રમાણુમાં રહેલોજ છે. ત્યાંની શાંતિ, અને, તે સાથે, ત્યા જવા અગાઉ, કરેલા નિયમ, કે, જેમાં થોડીક પળની ભકિત સમાયલ થયેલો ખ્યાલ છે, તે સઘલા કારણોથી, પળ વારના પુંજારીને પણુ શાંતિ મલશેજ જો, જ્યાં સુધી તેની શાંતી તેમાં રાખી છે તો ! પણુ તેવી શાંતી મેલવી બાહાર નિકલવી વખતે, ત્યાંની વાતાવરણમાં કાઇ ફેરફાર આવતા, તે ત્યાંથી વેગલો જાય છે, અને મંદિરની શાંતી હૃદયમાં સમાવી રહયો નહી, જેથી આ ભકિત પણુ માત્ર મતલબનીજ હતી.

જેઓ બીન સ્વાર્થ કામ કરે છે, તેઓને, તેવાં કામો મેલવવા જવુજ પડતું નથી, જેમ ભુખ્યાંને ભુખ લાગતા, હરીનાથ કાઇને કાઇ આપનો રહયોજ છે, તેમ બીન સ્વાર્થ કામ કરનારથી કામ, સહાયતા, અને સલાહ લેવા વાલાઓ પણુ છેજ—જ્યારે, જેઓ હલકો દાવ માંડી રહયા છે, તેઓને, પણુ પોતાનું પોષણુ કરવાનું હોય છે, તેઓ પણુ એક યા બીજી બાબદ વસ્તુથી, પોતાની મતલબનુ શોધી ઘોલ વજાડી પોતાના મનને તૃપ્તી આપે છે.

જ્યારે મનુષ્ય પોતાના હોશ, જોશને પુર બહારમાં પેટ ભરાવી રહયો છે, ત્યારેજ તેનો જીવ, કાઇક નવા પ્રમાણુમાં તેને, ખ્યાલ આપતો રહયો છે, તે ખ્યાલ, તે, એજ કે, જે કાંઇ દુન્યાની સફાતી ઉપર–શરીરને બહેકાવવા પ્રગટી રહયું છે, તે તેની મનની શોભા પુરૂ પાડતા શિખ્યું છે. એમ થવાથી, તેનો શરીર પાળવાનો ભો, અને તેના પ્રમાણુથી મલતો ભો, જતો રહયો છે.

મ્હાલી મોજ હર જાતની--અંતે જોતો થાય
કે દુન્યાના મોહ મહી—ન એક સુખ સમજાય
જાગૃત આવે પ્રાણુને—મોજે દેહ પિલાય
દુઃખ ખમે જે આ જગે—પર લોકે સુખ થાય.

મંદિર સ્થાનમાં જઇને, જે લાભ મેલવવાનો છે. તે લાભ એટલો તો બળવાન છે, કે તે, લાભ મેલવવા માટે, ફકટ મુખથી ભક્તિજ બસ નથી, પણ તે પછી કાર્યમાં, વાતમાં, વર્તણુમાં તે પાળવું એમ હોય, તોજ લાભ ઘણો આનંદ આપે છે. મંદિરના સાચા પુંજારીનો લાભ કાઇ રૂપીઆના આંકડામાં નથી, ગાડી અને રથમાં નથી, લોકની વાહવાહમાં નથી, ઉચાં ભોજનમાં નથી, જુઠી ચાપલુ-સીમાં નથી, ચાઇચાઇના સંગારમાં નથી, ત્હારી મ્હારીમાં નથી, બેઅકલની વાંચામાં નથી, પણુ મન અને તનની સ્વચ્છ સુખાકારીમાં, દુઃખને દાબી, સુખજ છે એમ સમજવામાં, બીજાનુ દુઃખ દાબવામાં, સાદાઇમાં સાદા ભોજનમાં, સ્થિતિ પ્રમાણે બીજાને આપવામાં, બીજાને સુખવાસ આપવામાં, અનાથોને ઉગારવામાં, અજ્ઞાનોને જ્ઞાન આપવામાં, બેમલાહેજા ભરી હસી તરફ પોતાની શાંત ચુપકીદી દેખાડવામાં છે. એ વખત, જ્યારે આવે છે, ત્યારે, આપણી જીંદગીમાં, જાણે નવોજ દિવસ, નવોજ સફો, નવોજ સાલ, નવુંજ સુખ પ્રાપ્ત થવાનો પાયો બને છે અને મનના મંદિરના માળા આપણી સાથેજ બની રહયા છે.

હિર્ષ કષ્ટ ને પાપનો--સઘલે મન વિચાર
પણ જે સુજન થઇ રહયા--દાબે છે હર વાર
દુર્જન, સુજન નિત થશે--ધીમે વધશે ભાઇ
નેકી સતની પાસથી--કાઢે હર લુચ્ચાઇ
સાદા મનનું માનવી--ધીમે જ્ઞાની થાય
ત્યાંથી ડહાપણુ દેવતા--થઇ અનંત હરખાય

જેઓ ઘણાંજ ભલા છે, તેઓમાં સઘલા ગુણોનો જથો રહયો, તે સાથે દુર આચાર, અને દુર્ગુણ ભાવોના રસ્તા તેઓ જાતે જાણે છે, પણ **મનના મંદિરના માળાના** પ્રમાણથી તેઓએ દુરાચાર, અત્યાચારને, ઉપલા મંદિરના પવિત્ર પવનથી પગ તલે દાબી સત્યાચાર રાખ્યા છે. ત્યારે કહો કે, સાદા વિચારે, ગુણી, અને જ્ઞાની મનુષ્યના ઉપદેશ ભાખી તેઓના આદરો ધ્યાનમાં રાખી, તેઓની ઉત્તમ વિધિઓને મનમાં વધાવી, મંદિર સ્થાનોમાં, ભકિત, બંદગી કરી, તેઓ ત્યાંના પુંજારી બન્યા હતા, અને ધીમે ધીમે ત્યાંથી આગલ વધી તેઓના હૈડામાં, મનમાં, આત્મામાં તેઓએ મંદિર સ્થાન બાંધ્યાં કેહો કે તૈયાર કર્યાં કહો, પણ તેમ કરવામાં તેઓ બીજાઓ કરતા ઘણા વધારે ફાયદા મેલવી શકયા છે એ નહિ મનાય એવી વાત નથી. પણ આ સઘલુ એકજ દીમાં, મહીનામાં, વર્ષમાં, યા સદીમાં, બધાના હૈડામાં તૈયાર થશે એમ નથીજ, તેટલાજ માટે ક્રીયાથી બનાવેલા મંદિરોની હરવેળા જરૂરજ છે. જેમ તે વધુ પ્રમાણમાં તેમ તેમાંથી કાંઇ પણ જાગૃતી થવાનો સંબંધ છેજ.

હે પ્રભુ તું પાળજે--મ્હારા મનની આશ
જગ ટળે આ કષ્ટથી--સુખ રહે ચોપાશ !

**હાંસેલ શી ?** આ સઘલા પ્રમાણથી આપણે હવે તોલ શો કાઢીશું ? એજ કે, દુન્યામાં ચાલતી લડાઇની ઉઠલપાઠલ આવ્યાજ કરશે. ભરતી ઓટ થયાજ કરશે. બદી વધતી જશે. જુઠ પ્રબળ

ભાવ મેળવતો થશે. જુદા વખાણશે સાચા હીણશે? ક્યાં સુધી? એ વાત સર્વ આતમાના બીન્દુ ઉપર આધાર રાખે છે. આ સઘળો ખેલ ચાલ્યો છે. પાઠ ભણાવનારા પોતેજ, સાચી સંસ્થામાં સામેલગીરી લઇ, નાશ કરાવતા રહયા છે. કોણે શોધી કાઢવો, કોની બરસેલ્લર શાક્ષી લેવી, એ સઘળો ખેલ ચાલે છે પણ તે બધો ખેલજ છે—માહા કવિ રાજ બધા એ ખેલ જોતો રહયો છે-ઉંચ ગતી ત્યાં છે કે જેને કશુ ફરીયાદ કરવાનું મન નથી—જે, તેના ઉપર પડે છે, તે સારૂ નરસુ સહણ કરી **મનમાં ગ્રહણ કરે છે,** આપણે હાલમાં જોતાં રહયા છીયે કે ગમે એવા મંદિર સ્થાનોની રચના થઇ રહી છે, જાત્રા ભરાતી રહી છે, છતાં દુન્યાનો તરીકો નવા સફાનો થઇ રહયો છે, એ સઘલું શું દેખાડે છે કે, જગત કાંઇ નવીજ દુખદાયક સ્થિતિ ઉપર તણાઇ જાય છે, યા તેમ તાણી લઇ જવામાં મનુષ્ય મદદગાર થઇ રહયા છે એ મારેથી ક્યારે બચીશું, અને તેમ બચવા જતા કોણ, અને ક્યારે, અને કેટલા મદદગાર થશે? તેનું તોલ કરવું આપણી તાકાતથી દુર છે. જ્યારે એ સઘળું થાય, ત્યારે દુન્યા કેવળ કેવી રળીઆમની થશે! મનુષ્ય કેવું રૂપાળુ, સુખાળુ, ડહાપણવાળુ, કેવા ઉંચા વિચાર અને કવિતાઇ શકતીનું થયેલું હશે, એ ધારી શકાય, પણ તે સ્વપ્નાની સીમામાંજ ખ્યાલી શકાય! ઇશ્વર કરે, અને આ રૂપ જલદી આગળ વધે, દુઃખનો કળપાટ નિકલી સુખનો સિંગાર ખિલતો થાય!

મંદિર, દેવાલ્ય, મસજીદ, ધર્મસ્થાન, આતષગાહ એ ધર્મસ્થાનો છે ખરાં. પણ તેનો ઉપયોગ શો? ત્યાંથી શું મેલવશો? તે શા કાજે થયા? એવા ઇત્યાદી સવાલોના જવાબ આપવા કઠિણ છે.

પણ તેની જે ઘટના, રચના કરવામાં આવી છે, તે રચનાને જોવાવાળા ત્યાં દાખેલ થઇ તે ઉપર ધ્યાન આપવામાં આવ્યાથી, બે ઘડી પણ આપણા મનને શાંતિ થાય છે, કારણકે, ત્યાં શાંતિમય હવા પંથરાઇ છે.

ચાલુ રંગમાં રમતા સાદા માણસો, બે પળ ત્યાં જઇ બેસે છે, તો કોઇને કાંઇ ત્યાંથી અસર લાવે છે, પરંતુ જે જગ્યામાં તે બંધાયા છે, ત્યાં હમેશ પરસતીસ, ભકિત બંદગી તમે કરતા હોવ, તોપણ ત્યાંની અસર, તમારા હૈડામાં ચાલુ ભરવામાં આવતી હોવાથી, તમારૂં હૈડુ પોતેજ, એક સફાઇદાર પવિત્ર મકાનની ગરજ ટાલે છે.

જહારના પવિત્ર દેવાલયની અસર, મન ઉપર લાવવાથી, આપણા હૈડાને ખિલવવાની ચાવી બને છે, અને તેમ થવાથીજ એવા મંદિરોથી આપણને ફાયદો હાંસેલ થયેલો જણાય, કે જ્યારે આપણે સુન્ન કામ કરી શકયે છીયે.

મંદિરના ચાર ખુણે, અને ચાર દેવાલે, ભલે હરીનાથનો નાદ, તથા લાડ જોયો હોય, સાંભલ્યો હોય, અનુભવ્યો હોય પણ, ત્યાંથી તે હૃદય સ્થાને ઉતારી, સંસારના સાગર પર અમલ્યાત કરતા રહો. તોજ મંદિર બનાવનારનું કામ યશવંત કહેવાય !

જેમ આપણે ઉત્તમ બાંધણીના મંદિરો જગમાં જોઇ વલ્યાં છીયે, તેની રચના ઉપર મન મોહિત કરી રહયા છીયે, તેમ જે ગ્નાનીઓ ઉત્તમ પ્રકારના લેખો લખી ગયા છે, તેઓ પણ પોતાના ગ્નાની, ગુણી, ફીલસુફી ભર્યા પુસ્તકો છાપી છપાવી ગયા છે, જે પુસ્તકોનુ વાંચન જો વાંચીને પાચણ કરીશું તો આપણી સામે, તેઓ વિચાર રૂપ મંદિરો, અને ધર્મસ્થાનો બંધાવી ગયા હોય એમ ખ્યાલમાં લઇશું.

જેમકે, રાજા પોતાની રૈયત તરફના પ્યારની સ્થિતિ જાળવતો રહે, તો તેની ક્રિયાની ખુબી એક મંદિરના જેવીજ શાંતિ આપશે.

કઠોર મનને, કાંઇ વિચારવાણી વાંચતા, પળભરમાં નવો ખ્યાલ સુઝ થતા, કાંઇ ભલુ કરવાનો યત્ન દેખાશે.

સતીને સતાવતા કોઇ વંઠેલ વ્યભિચારી તેણીને તેણીના સતવતાં શિયળના સિંગારની સાચવણી કરતા જોઇ, કાંઇક રૂડા રસ્તાપર આવતો જશે.

નિર્દોષિતાને સતાવનારાઓ, આખેર પસતાવો કરવાની પાળ ઉપર આવતા થશે.

જુગારી દાવપેચમાં હાર મેળવી કંઇક પણ સારૂં કરવા ખુશાલ થશે, એવા એવા બનાવો, જાણે અંદીકાં મંદિર જેવાજ ચિતાર, અને વિચાર સાથ, ભલા ગુણો પ્રગટ કરાવવા સારો ફાલોજ આપે છે.

માટે ભલા વાંચનાર, મંદિર ત્હારા હૃદયમાંજ છે, તારી છાતીમાંજ છે, ત્યાં તું નરમાસ, નર્મી, નેકી, સાચવત, સરસ્વત, ધર્મ, સંતોષ, સબુરીનો સિંગાર કરતો ભાવ, તૈયાર કર, તો જે પાઠો તુ પેલા બંધાયલા મંદિરમાં જઇ ઉકેળવા માંગે છે, તે ત્હારા પોતાનામાંજ તું થોડા ઘણા અંશે તૈયાર જોશે.

મંદિર પડયા હોય જગતમાં—તે તું જોશે,
છતાં કરે બદ દાવ—ખરે તું પડયો રોશે.
કર સતપનનો દાવ—હૃદયમાં મંદિર જોશે,
બનશે દિલ ગુણ સ્થાન—ભજશે તેથી હોંશે.

THE SHRINE—The shrine thou seekest is not without
But with thee is laid no doubt
The outward structure to thee may lure
Within thyself it rests so sure
The mighty things all rest within
All help from there will come by Him.

માનવી, જે પોતાના હવસ અને કિનાના કહેરમાં, ખુદરતની બળીહારી જોવા, આંખો હોવા છતાં, બંધ જેવી રાખી ફરે તે શું ધારે છે, શું માને છે, અને શું કરે છે?

"જન્મ કયાં! મરણ શું! હુ કોણ, કે જેનો કોઇ જોડયો નહિ? હું કે જે ચાહું, તેજ થાય! હરી શું? પરમાત્મા કોણ? તેનો ન્યાય કેવો? તે ચલાવે શું, હળાવે શું, અપાવે શું!" એવું એવું ઇત્યાદિ ખોટાં ભાનમાં તૃપ્ત થઇ બોલે છે, તે વધુ અજ્ઞાનતામાં, વધુ બેવકુફાઇ કરતો રહે છે. જેમકે :-

"નથી નાથ મ્હારો, ને પરવા નથી—જે હું કરૂં બસ તે મ્હારી ગતી
"મ્હારી ગતી તે મ્હારી મતિ—હતી અને છે અને રતી રતી, હુ સૌનો જતી.

આવું વમાસણુ કરનાર, માણુસ અવતારનો હોવા છતાં, મનુષ્ય વિચારનો નહિ પણુ મગજથી ખસેલોજ કહેવાય? (૯૮ પાનું જુઓ, Robert Southey, 1st Vol. on Cowper).

કાઉપર જેવો કવિ પોતાની ઉપરની આફતમાં શું વિચારવા લાગ્યો, તે પોતાના મનની હાલતને, વીશ લીટીઓમાં શું જણાવે છે, તે ત્યાં જોશો, પણુ તે માહેલી ચોથી કળી હયાં ટાંકીશું.

"Man disavows, and Deity disowns me
Hell might afford my miseries a shelter;
Therefore hell keeps her ever hungry mouths all
Bolted against me."

આ વિચારો જ્યારે કવિ કાઉપર દોરે છે, ત્યારે તો ખરેખર તેનો, તેના મન ઉપરથી કાબુ ગયેલોજ હોય. કારણુકે પ્રભુ કોઇને તજી શકે નહિં. વળી એજ કવિ, પોતાના મનની ફેરવાયલી હાલતમાં શું કહે છે. (જુઓ એજ પુસ્તક પાનું ૧૦૬).

"The calm retreat, the silent shade
With prayer and praise agree;
And seem, by thy sweet bounty made
For those who follow thee,"

આ ઉપલા વિચારો કેવા મ્હાલય છે! જેમ એક કવિ લખી ગયો છે કે—

દિપકતા ચેરાગોમાં હરબાર ફરતાં—રાખે તું આંખો વિંચેલી; સુઝે શ્રુષ્ટિ સ્યાને તુંને રસીલી—કસુઝ, કાળે સજેલી સુઝે શ્રષ્ટિ સ્યાને તુંને રસીલી સાગર વમળના અમલમાં રહે નહિં
રોઇ જોઇ છાતી ધ્રુજેલી=સુઝે શ્રુષ્ટિ સ્યાને તુને રસિલિ."

તેમજ વળી

" મન ભમે છે હરદમ મ્હારૂ–નાથ ભાતની વાત ગણે,
જ્યાં જોશું ત્યાં આનંદ લીલાહ–હરી નાથના, સૂશ્ચિળ બને ! "

મન કેવી ગતિ રાખે છે, તેનો વધુ દાખલો ટાંકીશું.

એક વિધવા પોતાના ભરથારના મરણ ઉપર કેવા શબ્દોથી વિલાપ વેરે છે.

" Thou wast too good to live on earth with me,
And I not good enough to die with thee. "

"ગયો મુંજ ખાવિંદ, ગયો સ્વર્ગ આજે·કારણ! ભલી ચાલ હતી તુંજ સાથે!
રહી હુ હિણાઇ, બની હુ ગુનાહગારેન ચાહયું હરીએ "હું જાઉ તું સાથે!"

From the Poems of John Drinkwater.

પાનુ સાતમું–

"Grant us the wlll to fashion as we feel,
Grant us the strength to labour as we know,
Grant us the purpose, ribbed and edged with steel.
To strike the blow."
Knowledge we ask not, knowledge thou hast lent
But, Lord, the will, there lies our bitter need
Give us to build above the deep intent the deed,
the deed.

હયાં, ભકિત કરી, જે આત્મા ચાહે છે, તે જ્ઞાન સાથે વર્તણુ માંગે છે, જ્યાં સુધી અમલમાં મેલાતું નથી, ત્યાં સુધી જ્ઞાન કાઇ પ્રગટિ દેખાડતું નથી. કામમાંજ કિમ્મત, અને હિમ્મત છે.

"ભલે આપો નાથ, ઓ વિચારો હઝાર–ભલે હોય જ્ઞાને ભરેલા બે પાર
પરંતુ, તું આપે તે એવાં વિચાર–કે દ્રધ મન પાળે તે કામે અપાર."

In the silent ravings of a sylvan wood
We feel an unknown pleasant mood
Which sets the heart in calm content
And hurts the dirty, dark intent.

ભરેલો હરી હાથ એકાંત વાસેપુર જોશમાં ત્યાંની આશા જે ગાશે
તેથી સદા મન આનંદ થાશે.

મન રચનાના માળાના વિષયમાં આપણે એક વધુ બાબદ હયાં વીસ્તાર કરીશું કે—

# મન, મંદિર ચાહે કે, મદીરા ?

ઉપલો મથાળો દેખાવે હાલો છે, પણ મનુષ્યની મન રચનાનો સામસામા છેડાનો માળો છે. કોઇ દારૂ અને કેફી પીણામાં યા ચરસની લંપટમાં સરસ રસ માની લીયે છે, કોઈ મંદિરમાં પુંજન કરવાનોજ એકજ અને સઉથી શ્રેષ્ટ ખ્યાલમાં જીવનનો ગાળો પુરો કરવા માટેનો આદર્શ સમજે છે. તેમાંજ પોતાની જીંદગીનો ફેરો સાફલ્ય સમજે છે. ત્યારે એ બે છેડા ઉપર રહેલા મનુષ્ય ભાનમાં સરસ કોણ ?

જગત કહે છે કે પ્રભુ ભકિત સરસ ! કારણકે દુઃખ અને વેદનાની કસ થઇ તેને ભકિતનો હવાલો ભવ્ય લાગ્યો, જ્યારે ચરસમાં પચી રહેલો માનવી, ચરસની ઝુમમાંજ પોતાનો હરી માને છે. ફરક એટલોજ કે, ચરસનો પીનાર મંદ મતીમાં કાંઇનું કાંઇ માને, તે ઘેલુંજ કહેવાય, તેથીજ તે તેની બકબકમાં શુધી યા સીધીનો હક નથી રાખતો. જ્યારે પ્રભુની યાદમાં મન મૌજ રાખતો મનુષ્ય, તે મહીં રંગરાગ ગાઇ, કાંઇને કાંઈ સ્તુત્યજ કરી દેખાડે છે, જેથી ઘણાકોને ઠીક ધીરજ અપાતી હોય યા મળતી હોય એમ સ્પષ્ટ જણાય છે.

મદીરા અને ચરસ તનને ગાળે છે, મનને કઠોર બનાવે છે. જ્યારે મંદિર, નુરને ઉજવળમાં આણે છે, પરમ લોકની દુઃખની યાદ સાંભરી, તેની સંભારણા કરવા તૈયાર છે. મદીરા અજ્ઞાનને જોશ આપે છે, મંદિર આત્માને અંધકાર માંહેથી ઉજાલાનો ઉગાર ભરે છે. મદીરા મસ્ત બનાવે છે, મંદિર કષ્ટને આસાન બનાવે, અંત સમયની વખતે હરીનું આશ્રમ મેળવવા તૈયાર બને છે. બંનેનો આધાર મન ઉપર છે, મદીરાનું મન ઘણુંજ ભ્રમીત રહ્યું છે, જ્યારે મંદિરનું મન ગમે ત્યાં ચાલે તે પ્રથમ ખ્યાલ ધરીને ચાલવા ચપલ થઇ રહેલુ છે.

ધરે ચરસને સરસ તું ભાઇ, નથી અરે ત્યાં કંઇ નવાઇ;
તરંગ બની છે સરસમાં ખ્યાલી તેથી માને ચરસ દવાઇ !

ખરે રે ભકનો કરે છે ભક્તિ, ધરે છે મંદિર તરફતે જ્ઞાની;
ભણે ભણે છે ફરી તે જ્ઞાની, તેથી માને હરીની શ્યાની

આજે હાલમાં જગતમાં આપણે બંને પ્રકારો જોઇ વળ્યા છે, તેથીજ આપણને આશય છે કે, જેઓ મધુપાનથી બચ્યા છે, તેઓ અજ્ઞાન માર્ગેથી જ્ઞાનમાં તરતા થયા છે, ત્યારે વખત આગળ વધતા અજ્ઞાનતાનો પડદો દુર નહી થશે, એવું એમાં કદી માનશું નહી.

મનુષ્ય મહીશ્વરની મનમોહન મૂર્તિ રૂપ છે, તો અજ્ઞાનનું પડ ધીમે નિકળી જશેજ અને મદીરાની પુંજા, ફરી મંદિરમાં મંડાશે— ફક્ત વીલંબ જે લાગશે, તે ગતીને બદલાવતી મતી ઉપરજ બંધાયો છે—તે ધીમે જશેજ–કાળું અને ગોરૂં એ મન રચનાની જાલી છે, ખ્યાલી ભ્રમણા છે, કાળી જ્યારે કેવળ શ્રેષ્ટાઇ મેળવતી થશે, કે ગોરી કયાં અને કાળી તે શું, તે ભુલાશે ! ફરક માત્ર કાળાશને દુર કરવાનો રહયો છે. આગળજ વધવું, એ ઇનસાનનું કાવ્યરૂપ કામ છે, જેમ જેમ આગળ વધશે, તેમ કનીતાઇ ખ્યાલમાં ઉંચુ દેવદર્શન પ્રાપ્ત થયા વન ન રહેશે, અને ત્યારેજ કયાં મદીરા અને કયાં મંદિર ? કયાં ચરસ અને પછી કોણ કયાં સરસ ?

આગે કયા હય ? પ્રભુની આ ઘટ અંબારી !

એહીંમે કાઝી, એહીંમે મુલ્લાં, એહીંમે મસજીદ, એહીંમે મંદીર, એહીમે યુસુફ, શાસ્ત્રીજી ! આવા વીચારો શું સુચવે છે ? એજ કે બધીએ મનની કલ્પના છે, મન સુધરશે કે, જેવી મોજ મદીરામાં માને છે, તેમાંથી છુટી, તે કરતાં વધુ મોજ મંદિરમાં માનશે અને જરૂરજ માનશે, તોજ મનુષ્ય ભાન ! તેમાજ અવનીનું પ્રમાણ !– ત્યારેજ જગતમાંથી દારૂણ ભાવ ઉઠયો જશે–ત્યારે જગતમાં, બીજાનું ભલું કરવાનુંજ મન, મોટું ગણવામાં આવશે.–હમણાં તેમ નથી થતું, તેથી જગત એકજ ભાવમાં પડી રહેશે, એમ કહેવું યા માનવું અજ્ઞાનતાથી ભરેલુંજ કહેવાય.–ઉઠો, ભાઇઓ, જ્ઞાનના ગુણકાર કરો અને તમેજ પછે જોશો કે શાંતી કયાં છે ? મદીરામાં, કે મંદિરમાં !

## ‘ આત્માની ઉન્નતિ-યાને ‘સાંસને પરમાત્માની આશ’

આ લેખ સંગીતમાં સજ્યો છે, અને જે મુખ્ય બાબદ ચાલે છે, તે, એક વાત ઉપર રચાઇ છે. જ્યારે વચ્ચે વચ્ચે, બીજા સંગીતોની સાધણા કરવામાં આવી છે, કે, જ્યાં જ્યાં, આ લેખને કિર્તન રૂપ ગાવામાં આવે, ત્યાં ત્યાં વચ્ચે, જે વિચારો દોર્યા છે, તેના ઉપજતા સંગીતો અને કવિતાની રચના સાથે, આ લેખ સમજાવવામાં આવ્યો છે.

આ લેખ પ્રગટ કરવામાં મનની એક મોજ છે, તે કેવી રીતે સમજાવવી, તેની બને એટલી સહેલી રીતે કોશેશ કરવામાં આવી છે. પરંતુ કંઇક જનોને, તેમાં રસ ન માલમ પડે, તો, તે તેને ઉડાણથી સમજવા, પરવા હોતી નથી. એવા અનેક કારણોથી, લેખ માટે, તેને કોઇ ન સમજવાની બેદરકારી બતાવતા છતાં, તેના લખનારને દોષ કાં ઘટે?

મહેનત મુખ્ય રૂપ છે, દે છે તે સિંગાર—જ્યાં તેનુ પોષણ નથી, ત્યાં રહે અંગાર

જ્યારે પણ મન અને ધ્યાન સામે બિકટ બાબદ આવે, ત્યારે ધીરજથી, તેને ઉકલાવવી, વાંચવી, અને વખને વખત વાંચવી, કારણ, મનુષ્ય, દરેક મનુષ્ય, કોઇ બધી બાબદોને સમજી વળ્યું હોય, એમ સમજવું ખોટું છે. ધીરજે એક બાબદ અનેક વાર સમજવી, તો સમજાય!

આ લેખ, જેઓ કોઇ વિચારથી વાંચે, તેને કાંઇ પણ સમજવાનું નહિ મલે, તો, તે માટે કશો પણ અભિપ્રાય આપવો કઠણ છે. જેઓને એ માહેથી, એક ઘડીનું પણ સ્મરણ કરવા વખત મલે, તો લેખક, એ માટે ખુશીજ રહેશે, જેઓ તે માહેથી કશુ ન મેલવે, તેને, આ લેખકને માટે, જે વિચાર આવે, તેમાં તેનીજ જ્ઞાની યા અજ્ઞાની જાહેર કરશે.

આપણે આ લેખ કે જેનું નામ, “આત્માની ઉન્નતિ” રાખ્યું છે. તે પ્રથમ ભક્તિથી સરૂ કરીશું.

**જે કામોની પહેલમાં-અસલ ભક્તિ હોય, તેમાં શક્તિ થાય તે-દયાનંદ પણ જોયા આટે પ્રભુ નામથી, લખશું લેખ અનેક—જેને જ્ઞાની હોય તે, જાણે તેનો ભેદ**

(કલ્યાણ-ત્રીતાલ) તું પરમેશ્વર ટાળણુ હારો, તું ઉધ્ધાર, તું રક્ષનાર
તુંએ કીધાં સુખ સાંરા = તું પરમેશ્વર
ત્હારો ખ્યાલ મુજ હૈડે આવે-તું વન જગ નહિ ચાલે
તું અમારો સઉથીજ પ્યારો= તું પરમેશ્વર

બે આત્મા, યા જીવના ઉંચાં સમાગમથી, એક, અને, તે પણ કેવું મોટું ભાન પેદા થાય છે, અને તે ભાનના પેદા, યા જાગૃત થવા સાથે, પ્રભૂ પિતાને કેવો ઉચો ખ્યાલાત, તે બે જીવ જાણી, એકત્ર થાય છે. તે માટે પ્રથમ શાકી દોરશુ.

સામે આવતા જીવમાં, ચક્ષુશો રસ જોય-અકેકુમાં નેત્ર મલે-બેમાં એકજ હોય

(શાકી-ત્રીતાલ) આત્મા ઠાઠનો, દાવ પ્રચારો—સત ચાલણે ચાલી
દુખમય જગને ટાળી દેશો—સુખમય સાઝે હાલી
રૂંડા !...કરણી કરજો એવી—મોહિત, થાય સતદૈવી.=રૂડા
જગ સંચારણ કરજે એવું—ભલે દુઃખ તો આવે
સત્ય માર્ગ પર જ્ઞાને ચાલી—હરી દવારમાં જાય
રૂડા !......એ તુંજ કામો દેશે-જશ હરીથી રહેશે=
બે જીવના મિશ્રણ સાથે—પ્રેમાનંદ (પ્રેમ અને આનંદ) ત્યાં થાશે
ત્યારે જગના નાથ ભાનમાં—ગમન નમનમાં ગાશે
જીવડા !......આત્મા આશા, લેતું-ફરી, સાંસ હરીમાં દેશે=

(ઉપલા ભાગમાં એવું સજાવ્યુ છે કે સત્ય ચાલણુ, સત્ય હાલણુ અને સત્ય કરણીના દાવથી, એક જોડું આ જગતમાં વ્યાહવાર સાચવશે, તે સાદા સુખમાં, અને બીજાના દુઃખ ટાળવાની ઝુંખમાં, હરીનુંજ ભાન મેળવી લેશે.)

હવે, આ વાર્તા—આત્માની ઉન્નતિ સરૂ કરતા, તેને સમજમાં ‍િસિંગાર કરી ચાલીશું. અતિ વૃધ્ધ થયેલુ, એક જોડું હતું. તેઓને ત્યાં

એક અતિ રૂપાળી બાળકી હતી, જેની ઉમ્મર ૭ વર્ષની હતી, કે જે વેળા, આ જોડાંની કહાણી સરૂ થાય છે.

આ કહાણીને સંગીતમાં સજ કરી છે, તે સંગીતની કડીઓને નંબર આપવામાં આવ્યા છે. આ નંબર પ્રમાણે, જેઓને વાંચી, યા ગાઇ જવું હોય, તો સીલ સીલા બંધ વાર્તા વાંચી, યા ગાઈ શકાય, જે માટે નંબરની રચના કરવાથી, બીજા વચ્ચે આવતા ભાગો છુટા પડેલાં સમજવામાં આવે. એ માટે બધી કડીઓને સામન્ય રીતે પેશ પડે, એવું સેવટે નોટેશન આપ્યું છે, જે નોટેશનની હદમાં બીજી કડીઓ ગોઠવવા શ્રમ લેવો અવશ્ય છે.

(૧) ટુંક કહાણી કહું—અંધ જોડની—ભુખ મારથી, વૃધ્ધ બની—
  રહાય દેવા નહિ કોઈ ધણી.
જે આધાર તેઓ પાસ હતો—એક બાળકથી તે આશ હતો.
સુમાર વરસ—તે સાત હતો—તે માત પિતાનો શ્વાસ હતો.
(૨)—આ કમળા (બાળકી)—માં કુશ રહેમ હતી
  માત પિતામાં પ્રેમ હતી—બનતું તેવું દળતી હતી
  ન છોડી તેમને દુર જતી—મલતું તેવું ધરતી હતી
  ફુલ વેચી પેટનું ભરતી હતી—રીંઝવીને ગેલ તે કરતી હતી.

ઉપલી બન્ને કડીનો સાર—વૃધ્ધ વયની એક જોડી, (ધણી અને ધણિઆણિ, કેટલોક સમય થયા બિચારાં આધળાં થયાં હતાં.) જેઓને અંહી તહીં હિંડવાને, અને, જમન દેવાને એકલો આધાર, તે તેમની બાળકી કમળા હતી. આ બચ્ચાંની ઉમર આસરે સાત વર્ષની હતી, અને ફુલ વીંણી, વેચી આ વૃધ્ધ, અને સાથે આંધળાં બની ગયલાં આવા ભલાં માત પિતાને, જમાડી, અને રમાડી રહેતી હતી.

૩ તેઓ ભાગ્યવંત ભરપુર હતાં, ગુણ, જ્ઞાને પુર હતાં, દયાળુ દિલસોઝ હતાં.

  વેપારે, ત્યાં ખોટ ગઇ—વળી સત—તેથી ઓટ થઇ
  ખોટ સાથે ચક્ષ અંધ થઇ—પણ ધીરજથી તે સમય વહી.

આ વૃધ્ધ ધણી ધણિઆણિ ઘણાંજ ભાગ્યશાળી હતાં, ધન્યવંત હતાં, પણ વેપાર વણજમાં ખોટ આવવાથી, તેમજ પોતાનું તીવ્ર સત સાથે હોવાથી, ગમે એવી કંગાળ સ્થિતિના થઇ જવાં છતાં, પોતાની પાસેનું જે કાંઇ ઘરેણુ, સંતતી માલમીલકત હતું, તે સર્વે માંગનારાઓને પગે પડી આપી દીધું, અને પોતાના ભણુકદાર મકાનથી વેગળે રહેવા ગયાં, જ્યાં એક સમય, અતિ રડતાં, તથા બાળકોની ચિંતા કરતા, બન્નેએ પોતાની આંખોનું નુર ખોહી દીધું. આ ભલાં જોડાંએ માલ ધનને પચાવી દીધો હોત, અને દિવાળુ ફુક્યું હોત, તો તેમાં તેઓ ફાવને, પણ જગ વ્યહવાર જે ચાલે છે તે પ્રમાણે અમલ કરવા તેઓને ગમ્યું નહિ, કારણ કે ખરાંનું ખરૂં એ તેઓ સમજતાં હતાં, અને જાણતા હતાં, કે આ દુન્યાના દોલત, મતલબ ખાતર જુઠું બોલી સાચવી લેવી, અને દેણદારને રખડાવી, આપણા પોતાને માટે સાચવી રાખવાથી, પોતાની ઓળાદનું નખ્ખોદ વળે છે. અંદીઠા શ્રાપ થાય છે.

સંગીત વાણી–સત્યની સિફત–જીલ્લો ત્રીતાલ.

કેમ સત્યની વ્યાખ્યા ગાવું, ગાઇ લેહેર–ક્યાં સમાવુ, ?=કેમ
વિનાસી તનમાં કેમ સમાવું, વાંસો લેવો કેમ વિણાવું?=કેમ.
પ્રભુ પિતાનો સુખરૂપ સાથી, ન જાતી છે, ન ન્યાત સંગાતી=કેમ
હરિશ્ચંદ્રનો–(હર–ઇશ–ચંદ્ર)–ઉદય કેમ, સત સિંધુના સાંધ પ્રમાણે=કેમ
સાવિત્રી રહી–સત્ય સિંગારી, વૈકુંઠ લોકમાં–ગાતી ગાતી થઇ=કેમ
સત્ય શિખની શાખા વધારે, ઉડતી રહે, હરીની ધ્વજાઓ=કેમ.

(આ કવિતામા આપણે હરિશ્ચચંદ્રનો શબ્દ વાપડયો છે, જે માટે એક બે શબ્દો હરિશ્ચંદ્ર માટે વ્યર્થ જશે નહિ. હરિશચંદ્ર અને વિસ્વામિત્રજીનો કિસ્સો સર્વે જાણીતા રહયા જેમાં હરિશ્ચંદ્રની સત્ય માટે જીત થાય છે પરંતુ આ કીસ્સામાં, હરીશ્ચંદ્રજીની સત્ય માટે સ્તુત્ય સેવાની જીતને, બદલે, વિસ્વામિત્રજીની કસ વધારે અંકાશે, કારણ કે વિસ્વામિત્રજીની વસિષ્ટજી સાથે લડત હતી કે, મનુષ્ય માત્ર, સત્ય ઉપર રહી શકે, એમ શક માન્યો હતો, તેથી વિશ્વામિત્રજીની હઠનો આભાસ વધારે પ્રમાણમાં દેખાય છે, અને તેમની ખાતરી થઇ છે, કે હરીશ્ચંદ્રજીનુ. સત હતું, ત્યાં સત રહયું–વિસ્વામિત્રજીનું પત ગયું).

આટલું સમજાવી, આપણે આગલ વધીશું––

બીજે શક જે લાવશે, તે પત ખોશે, જાણુ
એવા શકને સાંધતાં-છોડે સ્વનું માન
૪— દ્રવ્ય ગયું-પણુ જ્ઞાન રહયુ, ન તે કો'ની સાથ ગયું-
વળગીને, તે ત્યાંજ રહયું.
(જેથી) ચપળ બાળને બોધ થયો-હરી ભાવનો શોધ થયો
શિખ સારો ઉર થયો-વહેલું શિખવામાં કાળ ગયો =
દ્રવ્ય ગયું, પણુ જ્ઞાન તેઓ પાસ હમેશ રહયું, તે જ્ઞાનનું ધન આ બાળકીને મલતું રહયું, અને ચંચલ ચપલ બાળા વહેલી શિખી ગઇ.
નહિં જ્ઞાન આ જગ કદિ હાથ જાશે-ભરે જે અરે જ્ઞાન ખુશીમાંજ ગાશે
૫. એમ હળવે હળવે સાલ ગયાં, વચ ગાળે બહુ હાલ થયાં
કાળથી કંગાળ થયાં
આ અબળા જોમે આવી ચઢી-તેથી મા ને ફાળ પડી
સોંચ પતિને કાને ધરી-કયાં ટક તે રહે પાસ ખડી ? =
( બાળા મોટી થઇ, અને ચતૂર માતાને તેના યુવાન અને જોબન માટે ચિંતા થઇ, જે માટે પતિને સાવધાન કર્યા, અને આ બાળા જે વિવાહની થઇ, એમ માને ધ્યાન થવાથી હવે શું કરવું, તેની ફીકર રહો).
સ્રીનો પતિ તરફ, જે ખરો ધર્મ છે તે માટેનું સંગીત.
સ્રીની પતિ તરફની ફરજ—કહાન્ડો સા. નો જપતાલ.
સ્રી જે ખરી તે પતિ પત રાખે-શ્રમ, દમ, ધરી દુઃખ સંકટ કાપે=સ્રી
કામ, ક્રોધ ત્યાગી ધરી મન તિતિક્ષા-શ્રધ્ધા સમાધાન અમર સુખ ચાખે=સ્રી
માતુ પિતાનો યજ્ઞ ધરીને-શિષ્ય પ્રાપ્ત થઇ મગન મન રાખે=સ્રી.
દેવ પૂંજન પાત્રે-મોક્ષ કરી દેહ, પ્રચલ કરી યોગ- ગુરૂપદ ભાખે=સ્રી
આ ભલી સ્રીઓના થોડાંક પાત્રો ઉપલાં સંગીતમા જણાશે.-ચિત્ત, હિત, પ્રિત, પતિસેવામા રાખીને સતી આગળ વધી શકે છે.
૬-તે રૂપે ચંદ્ર સમાન હતી.-સતવંત સીતા સમાન હતી.

રંભા કે રાધા સમ હતી.

જોતાં–સૌની આંખો ફરી–કોઈ ભૂલતું કરવા યાદ હરી
કાંઇ લાલચ દેતું ફરી ફરી– પણ લાંછણ લાવી નહિ જરી=
સતવંત માતાની પુત્રી કોઇના પણ હાથમા રમાઇ જાય નહિ,
એવું ભલુ શિક્ષણ તે બાળાને, તેણીની માતાનું હતું.

આ જગતમાં, વંઠેલોની કાંઇ ખોટ નથી. શ્રીમંત રંગીલાઓ પોતાના કામમ એવા ગંઢીલા હોય છે, કે પોતાની દોલતના જોર અને તોરથી, ગરીબ અને રંક હાલતની રૂપાલી કન્યાઓ ઉપર જીત મેળવવામાં શુરા કેહવાય છે. અને આ બુરા ચેપને ચઢાવવાવાળાઓ, નિર્દોષ બાળાઓને ભોલવાવી ફસાવનારાઓની કાંઈ હયા ખુંટ નથી, એવા અવિચારી ખાકના ખવીસ પુતળાંઓ માહેલા એકનો નઝરે, પેલી **કમળા** બાળા આવી ચઢી. એટલે નિચ હોશમાં ગબડી રહેલાએ, પેલી **કમળાની** રંકસ્થિતિનો લાભ લઇ, નિચ આસ્થ નિભાવવા દાવ રમવા માંડયો.

૭–એક શ્રીમંતનો રંગીલો સૂરો–ત્રીયા જીતમાં થયેલો પુરો
લાગ્યો મદ, પણ હયાં બુરો
નિચ સાર્થકમાં વળગી રહયો—જોગી હોય તેમ જોગી થયો
તૂરંગ મનમા ચેતિ રહયો—મોહની આશે પ્રસરી રહયો.
૮ કોટક ફોકટ ધારી રહયો–ઢોંગ, દયાને તારી રહયો
જાલ સોકટનો સારો રહયો
ચક્ષુ ચપલાની ચેતિ ગઇ–હર હાલ વાતમા ભેટી ગઇ
મૂંગી દુખડૂં વેઠી ગઇ–વિંધ શબ્દ બાણના દેતી ગઇ.

આ શ્રીમંત, પણ સુની સમજનો, અને શિયલના ખુન કરવા વાલો ખુની, પેલી રાંક, અને નિર્દોષ કન્યાને ફુસલાવવા લાગયો–તેણીની કદર કરવા લાગયો, અને જોગી હોય, એવા ઠગારા ઠાઠમાં, નિચ નગારાના અવાઝો કરવા લાગયો, પણ પેલી સ્વસ્થ મનની બાળા, માતાની મમતાના, અને શિખની ઉંચી કડીના બાગા પાઠ ભણેલી કમલા, આ નિચ સોકટાં સમજી ગઈ. પણ, પોતે જે આ નિચના દગાથી ખમતી હતી, તેના પોતેજ બાણ મારતી નિભી રહી હતી, કારણ કે, આંધલા માબાપોને, પોતાની વિપતિ જણાવી દુઃખી કરવા નહિ માંગતી હતી.

૯—આ વંઠેલ વાંદર ફાવ્યો નહિ, લજ્જા લાજ દિલ લાવ્યો નહિ,
ભાર મૌજ ચિત્ત ઠાર્યો નહિ.

બસ હવશ ભુંખમાં તણાઇ ગયો-વંસ કેવો, તે ગણાઇ ગયો
દુષ્ટ ભાવનો જણાઈ ગયો-પોગલ માનમાં ખવાઈ ગયો—

આ નિચની ચાલ ખુલ્લી થઇ ગઇ, તેની બાજી ઉગાડી પડી, તેની અસીલાઈ કમિની જાતની હતી, તે ગણાઇ ગઇ, કારણ કે—

વચન જે પાલે નહિ તેનુ ભંગુર સુખ,
નિર્લજ રહેતો કેમ કરી હસીને ધરશે મુંખ !

આ શ્રીમંત શેઠીઓ, કેમ કરી મેલવેલા દ્રવ્યની મૌજના આંધલા રૂપમાં, મનને કેવી ઘેલછામાં ફેરવી રહયો ? હર એક માણુસ પોતાના કામથી તેના કુલની આબરૂ ગણાવી શકે, તેમ આ વ્યભિચારી પોતાનો નિચ ખવાસ દેખાડી કુળની નિર્લજતા દેખાડી રહયો.

૧૦—આથી હામ તે હાર્યો નહિં, સાંચો ઉપદેશ તાર્યો નહિ.
સરળ સાર કાઇ કાઢયો નહિ.

નવ પાખંડ તે ગોખી રહયો—ઝેરી બાણુ દિલ ભોંકી રહયો,
છાત વિર સમ ઠોકી રહયો—દાવ લાગને જોખી રહયો.

આ કુંછડ વિચારનો શ્રીમંત પુત, લાગ લેવા તતપર રહયો. કહે છે, શેખીને સ્થાન કાં ? નફતને નાંખ કયાં ? એ કહેવત તેને સાબેત કરી.

એક દિવસે અસ્ત થતા સુર્ય સમયમાં બાળા ફુલ વેચવા દુર ગઇ, ત્યાંથી આવતા મોડું થયુ, અને અસ્ત થતા સુર્યના છાયા સમ થયેલા થોડા ઉજાસમા, તે નવત્રી જગ્યાથી વહેલી ઘેર જતી હતી, તેવામાં હયા અસ્ત થતા સુર્યના સમયમા, જે તક પેલા મુર્ખાએ લેવા ધારી હતી, તે બનવા કાળ દેખાયું. (તે સમય અસ્તનો હોવાથી, મુર્ખાંનુ હલકા બનેલુ ભાન, અસ્ત થયેલુ હોય, એવો અસ્તનો સમય, અંધકારનો લક્ષણુ ભાવ દેખાડતું હતું એની કવિતાઇ રચના થઇ).

૧૧—આ કન્યા માને કામે ગઇ. બહુ વાત વાતમા સાંજ થઇ,

પાછાં વળતાં રાત થઇ.

ન પાછાં ફરતાં સાથ હતો—પણ મુર્ખો તેણી પાછે હતો,
તક જોઇ તેણીને બાઝી ગયો, ને ફાવ્યો, હોય તેમ રાજી થયો.
અંધકારમા અંધારૂ ઘોર કામ કરવા પેલો નિચ વળગી ગયો,
અને તેણીની લાજ લુટવા ચાલાક બન્યો.

પણ બાળા આ સઘળુ ધીરજથી સહન કરવા લાગી, અને યુકિત
માંજ, પોતાની મુકિત જોઇ તેણીએ જોયુ કે—

૧૨-મોહ મરતમાં બારી દીઠો-ઝનુન ઝેનમા કારી દીઠો,—
હાથ કટારી ભારી દીઠો.
આ ચંચળ મનમા ધારી રહી-કાઇ યુકિત શોધવા ધારી રહી,
બસ હસી મોજમા બારી રહી-દાવ, પેચની બારી રહી.

આ સંધ્યાકાળ સમયમાં કે જ્યારે આ વંઠેલ વિલક્ષણી આ યુવાન સતવંતી સ્રીની લાજ લુંતવા તૈયાર થયો હતો, તેજ સમય કોહલાં ભુકવાંનો અવાઝ થયો.

વાંચક વર્ગ આ રંગતથી સચેત થયોજ હશે, કે આ બનાવ ચાલતો હતો, તે વેળા કોલાહલના ભુંકવાનો અર્થ, એજ સમજગે કે એક સતીના શિયળ સામે, આ વંઠેલની બાજી નિર્થક હતી.

જેમ કોહલાં ભુંકવામાં કશો કામ સરતો નથી, પણ તે કંઢંગો અવાઝ આ લક્ષણરૂપ રચનાને જાણે, તે મુંજીની બાજી હાલ હવાલ કરાવનારો પુકારોજ કરાવનો હોય, એવી નાદર રચના આપનારો કવિતાઈ ખ્યાલ હતો.

૧૩-પહેલાં, હસીને વાળી લીધો, ઢોંગી પ્રેમમાં બારી દીધો,
સોંગ ખોટો ધારી લીધો,
આં બદલ વલણની વિંટ વલી-ખિલી મુખની આશ ફળી,
ધાર્યું મનની મૌજ મલી-કટાર હર્ષમાં ઢીલી સરી=

ઉપાયમા એજ માની લીધુ અને તે હસી હસીને ઢોંગ કરવા પડી. "અરે વહારે લાડકજી તમે તો પ્યાર અજબ રીતમા દેખાડો છો ! તમે જેને ચાહવો, તેણી માટે તમારા પેટમા તો કરવત રાખ્યુ ! પણ આજે તે હાથમા ધરી તેણીને રેંસવા મંડયા ! વ્હા ! કેવા ઉત્તમ, તમો જેવા

ઢોંગી પ્રિ તમજીઓ આ દુન્યામા મેલા દાવો રમતા હશો? તમો જેણીને ચાહવો તેણીને સાંજના અંધારા કાળમાં આમ ઘેરો ગાળી, વળી કટારથી તેણીને ભોંકી રીબાવી દેવા, તૈયાર થયા? બહુજ અજાયેબી! આ તમારી પ્યાર કસોટી કે દુખ દેવાની સોટી?

આંખે જયાં રત્ન છે-ત્યા અજ્ઞાની સાફ,
છતી આંખે, કેમ મુર્ખ-કરવા ધારે પાપ?
હિમ્મત છે જ્યાં વિરની-શત્રૂ સામે જાય,
કુંછડ કેરો બાયલો-અબળા સામે ધાય?
તે પણ અંધના કાળમાં સામે દુષ્ટ કટાર,
તેથી ધમકી દઇ જીતે. સુંદર સતવંત નાર!
હુળ પડે મકરાર પર ભુંકે ખ્યાલી વાત,
કયાં ધરવું તે શસ્ત્રને ભુલી રણની વાટ?

જૌનપુરી-ત્રીતાલ.

સરજત આગળ શિષ નમાવો-જોઇ સંભારી કરજો દાવો! =સરજત
ક્ષણ ભંગુર આ રચના ન્યારી-કાળ જોઇને સમય વળાવો =સરજત.

ઉપલા સખુનથી અને તેણીના હસવાથી, આ મુર્ખો સચોત બન્યો, અને જાણે પોતે જીતી ગયો, એમ માની હર્ષથી કટાર હાથમાં ઢીલી કરી, નાખી દીધી, એમ થઇ જવાથી આ અબળાએ શું કર્યું?

૧૪. કટાર પડી તે ઝાલી ચઢી-અબળા સબળી થઇ ખડી
શુર બાળા સમ ક્રોધે ચઢી
હવે આગળ હાલવા તૌર કીધો-પાછળ રહેવા દૌર દીધો
આ હિણુ ભાગ્ય ખુબ બીધો-ગુપ્ચુપ લોહીનો ગોટ પીધો.

પાસો ફ્રરવાઇ ગયો. સીંહન સમા આ શરીતા શુરવિર થઇ, કટારની મદદથી જેના કીધા, તેનેજ ભરાવવા તૈયાર બની, અને તેને પોતાની આગળ ચલાવી પોતે પાછળ પડી, ઘર તરફનો રસ્તો કાપવા હુકમ કરતી રહી.

૧૫. મુર્ખ પસતાવે પડી ગયો-કુચાલ ચલણનો ઠરી ગયો
માઝી ચાહવા મન ધડી રહયો.

અદબ સાથે સામો ફરી-હાથ જોડીને ક્ષમા ધરી
કર વાલી તે ખમાં કરી-આવું કરશે નહિ કો જરી =
આથી અબળાએ તેને શિખ દીધી.

સારંગ-ગરબી-ત્રીતાલ.

સત વાણીના બોલ-સત વાણીના બોલ, આપે ઉજાસ, એક હોય જેવા સોલ=
રૂડી કરણીના તોલ-રૂડી કરણીના મોલ
આપે અનંતમા અમર્ગી મોલ=સત વાણીના
કરણી જેવી કરશો-ભરણી તેવો બીજ-
સત અસતમાં તમ ફરો-જેવી રાખો તેવી રીત
રાખો સુધ્ધી અનમોળ-રાખો બુધ્ધિ એ મોલ
કર જોડી-હરી પાસ બોલ=સત વાણીના
જેવી કરશે તું મતી-ગતી વલી સિધ્ધ થાય
સાચુ કરવા હોશ હોય-સાચામાં પરથાય
એના કરણમાં ઝોલ-એના આનંદમાં ઝોલ
જોવાને નાથ, ત્હારી-આંખડીને ખોલ=સત વાણીના.

(ઉપલી વાણીના અનમોળ ભેદથી, આ વંઠેલ જીગરમાં છેડ પડયા તે પસતાયો, અને બાળાને કુમાર્ગનું લાંછણ લગાડવા તલપી રહયો હતો, તે સુમાર્ગ સાથનો ઉધ્ધાર મેળવવા મનમાં ઘોર કરવા લાગ્યો).

(જ્યાં જ્યાં સ્ત્રીઓ ભલી છે, ત્યાં ત્યાં શ્રી કૃષ્ણની, પ્રભુની, હરીની વાંસલી વાગી છે.)

હયા પેલા મુર્ખના હૈડામાં કાઇ ભાન આવ્યું હોય, જેને જો આપણે લેખ કળાનો ચિતાર આપ્યે, તો નિચલી લીટીઓ અર્થસુચક સિંગાર દેશેજ.

ગઝલ—નિતાદો મનકી મૌજો-ફ્સાનેકો અગર આયે
જલા દો જીદકે સોહલે-જીસે જી જો અગર જાયે=

કીસીકે સાથ કી તદબીર-હઝારો ફંદ ફરીબોંસે
ફસલ હોંગી નહિ તદબીર-તેરી તકદીર અગર ચાહે=
ફીરાતા સરકી ઉપર-ઝવાહીરકી જુલો ભારી
નહિ મીલતી ઇશ્વરસે પાઇ-કભિ ગીરદેશ સર આવે=
બનાદે ઐસી તું બાઝી-સફરમે રંઝ નહિ આયે
રખો તુમ યાદ કબ્રોમે-તેરી એ ગંજ નહિ જાવે=
યકિનસે માન લો ઓ જાન-નહિ ગુમરાહી હો તુમસે
હસમ કહેતા, અરે ઓ સુન-ન સુન્નેમે કસર આવે=

ઉપલા વિચારોને લગતા વિચારોથી પોતે પસતાવો કરી, પેલા યુવાને માફી ચાહી.

૧૬. રહેમ આણી માફ કીધો-સુધ્ધ ભાવનો બોધ દીધો
મગન થઇ સુખ્યાલ લીધો
હવે ફરીને કરશે નહિ-બુરી વાસના ધરશે નહિ
સુ માર્ગથી ફરશે નહિ-દુસ્ત કામ તે કરશે નહિ.

૧૭. આ કાજ પછી પસતાણો ઘણો-કેરળ તે ઝંખવાણો થયો
ખેદ ઉપજત ઘણો થયો
ત્યારે પછે તે ઘરે ગયો-માન દઇને શરણુ થયો
સુખ પ્રાપ્તમાં જય થયો-રશ ભાવમાં વશ થયો=

સારા વિચારોનું મનમાં મિશ્ર કરતા, સારા હોંશ અને ભાન સાથ તેને સગાઇ થઇ, અને તેથી વધુ સારૂ સુઝવા લાગ્યું.

૧૮. સુધરી ચાલ એમ જોતી રહી-વખતે શિખ પણ પોતી રહી
ધૂલ મનની ધોતી રહી
અસર કસરમાં વાત ગઇ-રાગ રાગની ભાત થઇ
સુધ્ધ સ્નેહની આશ થઇ-લગન ભાવની વાત થઇ

અબળાએ તેની સુધરેલી ચાલની નોંધ લીધી, અને તેમ થવા પછી, તેને તેણીના હાથની માંગણી કરી લગ્નનું સગન ચાહયું.

આ દુન્યામાં મનને પાળવા રૂડા તથા ભુંડા વસાણા પડયા છે. આરામાં ઉત્તમ સુખ હોવા છતાં લોક કાં હવસ હોંશની બાજી રમવામાં રાજી રાજી થઇ ગાજી વાજી રહેવા માંગતા હશે ? એ માટે, બે બોલ હયાં વ્યર્થ જશે નહિ.

ગઝલ—હીરત ફીરત તું બને હય હાસી—યેહી જગસે જાના આખેર
સીફત જુંદકી છોડ પાયપોશી—આખેર જગસે જાના આખેર-૧
ભકત રકત દેખ રેડ રહા—સર ઝુંકા બ્હો ખાક ચુમતા
નયે લેબાસકી આશ રખીના—જાનતા હય જાના આખેર-૨
સત જનોને તનકો છોડા—ભુલ ગયે સબ મોહકા ઘુંમતા
યાદ રહી જો એહી મનમે—દાદ ધરનકો જાના આખેર-૩
ભાઇ બહેન ઔર દોસ્ત દુશમન—ખેલ દિખાવે એહી જગમે
છોડ ભાઇ તીર હવસકે—ખ્યાલે ધરવે, જાના આખેર-૪
એહી માસલા ચલ રહે જગ—રબકી સબ હબ ચલી હય
જગ હવા જો બુરી, ભલી હય—ખ્યાલ લો જો જાના આખેર-૫

સાર-૧ બે દીનની આ જગત માટે, કાં ગુમાણી ? કાંચ મોહ, અને મદ ? કયાં ખુશામત સેવટે ફળી છે ? ૨-રાત દીન જેઓ નીમાઝમાં મશગુલ છે, તેઓને શું મોઝ, મજાહ પસંદ નથી, પરંતુ જાણે છે કે તે મૌજ જીંદગીની આખર રાસ્તીનો રસ્તો લાવી આપનાર નથી. ૩-એટલા માટે સત્ય સેવકોએ પોતાના તનને પંપાળવા હોંશ ધર્યો નથી. ૪-આ દુન્યામાં બધા નવા નવા ખેલો છે. ભુલ્યો તો સદાનો દુખી થયો. માટે હવસ હોંશથી દુર થા. અને ૫-ખુદરતની કરામત ઉપર લક્ષ આપી, યાદ રાખ કે જગતની હવા બુરી છે, ભલી ઝેરી છે, યા મીઠી પણ તુંને તમાંથી પસાર થઇ, એક રોઝ મહુ બારે જવાનું છે.

૧૯. અબળે ધ્યાને વાત સુની-રસ કેવો તે લીયે ચુંણી
ધીમે જોતાં હિરયો ગુણી
બહુ વિચારે તોર કરી-દ્રઢ મને ધૌર કરી
કાબું લાવી દોર ધરી-મજબુત નિશ્ચ જોર કરી

અબલાએ, તેની આ ભલી માંગણી કબુલ કરવા પડેલાં એક પાઠ દીધો.

ભેરવી-દાદરો—સ્વચ્છ સાદ્ હિતના-જો ગીત કોઇ ગાય
તેજ એક ચિતમા-એ જીવ સમાય=
વાત સાચ ધ્યાને લઈ-જગ મહીં ફરે=માત્ર સ્વચ્છ લે
તેજ, અંતે સુખ પામી-હરી દવાર જાય=સ્વચ્છ.

૨૦. હું પરણું તમની સાથ ખરી-પણ બાધા લેવી પડશે જરી
માર્ગ બીજો ના કહીશ ફરી.
તમે અહીથી સીધ્ધા ચાલી રહો—સાત વર્ષ ટક હાલી રહો
કાળ, સુભાવે ગાળી રહો-મુજનું વચન એ પાળી રહો।

તેણીએ પરણવા કબુલ કર્યું, પણ તેજ સમયથી સાત વર્ષ સુધી તેણીની આગળથી દુર રહી, સ્વચ્છ હાલતમાં કાળને ગાળવા ફરમાન કર્યો, તે જો તેનાથી ન બને તો વચન રદ થાય.

૨૧. દીર્ઘમૂખ થઇ દમ બંધ થયો-ઉપાય સૌ ચિત ગુમ થયો
અરહય જેવો જુલ્મ થયો
બસ છુટકો કોઇ પણ હતો નહિ-ખોહશે જો તે ગયો નહિ
માર્ગ કશો પણ રહયો નહિ—થોડો શ્રમ કાંઇ હતો નહિ.

આ બંધારણ સાંભલી પેલો યુવાન ગભરાઇ ગયો, તેના ઉપર સખ્ત શ્રમ લેવાનો આ હુકમ થયો. સાત વર્ષનાં આ ટેંપ હતી. જે સમયમાં પેલી બાળા ઉપર કસો પણ પત્ર વ્યહવાર વટીક નહિ કરવાનો અધિકાર સોંપવામાં આવ્યો, અને સાત વર્ષમાં એક દિવસ માત્ર અગાઉથી ઉતાવળ જો કરવામાં આવે, તો બીજા સાત સાલ સુધી પેલી બાંધ મેલવામાં આવે, એવું તેણીનું વચન મનાયું.

લાચાર બન્યો, પણ તેના હૈડામાં સ્વચ્છ પ્રિતનો જખમ થયો હતો, તેનો મલમ એજ હતો કે સાત વર્ષ સુધી પ્રિયા બનનારે જે હોંશ ધારી હતી, તે પાર ઉતારવી.

૨૨. દેશ છોડી પરદેશ ગયા—કરવા મંડયો રહેમ દયા
દેવા લાગ્યો પ્રેમ મયા
કોઇ આશ્રમ બાંધ્યા કર માટે—પુન્ય કર્યા હાથે જાતે
ધર્મ દાનબી પરજાતે—હર્ષ પામ્યો, તે ભાત ભાતે

પારકા માટે રૂડા કામનું મંડાણ થવાથી તે સુખરૂપ થયો ધર્મભાવથી ઉંચી ભકિતથી અને ભકિત માર્ગથી તન, અને મનની શકિત ખિલવવા ભાગ્યમય થયો. ગરીબ, રંક માટે કરેલી મદદથી, ધંધામાં બરકત, અને ફળ પેદા થવા લાગ્યાં. આ કામથી કુમાર્ગ તજાયો અને **નવરો બેસી નવને રડાવે**, તે માર્ગ છુટી ગયો, આત્માની શાંતી થઇ.

૨૩. આ ભલાઇ કામનું નામ થયું—સાથે રૂડું કાળ ગયું
ઘર શહેરને ગામ ગયું
આ વાત બધે સંભલાતી થઇ—ખબર પણ અબળાને ગઈ
મદદ ખરે અબળાને થઇ—રાજી મનથી મધન થઇ=

૨૪. વર્ષ સાત સત ભાવે વહયાં—સુલક્ષણમાં બદલ થયા
નિચ ખ્યાલ મન કટલ થયા
કાળે, વચન આમ પુરો થયો—સત પાલી તે શુરો થયો
જીવ મલવા ઉછળ રહયો—બાંધ પુરી તે કુશળ થયો.

સાત વર્ષના સમયમાં રૂડા, અને ભકિત રસના કામો કરવાથી, તેના દીલમાં વિચારો જુદાજ પંથરાયા અને જુદાજ, થયાં, અને વળી ભલો વિચારનો બની, આજે તે જુદીજ રીતો જોઇ વળ્યો.

ઇનસાનને જાણવું કાઇ અવશ્યજ છે, કે, રૂડી રીતમાં વખત પસાર કરવાથી, તે પોતાના જીવમાં કેવા રૂડા સંજોગનો સમેલન જોઇ શકશે. જગત રચના કરીને, જીવને, આપી દે, હવે જીવે યોગ્યતા સંભારી, યોગ્ય ભાવો ભરી, સુખનો સિંગાર, અને દુઃખનો દાબ, એ બેમાં શો ફરક રહયો છે તે તારો કાઢવો જોઇએ.

૨૫. પાછો ફરવા જીવ તલપી રહયો—હવે કેમ થશે, તે કલ્પી રહયો
પ્રેમ બાણમાં મળફી રહયો
ત્યાં જઇ બેશી કેમ વાત થશે—મુંખવાદન કેવી ભાત થશે
હર તરાહના ભાત થશે—રંગ રાગમાં વાત જશે.

જે માણને મેલવવા, તેને હઝારો રૂડા પ્રયત્નો કરી ઉંચુ મન મેલવ્યું તે મન, આજે હઝારો સ્વચ્છ હર્ષથી છલકી રહયું કારણ કે, આજે સુધરેલી મતીમાં, તેનો આત્મા એવો દિપક થયો, કે લાખોના મેલા સુખમાં ખેલ સમજી ખાલી ઘેલછામાં તણાયા કરતા, એક જીવના સ્વચ્છ પ્રેમથી, એક તાર થવાથી તેને કેવો ઘાઢ સુખ પ્રાપ્ત થશે.

આ સુખ મેલવવા, જે તેનો સમય આવ્યો, તેમાં કાંઈ ઘેલો ઘેલછા રહી નથી, પણ ઠરેલ અને ધીરજવંતો શ્વાસ મેળવી રહયો હતો, અને ફરયો જઇને મલે, તે માટે, વચ્ચગાળે જે અધીરાઈ લાગવી જોઇએ, તે બદલે તે શાંતિમાંજ હતો.

તે પાક્કો ફર્યો છે, કમળાને મળ્યો છે, અને

૨૬. પાવન થઇ સ્નેહ મળ્યો ખરો—સત્ય આખેર ફાવ્યો ખરો
વચન ભેદ પણ ભળ્યો ખરો
તેઓ લગ્ન સગનમાં એક થયા—જીવ બે ને બદલે એક થયાં
આનંદ સુખ્ધમાં એક રહ્યા—મા બાપ જતનમાં એક થયાં.

૨૭. હવે દુવા ગુઝારો માન તણી—મેલવે તેઓ સ્થાન ધણી
જય મેલવે વખાણુ તણી
પ્રેમ દાતા એમનો તાર કરો—સુખમાં શ્રેષ્ટ ઉદગાર ભરો
હરી ભાવમાં સાર ઠરો—નેમ જીવનની પાર કરો !

પ્રિય વાંચક, માણસના ભલા ભૂંડા કામનો ખ્યાલ, હર પળે, હર વખતે, તે નાથ જાણતોજ રહયો છે, તે આપણને લક્ષણ માત્રથી સમજણ પડે છે,

કમળા, પતિને વરીને વૃક્ષ છાંયે, બેસી વાતો કરે છે, તે વેળા તેઓના મનમાં ઉપજીત થયેલા સ્વચ્છ પ્રેમથી, જાણે કુદરત ખુશી થઇ છે, તેનો પુકાર તેમનાં હૈડાને તો લાગે છે, પણ તેઓની પવિત્રતાઇની પવિત્ર અસર જાણે જંત જીવનમાં પ્રસરી રહી હોય, તેમ, તેઓ જ્યાં બેઠાં છે, ત્યાં પક્ષીઓ મધુર સરોદ કાઢતાં જણાય છે.

આ પક્ષીઓનો મધુરો અવાઝ, તે હ્રદયના ઉંચા માર્મીક પ્યારના સ્વચ્છ પુકારનો જાણે પડઘોજ થઇ રહયો જેવો લાગે છે, એનું નામ

કવિતાઇ કળા ! જ્યાં છે સંપનો સંગ થયો—ત્યાં હરી હરખાય
હૈડે સ્વચ્છ તે ઉરમાં—ઉમલકા છળકાય
રસ રસના રસીયા પીયે—જંત છીપાવે તર્ષ
પ્રેમી રસના પ્રેમથી—સ્થળો ભરે છે હર્ષ

પોતાની સ્થિતિથી, વ્હાલા માત પિતા જાગૃણમાં હતા તેઓને હાથે, લગનના શુભ સગનમાં સાથ રહી જીવનની અગનમાં એક થયાં, ત્યાં આવો રૂડો બનાવ બન્યો છે, તેજ વખતે મા બાપ મૃત્યુ પામે છે.

પ્રિય વાંચક, ઉપલી વાર્તા ખતમ થતા, માત પિતાના મરણના

મરસીયા ગવાય, એ સાંભલી, આપણે સર્વે જના વ્યહવાર ગતીમાં ખિન્ન થયા છેયે. પણ તેમ નથી.

આ વાર્તા લખવામાં કાઇ ખાસ સાર સમજાવવાનો વિચાર ફોકટ જશે નહિ.

વાર્તા શરૂઆતમાં, બાલકનો છ વર્ષનો ચિતાર, તે, એ લક્ષણુ અલંકાર રીતે, મા બાપનો આ જગતમાં છઠ્ઠા માર્ગનો તબક્કો હતો.

યાને, માબાપની રહેણી કરણી જગતમાં એવી ધર્મચુસ્ત, એવી સાચી, અને ઇઝ્ઝત આબાદીમાં ભરપુર હતી, કે સાતમા સ્થાને જવા માટે, તેઓ ઉપર જે આફ્ત, નફા ટોટાની આવી, તે ફકટ તેઓની કસોટી હતી.

જ્યારે અલંકાર રીતે, છઠ્ઠા સ્થાનથી બાળકી આગળ વધી, અને ફુલ વીણી માબાપનું પેટ ભરવા લાગી.

ફુલ વીણવાનો અર્થ એવો થાય છે કે, સાતમા સ્થાને મનુષ્ય આત્મા તદનજ સ્વચ્છ, બીન સ્વાર્થ સેવાજ કરે છે. દુઃખ પડે તે માટે નાથને કશો સંતાપ દીયે નહિ, તેમજ આ સાત વર્ષથી સિંગાર થયેલી સાતમા માર્ગની બાળા, પોતાના ઉપર જે જે હાડમારી આવી, જે જે બુરી વાસનાથી લાલચમાં સામે આવી, તેની પોતાનાજ જોર વડે પીડા ટાળી, યાને આત્મીક જોશમાં આગળ વધી.

પોતાની સામે આવેલો વંઠેલ જીવ, તે લક્ષણુ અલંકાર રૂપમાં, પોતાના માર્ગમાં અતિ મોટા મોહની ફુસલાવણી ગણાય, જે ફુસલાવણીમાં પોતે છુંટાઇ નહિ. અને જો છુંડાય તો બીજા સાત બવ, યા માર્ગોનું સંકટ પાછું આવી ન જાય, માટે પોતાની સામે આવેલા મોહ જાલના જીવના સપાટામાંથી બચવા સાત સાલનો સુ માર્ગ, યાને પ્રભુ પાળને ખુશી કરવાનો માર્ગ લઇ, એ માટેનો બાંધ બાંધ્યો.

આ બાધ તે કાઇજ નહિ પણ જગતની માયાની કસોટી, જે કસોટીમાં, પેલો સામેનો જીવ સફળ કામ કરી પરવાડયો, જે જીવ સાથે તે એક થઇ, યાને સાતમાં માર્ગની ઉંચી ગતીમાં, ઉંચ મતી ચઢાવી, પોતે પ્રકાશતી પાવન રૂપમાં ઉંચ આત્મા રૂપ બની, મનરૂપ હતું, તે

વિચારરૂપ થયું, અને વિચારરૂપ હતું તે આકારરૂપ બન્યું, યાને જીવ સાથે જીવ મલ્યો, એક રાસ્ત માર્ગનો સાથી પ્રભૂ, તે પતિ,—અને પતિ સાથ, સાતમા માર્ગની ઉત્તમ ગતીની સતી એક થવાથી, પોતે પ્રકાશતી રહી, જ્યારે પેલો ધારી લીધેલો માત પિતાનો છઠ્ઠો માર્ગ, ગુઝર યાને મૃત્યુ પામ્યો.

સાતમા માર્ગમાં પોહોચતા, છઠ્ઠાના માર્ગના વિચારો, જે સાથે હતા તેજ માત પિતા યાને, હમેશથી સાથે લાવેલા વિચારોનો જે પોતાની સાથનો બંધારણ બાંધેલોજ હોય તે હતાં. મનુષ્યને હર વખતે ગ્નાન અને પ્રેમથી આગળ વધવાનું છે. પાછળ શું થયું તે જાણવા ચોભીશું નહિ, પણ આગળ આવતા કાળમાં, કેવો ભાવ, દાવ આવશે, તે માટે જે પ્રકાશની ખોટ પડશે તે આજના હાલના કરેલા શુભ કામોના ઉંચા રંગોથીજ, ભવિશ્યના કામમાં રોશની જેવા થઇ પડશે.

શુભ કામ એજ જીંદગી સદાય જીવન રૂપમાં છે, એ અવાઝ છે.

અશુભ કામ એજ જીંદગી મૌત માટે છે, અને મૌત છે, એ માટેજ બીક છે, એ સાઝ કશો કામ નહિ આવશે.

બીક છોડ આગળ વધ ! મોટો આત્મા તને હાથ પકડવા સદા તૈયાર છે. મદદ ધર, અને મતલબ રાખ, તો અંધકારમાં ફાંફાં મારતો, ધક્કેલા ખાતો, ભમણામાં ભરપુર તું સદા જીવતો મૂવેલો છે. એજ.

જીંદગીમાં શુભ કામથી, આ દુન્યાના આવણ જાવણથી મોક્ષતા મેલવીશું—જે મોક્ષતા, સત્ય, અને પરોપકારી કામ કરવાથીજ મેળવાય છે.

આ સાથનું, પાસેના પાનામા નોટેશન, ઉપલા વિષ્યની પહેલી કડી "હું ક કહાણી......" નું આપ્યુ છે. જે ઉપરથી બીજી સઘલી નંબર વાલી કડીઓ બજાડવી.



ઠુંક
સાસા

| | | | |
|---|---|---|---|
| ક° હા ણી, ક | કું × અં ધ | જો × × ડ | ની × × × |
| સાં ગ° ગ° ગ° | ગ° મ° ગ° ર | સા × ર ની | સા × × × |
| ભૂ × ખ મા | ર ર થી × | ઘૂ × ધ બ | ની × × × |
| ગ° × ગ° ગ° | ગ° મ° ગ° ર | સા × ર ની | સા × × × |
| સહા × × ય | દે × વા, ન | કો × ઈ, ધ | ણી × જે × |
| ગ° × ગ° ગ° | ગ°મ°ગ° ર | સા × ર ની | સા × સા × |
| આ × ધાર | તે × ઓ × | પા × સ, હ | તો × એક |
| ર મ° મ° મ° | મ° × મ° × | પ × પ પ | પ × પ પ |
| બા × ળક | થી × તે × | આ × સ, હ | તો × સુ × |
| પ ધ ધ સો | સો ની° ની°ધ | ધ પ પ પ | પ × પ × |
| મા × ર, વ | ર સ તે × | સા × ત, હ | તો × તે × |
| ની°×ની° ધ | ની°ની°ની°ધ | ધ × ધ ધ | પ × પ મ° |
| મા×ત, પિ | તા × નો × | સ્વા× સહ | તો × ઠુંક |
| ગ × ગ ર | સા સા ર ગ | ર × !રસા | સા× સાસા |



નોંધ—જો ભાઇ, રસ્તો બિકટ છે, તથા ભય સખત છે, પણ આભ-જાંઓમાં, હરી પ્રભૂ છુપ્યો રહયો છે. જે, હરઘડી, ભાંગેલી આશાને બાંધે છે, આત્મિક આશામાં લાધે છે. કંગાળ, કાળા રસ્તાનો પણ, પ્રભૂજ અંત લાવશે. પ્રભૂથીજ તેમાં પ્રકાશ જાગશે. ભાગેલાં જીગરના ભાંગી ભૂંકા થયેલા વાસણોને, તે મહાબાપ પ્રભૂજી જે ઉંચ કારીગરવાળો કુંભાર છે, તેજ તે સઘળા વાસણોને ફરીથી સાંધશેજ.

——:o:——

## મનુષ્ય ભાન.

પ્રીય વાંચક, આ લેખ તહારી સનમુખ ધરતાં દુવા ચાહીએ કે, પાક અહુરા મહને મદદ આપો! તે મહા જ્ઞાની બાપની મહાનતા! તે કવી કીરતારની કળા! તે પાક પરવરની પ્રબળ પ્રભુતા! તે શ્રીનાથની સહાયતા! તે કૃપાનાથની કીપા! તે અહુરાની આશા! તે અલ્લાહની આલાશાન અને માન, હરદમ હર હાલ જાયેજ, યા ચાલું હતું, છે અને અનંતકાળ સુધી રહેશે.

તેની આલાશાનની આપણે તારીફ ગાઇશું, જેમ, જીંદગીમર કરતાં, એક રજ માત્ર પણ આપણે તેનો બદલો વાળી શકવાના નથીજ. પશુ કરતાં ઘણુંજ ચઢીયાતું મનુષ્ય એટલા માટે જીવનમાં વધુ શ્રેષ્ટ ગણાય છે, કે તેને વાચા વાણી, દાની, જ્ઞાની બક્ષી છે, જેથી તે મયા, દયા, પરોપકાર ધરમ, એવા આદી અને પ્રબળ ગુણો ધરાવે છે. એક દડા માફક કેટલા મનુષ્ય આમતેમ અથડાય છે, જ્યારે બીજા કેટલાકો એમ સહેલાઇથી અથડાતાં અટકે છે; કારણ કે દડા માફક અથડી અથડી, તેઓ એવાં ઘટ અનુભવ ઉપર આવ્યાં છે કે, જ્ઞાનથી પોતાની શકિત પ્રબળ કરી, ઘણુાજ મજબુત મનના થવાથી તેઓ તેમ નહીં અથડાતાં કાબુ મેળવે છે. આપણે સાધારણ સમજશકિત ધરાવતા થતાં, ત્રણ સવાલોની હદમાં આવ્યે છે કે **“આપણે કયાંથી, કાંય અને શા માટે પેદા થયાં છેએ?”**

**કયાંથી**—નો જવાબ વાળતાં, આપણે એમ બોલીશું કે, તે મહાન પિતા દાદાર અહુરા મઝદા, પ્રભુ યા અલ્લાહના, મોટા ભાનના આપણે એક રજ માત્ર છેએ. તે મહાન પ્રભુનાથના મસ મોટા પ્રકાશનો આપણામાંજ આત્મારૂપે અંશ છે, જ્યારે બીજો સવાલ, **કાંય** ઉભો થાય છે, ત્યારે જવાબ દેવો સહેલ તો નથીજ, પણ સામન્ય વિચારે કાંઇ બોલીશું, તો કાંઇ એમ બોલીશું, કે **પરમાત્માના ભાનની મોટી ચર્ખ પર ચઢી, આપણને** કાંઇ ન **જાણતાં ઘાત માટ** **ફડવામાં આવે છે,** જેની ક્રિયાનો ચાલુ ચર્ખ છે, જે પર આપણે ફરવું

પડે છે યા પડશે. જ્યારે ત્રીજો સવાલ, શા માટે સાદો રહે છે? ત્યારે જવાબ દઇશું કે, કોઇ અણદીઠા અણમોલ વખત યા પ્રસંગ માટે આપણે આગળ ધસ્યે છીયે, અને તે અણદીઠા રૂડા પ્રસંગના રંગનો ઉડતો સમય, જ્ઞાનથી આવશે.

શિષ્ય—ગુરૂજી પ્રેમાનંદ, કોઇ પાઠમા આપે મનુષ્ય માટે બોલવા કહેલું હતું.

ગુરૂજી—હા તેમ છે ખરૂ! તમે જે કાંઇ શંકા ટાળવા માંગતાં હોવ, તે બેલાશક પુછો, તે માટે મારાથી જે પ્રમાણમાં સમજાવવા શક્તિ હશે તેટલુ સમજાવીશ, કારણ દરેકને હદ છે.

શિષ્ય—શુ ગુરૂજી, તમારી શક્તિ અપાર નહિં કે?

ગુરૂજી—ના, નહિજ.

શિષ્ય—કાં?

ગુરૂજી—તમને અમારૂ ભાન, તમારા ભાન, અને અનુભવ કરતાં જરીક વધારે લાગે, ખરૂ, છતાં પણ, તે કરતા વધારે તો બીજા ઘણા ઓમાં હોયજ છે. જે મનુષ્ય એવું અભિમાન રાખે, કે તે પોતેજ એકલું, સર્વોતમ છે, તો તેની હાનિજ થશે. દુન્યામાં અભિમાનીઓ ઘણા તરેહના પડયાં છે, પણ 'જ્ઞાનનો' તે બાપ, એકલાજ મહાબળ જાણનાર છે. એવો જે અભિમાન રાખે તે ફોકટ થશે અને છે, તે એવી જાતની અજ્ઞાનતાં અને અભણતા છે કે જેના પાર નથી.

શિષ્ય—ઓહો ગુરૂજી! તમો કેવાં ભલાં છો? આટલું આટલું જાણતા હોવા છતા, તમે કેવાં ભવ્ય, કેવાં સાદા વિચારોથી સમજાવી દયો છો? ખરેજ, અભિમાન, તેજ અભણતાં!

ગુરૂજી—ખેર તેમ હોય પણ હવે, આપણે આપણી વાત ઉપર વળીશું.

શિષ્ય—ક્ષમા ગુરૂજી! હું તમને વચ્ચે વચ્ચે રોકી રાખું છે, તે માટે ક્ષમા ચાહીશ.

ગુરૂજી—જેટલું વચ્ચે વચ્ચે બોલશો, તે પણ તમારા મનના સમાધાન અર્થેજ થાય છે, અને વળી તેથા મહને તો સુખજ થશે કારણકે,

તમે અમસ્થુ સાંભળ્યા કરો, અને તમારા પોતાના વિચારમાં સમાધાન ન થાય, તો મારી મહેનત શા ખપની? હવે સાંભળશો! માનવ, યા મનુષ્ય, શબ્દ બોલ્યા કે, તે ખરેખર મનુષ્ય ભાનમા પુરતો દાખલ થઇજ રહેલો છે, એ ખરેખર તો કોઇ કદાપિ બનતુ નથી કારણકે, આ જગતની હીલચાલ ઉપરથી, સાબેત થયુ છે કે તરેહ તરેહના મનુષ્ય અને તે ઘણા પ્રકારના હોયછે. જેમાં પહેલો વર્ગ સ્વાર્થી મનુષ્ય છે, બીજો જ્ઞાની વર્ગ છે, અને છેવટનો વર્ગ આત્મિક મનુષ્યનો છે.

શિષ્ય—ત્યારે દરેક મનુષ્યમાં આત્મા નથી કે?

ગુરૂજી—આત્મા દરેકમાં છે તે વિન જગ હોઇ શકે નહિ, પણ આત્માં હોવા છતાં, તથા ભાન હોવા છતાં, બીજાનુ ભલુ કરવા બદલે, પોતાનુંજ ગાયા કરે, તે કદિ પણ આત્મિક આતશનો મનુષ્ય નહી કહેવાય, છતાં સર્વ કોઇ તેને મનુષ્યજ ગણે છે, અને તેટલાં માટે સ્વાર્થ બધામાં પ્રબળ છે.

શિષ્ય—ત્યારે મનુષ્ય તરીકે ગણાવવા જેઓ દાવો કરે, તેમાં કાઇ આદી ગુણો હોવા તો જોઇએ! કાઇ નહિ તો, જ્ઞાન પણ હોવુંજ જોઇએ.

ગુરૂજી—જ્ઞાન હોવા છતાં, પણ અજ્ઞાન કરતા, તેવાં જ્ઞાનીઓ નઠારાં કામ કરતાં પડયા છે, અને તેવાં જ્ઞાનીઓ થઇને, જે હલકુ કામ કરતા રહયા છે, તે કરતાં, તેઓ અજ્ઞાની હાલતે તેવું ખોટું કરતે, તો ધૂળવાલી.

શિષ્ય—ખરેજ હવે મને સ્મરણ થાય છે.

ગુરૂજી—શુ તે કહો?

શિષ્ય—મનુષ્ય થયાં! વળી પ્રભુએ વાચાં વાણી સાથે આપ્યાં, ધર્મ મળ્યો, તે માટે સત, ઉદ્યોગ, સેવા, ધર્મ, પરોપકાર ઇત્યાદીના ગુણો હોયતોજ તે મનુષ્ય, નહિ તો મનુષ્ય અહેવાનજ જેવોજ માનવો, વધારે ઠીક છે.

ગુરૂજી—તમે સારૂ જ્ઞાન સંપાદન કર્યું છે.

શિષ્ય—તે માટે, તમારોજ આભાર!

ગુરૂજી—તમારા હૃદય સ્થાનથી, તમે જીવ રાખી, તે પાઠ, અને સ્મરણુ પર ધ્યાન દીધુ છે, તેથીજ તે ગુણુ. તમારોજ પ્રકાશ ગણાય.

શિષ્ય—તમે, તેનો નિકાશ કર્યો તેનુ કેમ ?

ગુરૂજી—પરંતુ, તમારામા, તે હતો તો ખરો ને ?

શિષ્ય—તેમ ખરેખરજ હોવું જોઇએ !

ગુરૂજી—એ માટે એક બે શબ્દો નિર્થક જશે નહિ. સાંભળો ! આપણે કાંઇ ખુબસૂરત વસ્તૂ જોઇ વળ્યે છીયે. તેમ જોતાં, આપણે તેને વખાણુથી સિંગાર કર્યે છીયે. પણુ, જે ખુબસૂરતી આપણે વખાણુને પાત્ર લેખ્યે છીયે. તે માટે, આપણા ભિતરના ભાનમા, કાંઇ અજાયબ મિશ્રણુથી, આપણૂ ભાન ખિલેલૂ રહયૂ હતૂ તે માટે ત્યાં, તેનો સંબંધ જાગ્યો, અને સંબંધ જાગૃત તથા, આપણામા ઉંચો ભાન પેલી ખુબસૂરત વસ્તૂને વખાણુ કરતા ઉભરાયો. માટે ખુબસૂરતી તે કહેવાય કે જેનાથી આપણા ભાનમાં, ખુબસૂરત ધ્વજો પંથરાય !

શિષ્ય—ત્યારે શુ, જ્યાં, તેવું જાગ્રણુ થયુ નથી, ત્યાં......

ગુરૂજી—ત્યાં હમેશ, મતલબ, અને મનનો કાળાશ છવાઇ રહયો છે, અને રહેશેજ.

શિષ્ય—ત્યારે ગુરૂજી, મનુષ્ય, એ ઉત્તમ પ્રકારનુ મનુષ્ય થવા પ્રયત્ન કરવો જોઇએ, એ અવશ્ય છે કે નહિ ?

ગુરૂજી—તે વગર, તેનો માર્ગજ નથી, તે વગર તેનો ધર્મજ નથી.

શિષ્ય—ત્યારે શા માટે સર્વે, પોતાની મતલબમા રમ્યા કરે છે ?

ગુરૂજી—કારણકે, તેઓ, જે સ્થાને વળગેલા રહયા છે, ત્યાં તેઓને તેઓનુ મન રોકી રાખે છે.

શિષ્ય—ત્યારે, શું, મન ઉપર કાંઇ આધાર છે ?

ગુરૂજી—એકલુ મન. તેજ સર્વે ક્રિયા કરાવનાર છે. મન દૈત્યના કામો કરે છે, મન, ગુરૂપદ અને ભક્તિ અપાવે છે. મન, જો ઉંચ દિશામા લગાડયુ હોય, તો તે મન, પોતાના જાન, અને તનના આકારને, એક

ઉત્તમ પદ્ધતિ ઉપર જોડીજ રાખે. મન મંદિર છે, મન નર્ક બનાવે. મન માળા ફેરવી, પ્રભુ ગીતા ગાએ છે, મન ચાલા કરી સત્યનાશ સર્જાવે છે. મન, બાગ બનાવે છે, મન આગ જગાડે છે. મન દેશ સેવા કરેછે, મન દેશ લૂટાવે છે. મન ખેતી વાવેછે મન નિચ કલ્લોલ કરે છે.

શિષ્ય—ત્યારે, તમારૂ મન ક્યાં રોકયુ છે ગુરૂજી !

ગુરૂજી—સેવા કરવા પાછળ !

શિષ્ય—તે સેવા કરવાથી શુ હાસેલ થાય ?

ગુરૂજી—મારા જીવને માટે. તે ફરજ છે.

શિષ્ય—તે ફરજ નહિ માને તો ?

ગુરૂજી—મારો જીવન નિમૂળ છે, મને આપેલો ઉંચો સમય, દેહ. અને આ ઉત્તમમાં ઉત્તમ જીવન, મેં રદ કરેલુ કહેવાય પણ ધન સાચવ્યુ નથી, પણ મનના ઉત્તમ બીજ રોપ્યાં છે.

શિષ્ય—મનુષ્ય ને શાની જરૂર છે ? શું ને ખાય પીએ, અને ફરે. તેમા તે રાજી રહે, તે શુ ત્યારે ન કામનું કહેવાય, ?

ગુરૂજી—મનુષ્ય વિચારે છે કે કમાવવા, દાબવા, અને ધિક્કાર કરી બીજા માટે હકુમત કરવાને ખાતરજ જનમ્યો, પણ એમ માનવું એ ખોટું છે કહે છે કે, The business of life should not be, to earn to churn, and spurn, but the act of life must be devoted to move, to shift, and to shine.

આ લખેલા ઉપલા શબ્દો સાદા છે, પણ રસલીલાહમાં, બહુજ બાહોળા છે. કોઇને એનાં ઉપર ન મન સુઝે, જ્યારે, કઇકો, તે ઉપર મનન કરવા સુઝ ધરાવે છે.

શિષ્ય—પણ મનને રોકવાની કાંઇ ચાવી હશે ?

ગુરૂજી—ખાસ કોઇજ નહિ, પરંતુ, રોકનાર માટે ઘણા સાધનો તૈયાર પડયા છે. ગુણી લેખ, ગુણી કળા, કવિતા, ધર્મ પુસ્તકો, ડહાપણના દાણા, દુન્યાના પુસ્તકાલયમાં પડયાં રહયાં છે, તે ઉપર મથન કરો. જ્ઞાન

નહિ, હોય તો, હાથે જાતે, સેવા કરો. નિમક રોટી હાથે જાતે મહેનતે કમાઇ કરી ખાશો, તો, તમે, જેઓને નર કહો, તેજ, ભલા, સાચ્ચાં પ્રિતના, ધર્મનાં, પરોપકારના કામો કરી નારાયણ થાય છે.

શિષ્ય—ત્યારે, જગત આ વિષય વાણીમા કાં તણાય છે ?

ગુરૂજી—તેમા તેના શરીરને મૌજ મળે છે, મૌજ મેળવી શરીર નબળુ થશે, કે દુઃખ થતાં હરી હરીનો ખ્યાલ કરશે-જેમકે,

જયારે માણુસ પર દુઃખ પડે, ત્યારે હરી હરી કર્યા કરે. કે, ઓ પ્રભુ તું મૌત આપ, ( જ્યારે ) સુખમા ન બાંધો, તે કરવાને પાપ.

શિષ્ય—ઓ ગુરૂજી, તમે, આ બોલો છો, ત્યારે, મારી છાતી ધ્રુજે છે.

ગુરૂજી—જેમ ધ્રુજની થશે, તેમ તમારા હૃદયમા જે ખ્યાલો બન્યા રહયાં હતા, અને જે કાંટાનો કપ હતો, તે સારી સમજદારીના સંપથી વેગળો જશેજ.

શિષ્ય—શુ નાદથી, કશાના નાશ થાય છે ?

ગુરૂજી—જરૂર !

શિષ્ય—મને સમજાવશો ?

ગુરૂજી—જરૂર, ઘણાક ધર્મ સ્થાનોમા વારવેળાએ ઘંટનાદ થાયછે. અને તે નાદ વારેવારે કરવાથી, તે ઘરમા ગુંટાઇ રહેલી, ખરાબ હવા ઘંટના નાદના ઝમઝમાંથી, બહાર સંદતર નિકળી જાય છે, તેમ કોઇ પાપી જીવ, એકાદ વખત, થોડાક સમય, કાઇ વાંચવા અથવા ભણવા માંડે છે, યથાર્થ, તેના વાચવામાં એવુ આવી જાય છે, કે જાણે તેના હૃદયના કરેલાંજ ખોટાં, અને પાપી કામો, પેલા વાચન માહે સમાયલા, પોતેજ વાંચતો, પોતાનેજ લાગુ પડતાં સંભારે છે તેજ વખતે, તેના આખ્ખાં હૃદય, અને શરીરમા ઝમઝમો, થઇ રહે છે. આ, તે સમય છે, કે તેને સુઝે તો, તે ઘડી પોતાની કરે, અને સુધ્રરવા હોશ રાખે.

શિષ્ય—ખરેજ, એ માટે, મનુષ્યને, આગલા, અને હૈવાત લેખકોના લેખ વાંચી વિચારમાં લેવા જોઇએ.

ગુરૂજી—એ માટે, આ નિચલા થોડાક રસ્ય ભાગો મનમા ઠસાવો !

૧—પ્યાર—એવો એમૂલ્ય ખઝાનો છે, કે જેટલો તે સત્યપ્રતે વપરાશે, તેટલો તેનો ભાવ વધતો ને વધતો જશે, અને કદી પણ ખુંટશે નહિ. તેથીજ કહેવાય છે કે **પ્યાર તેજ પરમેશ્વર** !

૨—સત મહેનત-ખરી ખંત-પ્રામાણિક પાસબાની, નિમકહલાલ, વચન પર સાબુત કદમ ભરનાર, બીન સ્વાર્થ સેવા—એવાં તો તત્વો છે કે, જેના પ્રતાપથી આપણને સ્વચ્છ ખુશાલી દીલમા ઝઝરતી રહે છે, કારણકે તેમ કરતાં, આપણે ઉત્તમ ગુણોની સેવા કરી છે. (૩) વળી ઘણી વેળા તમારામાં ભલાં ગુણો ઘણા હોય, તે યાદ ભલે કર્યા કરો, પણ જે વાંક હોય, તે સુધારવા આંખ ઉઘાડો, તેથી ઘણા માણસો, તમો તરફ, તે સુધરતી ખોડ જોવાં આતુર રહેશે. તેમજ બીજાના વાંક શોધી બોલવા કરતાં, તેના ભલાં ગુણોને, પણ જોઇ ખુશ થવાથી, તેનામા બીજા ઘણા ઉત્તમ ગુણો ભર્યાજ છે, એમ જણાશે. (૪) જ્ઞાની લેખો, કે. જે સુભાખીત, અને ઉંચ પ્રકારના હોય-તથા સારૂ વાંચન ઘણુ કર્યું, તેથી મનુસ્ય સારૂં નથી, પણ સારાં વાંચનને અમલમાં કેટલું, અને કયારે મેળ્યું, તેની ગણત્રીથીજ મનુષ્ય ભલું કહેવાય. (૫) ઘણાજ કરડા સ્વભાવથી ભિતરમાં હમેશ ક્રોધજ હોતો નથી, પણ ઘણે ભાગે મયા દયા રહેમ પણ હોય છે. કોઇ ઘણી વેળા કંઢગો થઇ પડે, પણ હૈડામા, સાચ્ચો પ્રવાહ નથી, એમ નહિ મનાય.

(૬) છટાદાર બોલવા તરીકે જાહેર થવા આગમજ ઘણું વાંચો, ઘણું સાભળો. સાથે સત્ય, અને ઉધ્યોગને ખિલવતા શિખો. જાહેર બોલનાર તરીકે ખપવા, બીજાના લખાણો પાઠ કરી મોઢે ચઢાવી બોલવા કરતા, તમારા સાદા વિચારો લાખ ઘણા છે. (૭) વળી ઘણી વેળા એવું બન્યુ છે કે કઇક લેખકો, બીજાના લેખો, પોતાના તરીકે વાપરે છે. કઇક જનો, બીજાથી લખેલી ઉત્તમ બાબદોને હાથ આવતા, કચરાની ટેપલીમાં નાખી છે, એમ તીરસ્કારથી જાહેર કરે છે, જ્યારે, ખરેખર તો, તેઓ, એવી સફાઇથી, તે બીજે ઠેકાણે, અને વખતે વાપરી, પોતાનુજ પાંડિત્ય પોકરાવે છે, તેવાં કામ કરનારા, આ મનુષ્ય જીવતરમાં કીડા કરતા પણ બદતર છે.

(૮) John Milton લખી ગયા છે કે " He that hath light within his own clear breast, may sit in the corner and enjoy the bright day " સાર—જેના દીલમાં સ્વચ્છ કામ કરવાનું ઝેન છે, તે ગમે એ સ્થાને સદા સુખી અને ખુશનુમા રહેશે.

(૯) દિલમાં રાખે સુઝ–સદા તે સાચી જાણી
તે રહેશે આ જગ—બધાના દિલનો જાની.
બીજા માટે હિત—સદા જે રાખી બેશે
હર હર સ્થાને સુખ—સદા તે સૌથી લેશે.

(૧૦) આપણે જો આપણીજ ઘેલી રીતભાત સુધારી શકતા નથી, તો બીજાને સુધારવા દાવો કેમ કરીશું ? છતાં લેવડદેવડમાં મુર્ખો બની ઠગાજે, પણ કોલ અને વચનને તોડી, બેશુન્યાદ ના બનતો. પ્યારની પરસ્તીસ કરતી, અને તેમાં બડાઇની વડાઇ લેતી, એક બાઇ, ( પોતાના મનથી, ધર્મથી, યકિનથી ચાહતી બાઇ ) પોતાના પ્યારને તરછોડી, બીજામાં વ્યભિચારના મૂળને શોધતી પ્રથમના પ્યારને લખે છે કે, " તેણી, બેશર્મીમા તે પ્યારાનુ દીલ બાંજે છે."

(૧૧) Happiness is not actually secured in the possession of a thing sought or coveted, nor by mere conceiving of a noble thought, but by honestly working, for the thing and by directing the mind in the right way of thinking

(૧૨) બાયલા ખ્યાલમાં, અથવા હિચકારાપણામાં રહી, એક નિચ કામ કરી છટકી જવાનો માર્ગ, ઘણોજ પ્રપંચી છે—એવું પ્રપંચી કામ કરી, સબુરીનો સાહયો રાખવા હિમ્મત કરવી, એ નિચ બુનીયાદને જાયણ દેવા જેવું છે.

(૧૩) ઘણી વેળા, જે ત્હારો સ્નેહિ હોવાનો ઘણો પ્રેમ બાવિક દાવો કરી, ત્હારી પાસે ફરતો, યા રહેતો હોય, તેજ, ત્હારો

ઝખુન, મુ'હ્રૂંપ હોઇ શકે છે. એ બન્યુ છે, અને બનશેજ. કેટલીવાર, તે ફ્કટ એબલગામની જાસુસીઝ કરવાં, ત્હારી આસપાસ ભમેછે, અને ભમશે જ્યારે, તું ભોલો, કશુ જાણુતો નથી.

(૧૪) દુન્યામા Miracles ઘણા મોજેજો બનેલા વાંચ્યા છે. આપણે માહા પાપ કરી છટકી જઇએ, એ પણ ખરેજ બહુ મોરો દેખતો જાણુતો મોજેજો છેજ.

૧૫ હિંદુસ્તાન દેશ કાં પછાત છે? કારણ કે અભણ પાસે દ્રવ્ય છે, અને તેઓ મોટા ખાતાના વડા બની બેઠા છે.

શિષ્ય—(વાંચીને) ઓહો ગુરૂજી પ્રેમાનંદ, તમારી પાસે આવું ઘણુ લખાન પડયુ હશે?

ગુરૂજી—એમ છે તો ખરૂ!

શિષ્ય—ત્યારે કાં નહિ છપાવતા?

ગુરૂજી—તે છપાવવા કિંમત બેસે છે.

શિષ્ય—તેવા દેનારાઓ નહિ મળે?

ગુરૂજી—મળે, પણ આપણે કયાં જઇશુ? જયારે, જેને ભાવશે, ત્યારે તેનો ઉદ્દાવ થશે.

શિષ્ય—ખરે ગુરૂજી, તમને કેટલી ધીરજ છે?

ગુરૂજી—અધીરાઇ કાંઇ લાવી આપતી નથી.

શિષ્ય—ઓ ગુરૂજી, અમારામા, આવી ધીરજ, આવો વિરામ ક્યારે આવશે?

ગુરૂજી—જેવી કોશેશ, તેવો, વેશ!

શિષ્ય—હુ જરૂરજ કોશીશ કરીશ. તમારો ભલોજ ઉપદેશ છે. હવે આગળ સંભળાવશો?

ગુરૂજી—તે માહેલા થોડાક, આ કાગજમાં તાક્યાં છે નિરાંતે વાંચશો. સતત છે, ચાલો સાંભળો, લેખકો જે લખી ગયા છે, તે બીજાને ચેતવણી કાજેજ લખી ગયા છે, અને જેઓ તે વાંચે તેઓ જરૂરજ સુખી થાય એક ઉતમ ગ્રંથ જેને હાથ લાગ્યો, તે વાંચનારે જરૂરજ એમજ

સમજમાં રાખવું, કે તે પ્રસંગ, હરી નાથજીએ ખામ કરી તેના (વાંચનારના) ઉધ્ધાર હોંશ અને ઉમંગ માટેજ આપ્યો કહેવાય.

શિષ્ય-ત્યારે ગ્રંથો લખનાર, ખરેખરાંજ આપણા જેવા સ્નેહિઓજ કહેવાય ?

ગુરૂજી—ખરૂ છે. ખરૂ છે ! તે લેખક એવો ઉત્તમ સ્નેહિ છે કે, જ્યારે માંગો, ત્યારેજ પાસે અને હરદમ ખડો ઉભો છે.

શિષ્ય—ખરેજ મનુષ્યને ચારિત્ર સિવાય બીજા કશાની શી જરૂર!

ગુરૂજી—તમો બરોબર સમજ્યા છે પણ ચારિત્ર, માત્ર દેખાવ આપનારૂજ ન હોવું જોઇએ. જેમ મેં તમને આગળ સલાહ દીધી હતી, કે કેટલાક મનુષ્ય ભિતર, યા બાતેનમા ગમે એવા પ્રપંચ કરતા ફરે, પણ જાહેર સેવા વખતે, પાઇ, પાન આપી માન મેળવવા વિસ્તાર કરી રહ્યા છે, પણ તેઓ, ચારિત્ર દેખાડનારા તરીકે કદી પણ નહિ ગણાય.

શિષ્ય—ત્યારે, કેવા રૂપને ચારિત્ર લેખીશું ?

ગુરૂજી—જેઓ, જે જાહેરમા કરે, તેવુંજ સાદુ બાતેનમાં કરે, એમ તો કેટલા, એવા ઠોંઠાંઓ હોય છે, કે પવિત્રાઇ જાળવવા કઇક કપડાં ભણતર માટે ખાસ જુદા અને કઇક પોષાક બીજી બામદમાં સાચવી રાખે, જ્યારે વર્તણુમા એવાં ગંધીલા, એવા હલકા અને નિચ દાવમાં પડયા છે, જેઓનુ વર્ણન કરવુ આપણા પોતાના ભાવને હલકો બનાવવા જેવું કહેવાય.

શિષ્ય—ભલા ગુરૂજી, આજે પણ મને ઘણો સારો સંવાદ મળ્યો.

ગુરૂજી—છતાં, ભલા શિષ્ય મનમોહન, આ લ્યો વાંચો ! એ કવિતા છે, જેમા કાંઇ ગધ્ય પધ્યનો ભેદ નથી, પરંતુ સાદા વિચારોનુ સાદુ રોહન ત્યાં ચલાવ્યુ છે. તમને ભાવે તે રાખશો, તેમાંથી કાંઇ સાર અને ગુણવંતું સુઝનુ હોય તો ચાખશો. પછી જેવી મરજી.

શિષ્ય—તમે ગુરૂજી, જે કાંઇ સંગ્રહ કર્યું હોય, તેમા કાંઇ પણ લાભ મળે નહિ એમ કદિપણ હું નથી માનતો.

ગુરૂજી—તમારી મુજ, પ્રત્યેની, પ્રીતિજ એમ બોલતાં શિખવે.

શિસ્ય—કાંય ! સારૂ હોય, તે ઝટ માલમ નહિ થાય કે ?

ગુરૂજી—તેમ હોય-પણ કંઇક વેળા સારાભાવને નઠારા ગણી ગણાવવામાં પણ કઇક ભલાઓ ! દાવ રમ્યા જાય છે, તેથી તમને ચેતાવ્યા છે. બીજુ કાઇ નહિ.

શિષ્ય—પરંતુ કોઇની પણ સમજણ કામે તો લાગે ને !

ગુરૂજી—એમાજ કાઇ ભલો ગુણ સમાયલો છે, અને તે માટે, હું તમારો ધન્યવાદ કરૂ છુ.

શિષ્ય—જય ! ગુરૂજી ! જય ! હુ જરૂરજ વાંચીશ.

"ઓ તું, કે જેમાં હું !"

ભલુ મન ! ભોલાં મન ! કાં તું તણાય છે, નકામુ જણાય છે ?

હલકા હાવ, ભાવ, દાવમાં ગણાય છે !

ના ! ઓ મન, એમ નહિ ! તુંમાં કેણ છે ? નાથ ! જેમા ત્હારો સાથ જેમા ત્હારો નાદ, તેનો લાડ ! માટે ત્હારે શું કરવું ? ઓ મન ?

ગતીમા મળકવું ! મતીમાં ઝળકવું ! લેન અને દેણમાં સ્વચ્છ વેણ, અને નેણથી, જોરાવર ઝેનમા મળવું ! એજ ત્હારો હમેશ યશ જશ અને ફેજ રહેલો હોવો જોઇએ !

ઓ મન ! તું કેવું લપટાય છે, ઝટકાય છે ?

કારણ ? શુ તને મેલા, ઘેલા, ભેલાં ભાવ ગમે છે ?

શું, તેમાં તું રમે છે, ભમે છે, દમે દમ શ્રમ દેવા, લેવા પ્રસંગના રંગમાંજ જમે છે ?

ના ! મન ! ત્હારી શક્તિ, મૂળ ભક્તિ, વ્યક્તિ, કયાં ? કે જ્યાં હરીનાથજી છે ત્યાંજ !

ઓ મન, તું દાનાઇમાં સાદાઇમાં શોભતું, થોભતું કેવું ઝુલે છે, ઝળકે છે, પ્રકાશની નિકાશમા ગમતુ, રમતુ, ડોળતુ, ઝોળતુ, મહાલે છે ?

છતા, આજે કાં લજજા, ધ્વજા ખોઇ દેવા, તે ઉપર રોઇ દેવા મથ્યું છે, મચ્યું રહયું છે ?

ના ઓ મન, એમ નહિ કરશો, હિર્ષાં, હિના ભાવ નહિ ભરશો ?

પણ તરશો, ડરશો, અને હરીના પ્રભુના સુભાવિક, મામિંક ધામિક દાવ, ભરશો અને બ્રમાંડમાં તરશો ફરશો, હરશો !

ઓ મન ! તું કયાં હતુ, આજે કયાં જતું રહયું ?

શુ, ત્હારૂ સુચિન્ત, સુંહિત, પ્રિત કાંઇ ગયું છે ? તુ ભ્રમિત રહી ગયું છે ?

ના નહીજ ! તે તો સદા ત્હારા પાસમા, આશમા, સ્વાસમા, ખ્વાસમાં રહયું છે, રહેલું છે, અને સદાય રહેશેજ ! ત્યારે આ શું ?

ઓ મન ! તું મને મારનાર, તારનાર, ચલાવનાર, પાળનાર, ટેકાવનાર !

તું, મને લક્ષ દે, મારો દેહ રક્ષ ! ના કર, મને, ખોટાઇમાં, લડાઇમા તણાવી ભ્રષ્ટ કર !

તુંજ મને, ઉત્તમ ચાલ, હાલ, તાલ, માલ આપ ઓ મન !

તુંજ વિન મહારો સ્નેહિ, સાથી, જાતી, કોઇજ નથી, મન !

તુ બચાવ, ઓ મન ? કારણ તુમા, તે છે, તેમાં હુ અને તું, અને બીજા છે. છતાં આજે હઠીલો, વગ વસીલો કાં ચલાવી રહયું છે ?

ઓ, મન ! તું ગાયક છે. નાયક છે, સુખ દાયક ભોમ્યો છે; સહાયક છતા કાં તું બદ કામમા, બે ફામ બની બેહામ બની બદલામ કરી નામમા નમતું રહયું ? હાર ખમતુ રહયુ ? નિચ લહાવ જમાડી જમતુ રહયુ ?

ના નહિ, ઓ મન, તું ના આમ ભમ. મન, ઉઠ? ત્હારી સુધ્ધ કેવી આલા-બાલા બારે હકતાલાના બાનમાં તાણમા, ધ્યાન, અને જ્ઞાનમા સમાયલ રહી છે.

તું ઓ મન, કોમળ છે, ધીરતા છે, વીરતા છે, અસીલતા છે !

કાં ત્યારે ક્રોધમાં, નબોજા ધોધમાં, બેહોંશ બની, જગ સાગરમા, મૂર્ખની પાગર કરી રહયું છે ?

ના મન, એમ નહિ ચાલે ! ઉઠ ! મન ઉઠ ! પ્રભાત થઇ છે, ઉઠ નાથને નમન દે ભુખ્યાંને જમણુ દે, અજ્ઞાનને વિજ્ઞાન દે, કષ્ટિને શાંતિ દે.

સતના સિંગાર ધર, સર્વે સર ઉપર? તોજ તું નાથનો દાસ અને સ્થુલ સમુદાયને ઉંચાણમા ચઢવાનો આસ્ય ! એજ જય ! ભગવાન ! જય. મનના જીવનને જય ! હરી, હરી ત્હારી કેવી પ્રભા, રચના ! એ જીવ, હું, તુમાં, જોઇ વલી આનંદમય છું અને રહીશ ! એ હુ કોણે કહીશ ? બસ, તુંને, ઓ નાથ ! તુંને ! આપ ત્હારો પ્રેમી બળનો હાથ આપ, મારી સાથ, રાખી, સંગથન કરી મને, તુંમા સમાવ ! એજ

ના ! એથી પણ વધું ! અને તે શુ ?

હિણુ મતીને જતી સતી, રતી રતીમા વધારનાર તું નહિ કે મન ! રણ સગ્રામમાં, બળવાન હરીફને, હાર, આપી, માનની તલવાર બક્ષનાર તું નહિ કે ?

ભૂલેલા દાવને, નિરાંતે વિચારી અવિચાર વાણીને તાણી તાણી પાછી જ્ઞાન માર્ગે ચઢાવનાર તું નહિ કે ?

મન ! સતીને સંતાપ થતા મરણને કંઠે લઇ જતાં, તેણીનુ શિયલ બચાવનાર અને તે બુદ્ધિ આપનાર માલેક તું નહિ કે ?

મન ! સત્તાર પર, મરોડદાર આંગલાથી વાજ્ય વઝાડતાં, કઠોર મન ભાવનાને હરી સ્મરણના પગઠીએ લઇ જનાર તું નહિ કે ?

મન ! નિરાધારને બચાવના બળવાન યુદ્ધશિરને, હઝારો તલવારની અણીઓ ઉપર ધસાવનાર વિરને વીરતા આપનાર તું નહિ કે ?

નર ને નારાયણ કરનાર, ઓ મન, તું નહિ કે ? ના, એમ બનેજ નહિ ! કારણ ?

તુ તેમાં કસની કસોટી છે, ત્હારો ભાન, તેની સોટી મિસાલ છે. તુ હંમેશ, ત્હારા પુંજકને યુવાન રાખી, સદા હરી ધરમાં સુખાલ બનાવી લઇ સીધારનાર, એક કાસદજ છો. અને રહો ! એજ.

આપણે સાધારણ રીતે બોલ્યે છીયે અને ઘણાકોને બોલતા સાંભળ્યે છીયે, ત્થા લેખમાં પણ તેવું વાચ્યે છીયે, કે દરેક ઇન્સાન ખુદાઇ અંશથી જુદુ નથી. જો એમજ છે, અને, તે માન્યતા સિદ્ધ થાય તો, દુન્યા એક સુંદર બાગ થઇ રહે, પરંતુ, તેમ કાંય નથી ? કારણકે, જે ખુદાઇ અંશ સર્વમાં સમાયલો છે, તે ઢંકાયલો હોવો જોઇએ. આપણી

ફર્જ છે તે સર્વમા ખુલતો કરવા દરેક સાથ, આપણે કોશેશ કરીશુ, પણ તેથી આપણે ફતેહ મેળવશુ ? કદાપિ નહિ મેળવશુ પણ ત્યારે તેથી થશે શુ ! એજ કે, આપણે એક બીજાને પિછાણુ કરવા હજી તેવી ઉંચી બુદ્ધિવાળા નથીજ.

એ માટે એક કવિતા લખશું અને તે સમજાવવા યત્ન કરશું તો વ્યર્થ જશે નહી.

કેળ કેરાં પાદડાંની લુમમાં ઝુંમે-સાંસ મ્હારી આસમાં, લુંમે ને ઝુંલે—કેળ
હિંચ કેરાં આંચકામાં, નિંદ લુંમે ને ઝુંમે, હર્ષ કેરાં છાંયડે. ચિત્ત લુંમે ને ઝુલે
સ્નેહિની સાથમા બાથ લુંમે ને ઝુંમે—કોકિલના નાદમાં ડાળ લુંમે ને ઝુલે
ગગનની ગાજમાં—વીજ લુંમે ને ઝુંમે—સારંગની સાજમાં લાજ લુમે ન ઝુલે
અંતરની આગમાં લાગ લુમે ને ઝુંમે—પતિના પાસમાં આશ્રય લુંમે ને ઝુલે

જેમ એક ગુરૂ, પોતાના શિષ્યોને સમજાવતી વેળા તેઓના ભાનની હદ સાચવી, શિક્ષણુ દીયે છે, તેમ માણુસથી, માણુસના વર્તણુમાં ઓછુ વધતુ બુદ્ધિ બળ હોવાથી, કોઇના ઓછા બળને મળતા, તેના ભાન સાથ એકતાર બની, તેને ધીમે ધીમે પોતાના ભાનમા લાવવાનો યત્ન કરે છે.

તેમ શ્રીમંતો, જો ગરીબની પડખે ધાય, પોતાનુ ઉચાંણુ હોવા છતાં, થોડા પગઠીઆ નિચે ઉતરે, તેઓને પોતાનો આશ્ય, ટેકો, મદદ અને સલાહ આપતા રહે, તો જગતનુ સુખ જે કાંઈ દેખાતું રહયુ છે, તેમાં ઘણો વધારો થાય. જેમ ઉપલા કવેતનો પહેલી લીટીમા જણાય છે, કે ખુદ કેળાંના ઝાડ, તેના લુંમ, જે ઝુલ્યા રહયાં છે, તેમાંજ ઝુલે છે. અને સાંસ, આશામાજ ઝુલતો રહયો છે, તેમજ આશા ખાતરજ સાંસ અટકયો હોય !

હિંચ અને હિંચોલાથી નિંદ્ર ગતી આવે છે, જાણે હિચમા નિંદ્ર છે, કે નિંદ્રમાં હિચકાનો શાંત પવન ?

હર્ષના આસરામાં, ચિત્ત મલકાય છે, કાંતો ચિત્તના મળકાતથી હર્ષીત ભાવ પેદા થાય છે-બન્ને એક એકથી નિભાવ કરે છે.

વીઝળીથી ગગન ગગડે છે, કે ગગન ગગડાટથી વીઝળી થઇ રહી છે, એ પણ બન્ને સાથેજ છે. માટે એ સર્વેનો એકત્ર જવાબ નિચલી

એ લીટીઓ આપે છે, તે એજ કે ટુંકમાં દર્શાવીશું, તો એક નાથમા સર્વ નાદ, અને સઘળા નાદ. લાડ, અને પ્રાણમાં એકજ જીવ કુલ બ્રમાંડમાં પજરેલ રહેલો હતો, રહે છે, અને રહેશેજ!

માટે બંધુઓ શો વિચાર રાખશો? મનુષ્ય ભાન ખોળવું, કે મનુષ્ય ભાનમાં અહેવાન સમ ખેલવું? વિચાર જ્યાં છે, ત્યાં ઉત્તમ, યા હલકી સ્થિતિ, આધાર રાખે છે. માટે ભાનમા જ્ઞાનનો જોશ રાખો.

---

**જગ, મતલબી મટકી છે પીલુ–તાલ–ઝપતાલ.**

જગ બનીઆજ–મતલબકી હોડી—બાત બરી, ઓર કામમે ખોદી=
મૂર્ખ મુંગત આજ, ધનસે મઢાયો—ખુસામદીકી, ખાને બધાયો
જ્ઞાન પ્રસારે દો હાથકી જોડી=જગ
મન અંધેરો હાલ હય–નામ ભજે મદભાવ
નાતો સાચો હિત હય–નાનો સાચો લ્હાવ
માયાકો, માને, મોટી–સેવાકો જાણે ખોટી
ખોટી તોરે સ્વાર્થકી–પૂજા હય ખોટી ખોટી=જગ
અંગ ભરેલ અપાર અભૂષણુ–એ મૂળહો અંકાય
આખેર, જન સેવા બીગેર–હાર હરીના પાય
જાગો, તો, ધનકો ત્યાગો–માંગો સત સેવા માંગો,
માંગો હર ગામકી હર નામકી–માયકો થોડી થોડી=જગ

સાર—મતલબ છોડ! આશા ઉંચ આશા ત્હારી છે. પરાયાનું કામ, સચિત હિત સાથે હાથ ધર, હરી, પ્રભૂજ અલ્લાહ અહુરા–ખુશ છે. સુખ સુખ તેમાં કે, જેથી સુખ બીજાને એ ધ્યાન દે! સુખ, શાંતી, હૈડમાં છે, બહાર નથી.

(દુખ, યા દર્દના ભારથી, દીલથી ગમ નિકલે, જો દીલથી ગમ નિકલે, તો દીલથી દમ નિકલે–જંગમાં તેજ યા તુરંગના મારથી, નેત્રોથી સિહાઇનો રંગ નિકલે, જો સિહાઇનો રંગ નિકલે, તો જંગનો રંગ–તંગ નિકલે.

# HOPE.

Hope ! Thy strength my heart sustains
And holds my nerves in calm refrain

Hope ! Thy tread is warm and soft
Which keeps me steady and aloft.

Hope ! thy touch, depression kills
And warms my heart to hurl the chill.

Hope ! Thy prop is my soul's sole support
And brings in sudden glad reports.

Hope ! Thy pose is grace and calm
Which my throbbings so embalm.

Hope ! Thy cast is made of steel
Which none can pierce nor can peel.

The forlorn pilgrim strives for thee
The heart disthrought from thee has glee.

Thou hast the strength beyond the slope
For, thou hast never a trait to lop.

Thou hast the wings from all Divine
To saddened hearts in thrice entwine

Thou hast thy help to patient heart
Impatient souls are held apart.

Hope ! Lend thy help of peace to me
So that in time, I may my Master see !

Hope ! Thou hast in thee rich wisdom's store
Let me to thee and thine adore.

## "સ્નેહ સિંગાર."

**સ્નેહ સિંગાર**—જ્યારે આપણે બોલીશું, યાતો કોકથી સાંભળીશું, ત્યારે આપણા મનમાં કેવા ઉદ્દગાર ભરાશે? જેવાં આપણા આચરણ, અને જેવા આપણા મનો વિચાર હોય તેવાં!

શું સ્નેહ સિંગાર એ કાંઇ અજબ થંડો ભાવ છે, યા મોહની મૌજનો અગ્નિ અંગાર છે? જેવો વીચાર કરો તેવો તેનો સાર છે.

સ્નેહ સિંગારમાં જુઠો અગ્નિ હોયજ નહી. એમાં તો એવો ઉંચો મિઠાશ, આસ્ય, અને રસ કસ છે, કે, જેમાં હરી, પ્રભુ જેવું સંગત રૂપનું ભાન મલવું જોઇએ. જે સ્નેહ શરીરની પ્રકૃતિ માટેનો ભાશ દીયે, તે થોડાક સમય પછી થંડો પડશે, કડવાસ લાવશે, પણ જ્યારે મન રચનાની મહાલતા ગણતો થશે, ત્યારે, તે સ્નેહ સિંગાર હમેશ આનંદી લહેકી. મન અને તનમાં છવાંતો રહેશે. સમાજને ભાવતો થશે, અને તેના પ્રતાપે જગતમાં ઘણાક દુઃખો નિવારણું કરશે.

સ્નેહ સિંગાર, જ્યાં તૈયાર થયો છે, ત્યાં સર્વે ચક્ષુમા, તે આનંદ પ્રસારવાજ આનંદ મેલવશે. એમાં સ્વચ્છતા છે, ધીરજ અને શાંતિ છે. એમાં એકત્ર અને ઐકયતા જોવાનો પ્રેમભાવ પેદા થયોજ છે. એમાં સબુરી હોવાથી, બીકટ કામ માટે નબલાઇ આવતી નથી. ભય આવતા, એ સ્નેહ સિંગાર એવો જોશદાર, હોશદાર થાય છે, તે એટલાજ ઉપરથી જોશો, કે ગમે એવા ભયભીત કામો હોવા છતા, તે તે ઉપર ધસવા કમ્મર કસીજ રહેલો છે. જે કામ, તેનું અંગ ન કરી શકે, તે કામ તેની ભિત્તરની હિમ્મત કરવા દોરે છે, ત્યાંજ સ્નેહનો કસ અને કિમ્મત જણાય છે.

જ્યાં સ્નેહ સિંગાર જોરાવર થયો છે તે મનની વૃત્તિ, એકમાં સર્વે અને સઘળામાં એકજ ગણે છે, અને ગણતોજ આગળ વધે છે. જોશો તો આ વિચાર ગાઢ થતો માલમ થશે કે—

## પહાડી જંઝોટી ત્રિતાળ.

"સ્વપ્ન ગતિની આ મતિમાં, મોહનની મન આશ વધી
આશ વધી, મન પાસ વધી મોહનમાં ઉજાશ વધી
સગાં સ્નેહી, માત તાતની, જગ રચનામાં ભાસ વધી
એ બધી જે કળકળા છે–તેમાં હરની સ્વાસ વધી"

આ ઉપરથી આપણે એવો વિચાર તારવશું કે, સઘળેજ હરીનાથ, સઘલેજ અલ્લાહ, સઘલેજ ખુદા, અહુરા વ્યાપક છે. પરંતુ, જેવી દશા અને રિવાજ બન્યો, તેમાંજ જુદા ભાગો પડતા થયા, પરંતુ જાહેરમાં જે તફાવત લાગે છે, તે તફાવત બીલકુલ નિકલીજ જાય, જો મતાધિકારો કુજાતના મતોને આધીન ન રહેતો !

આ જગતમાં એકજ બોહોલુ મન વ્યાપક છે, તેમાંજ સર્વે મનો કાર્યાલયમાં મથ્યા પડયા છે, પણ જેટલા પોતાનાજ ગમતા હોય, તો તે માટે મહેનત અને રંજ મિથ્યા છે. અને અંતે જે કામે આવે તે બીજાનાં સુખ પાછળ કરેલો રંજ આકેબતના ગંજમાં ફેરવાશે ફળશે, અને અનંત સુખ મેલવી આપવાજ સર્વમાં બલશે. એ સઘળાનો એકલો ઉચ્ચાર તેજ **સ્નેહ સિંગાર**—ઇશ્વર ! આવો સિંગાર જગતમાં આપજે, અને ઉત્તમ સુખ આપજે.

મન રચનાની ડાળ પર ખ્યાલ સ્નેહનો થાય
જુદાં જેવો ચાલતા સાથે સઘળાં જાય.
મન રચનાની ડાળ પર **સ્નેહ સિંગારજ** પાળ
તેથી જગના બારમાં—થાશે ઉત્તમ હાલ.
એકજ ભાન જે જગમહી થયું છે હરબાર
તેનો કરશો ખ્યાલ નિત—સુખ મલે જગદ્વાર

## જગમાં સારૂં શું ? ગુણી અને સરસ કોણ ?

શિષ્ય—ગુરૂજી પ્રેમાનંદ, ઘણી વેળા એવું બને છે કે ગુણી, જ્ઞાની, પુરૂષોની કોઇ નાહકની સતાવણી હર હમેશ કાં કરે છે ? અને તેમ થાય ત્યારે તેવાંઓને તેઓ જવાબ કાં નથી આપતાં ?

ગુરૂજી—જવાબ વાલવા જેવો સમય, તેઓ પોતાના ગુણી વાચનમાંજ પસાર કરે છે. કારણ કે જ્યાં જ્યાં એવું સમજ શક્તિનું પ્રમાણ ઓછું, સાથે મનમાં ન જણાતા ડહાપણનું અભિમાન, થઇ આવે, એટલે અર્થનો અનર્થ કરે, તેવાંઓને બાજુ રાખવાં ઠીક છે, કારણ કે, જ્યારે રૂડુ ભાન, ઉંચ ધ્યાન, તેની સતાવણી કરનારના મનમાં આવશે, ત્યારે તેઓ પોતાની ભુલ જોશેજ.

શિષ્ય—પણ એવાંઓ બીજાને નુકશાન કરે તેનું કેમ?

ગુરૂજી—બીજાને નુકશાન થશેજ નહિ. એ તો આપણી ટુંક સમજથી આપણે એમ માની લઇએ છે, પરંતુ નુકશાનને બદલે જ્ઞાની ઓ એવાં સંજોગથી વધારે બળ મેલવતાં થાય છે.

ભલે મથે કોઇ મારવા—બીજાનું પત જાય
કરવા ધારો કંઇક તમે, કરવું હરીનું થાય.

શિષ્ય—ઓહો તેઓની ત્યારે ધીરજ કેવી?

ગુરૂજી—લ્યો આ વાંચશો, એમાં એક કવિએ દાખલો આપ્યો છે, કે બેઅદબ ટીકકા કરનારને સુધારવા વખત બરબાદ કરશો ના?

કવિ લેખમાં ભાન ધરે ગુણી જ્ઞાનનો આશ–તેને ચિંતા હોય ના શું બને છે પાસ.
ઘડી નઝરે પડતાં હેખે ચુંગલખોરોનો દાવ–ગણાવશે જો લડયો ત્યાં પોતાનો તે ભાવ.
જ્ઞાન ગુણના ટીકા સામે દેશે પોતે શીર–વધું જ્ઞાનને જોતાં દેશે પોતાનુ રૂધીર
કવિ કમાણી માટે ભાઈ લખતો નહિં સંવાદ–રાખે સાકુ ધાન્ય ખાઇ સંતોષની બસ યાદ
ભુખે મરતાં ટેક રાખશે ઠ્ઠ્યવાનથી એન્ટ–જાણે છે કે અંત સમય હરની મળશે ભેટ
કવિ પાછળ રાખે નહિ મરતાં એકે પાઇ–જે ધન્યનો સંગ્રહ છે તે કવિ લેખ સમાઇ.

શિષ્ય—વાહ ગુરૂજી તમે ટુંકમાં ઘણું સમાવ્યું છે.

ગુરૂ—લ્યો એજ વિચારને બંધ બેસ્તી આ અંગ્રેજી કળી વાંચશો, જે Robert Southy in Cowper ના પહેલા વાલ્યુમના ૪૭ પાને જોશો.

"I cannot from inquiry find
Poet had much to leave behind
They had a copy-hold estate
In lands which they themselves create

શિષ્ય–ગુરૂજી ધર્મ ગુરૂઓ કેટલી જાતના હોય ?

ગુરૂજી–બે જાતના.

શિષ્ય–અને તે કેવા ?

ગુરૂજી–એક ધુતારા જેવો, બીજો ભરવાડ જેવો.

શિષ્ય–હેં શું ? માહે ધુતારાઓ પણ ખરા કે ?

ગુરૂજી–તેથી તો જગત આ હાલતે પુગ્યું છે.

શિષ્ય–મ્હને આ બન્નેની થોડીક વ્યાખ્યા સમજાવશો ?

ગુરૂજી–ધુતારાઓ, પોતાને ત્યાં, શાંતિ મેલવવા આવનાર પોતાના અનુઆયિને કહે છે અને સમજાવે છે, કે "બંધુઓ તમે સઘળાં ભુલેલા મેઢાં જેવાં છો ! તમને સીધ્ધા ચરવા લઇ જવા અને વળી ત્યાંથી પાછા ઘરે લાવવા ફીજેજ, મ્હને ભરવાડ તરીકે મંદિરમાં ઇશ્વરે ગોઠવ્યો છે. કારણ તેમાં તમારી સ્થિતિને સાચવવી, એ અમારી ધર્મ ફરજ છે. અને તમારા સંસારના સુખમાં કંકાસ આવે, તેને મટાડવા અમારી સલાહ બેશાશક લેતા જવું, એ અમારો આશ્ય છે. ગમે એવું ભુખે મરવા છતાં ચોરી કરવી નહિ, પરંતુ. તમારૂ જ્યાં ભરણું કરણું, તથા દેવ પૂંજન પાત્રનું દાન પાન, કરવું હોય તે બરોબર વખતસર કરતાં જવું ! જેથી તમને સ્વર્ગ મલે, અને બ્રાહમનની દક્ષણા તો આપવા, તું ભુલતોજ નહિ ?

શિષ્ય–ગુરૂજી આતો સારા વિચારો છે.

ગુરૂજી–પણ તે બહારના ! હવે ભિતરના કાઇ જુદાજ હોય ! અને તેમાં પોતાનીજ મતલબની વાત અને તે પણ ખાસ દિક્ષા, પ્રથમમાં એવી આવે "જો આ વાત કોઇના કાને ગઇ, તો માહાકાળી, શંકરજી, પ્રભુજી, ઇત્યાદિ ઘણા કોપાયમાન થશે, અને શ્રાપ થશે, તે તો જુદા."

એવાં એવાં ભય ઉપજાવનારા, સંશ્ય આપનારા ઉપદેશથી પેલા અભણોને ભય દંખ થાય, તેથી પેલા ધુતારા ગુરૂજનું લાલણુ પાલણુ થયું જાય.

શિષ્ય-ખરે અફસોસ!

ગુરૂજી-હવે બીજા જેઓ ઇશ્વરને યાદ રાખી, ખરા ભરવાડ જેવા રાહબરો છે, તેઓ પોતાના ગરીબ સત્ય સેવકોને સાચનો રસ્તો દેખાડી, પોતાનુ સત્ય પુંજન કરી, સાદો લોટ ભાત ખાઇ જીવે છે.

શિષ્ય-ગુરૂજી આ બીજા વર્ગના કોઇ હશે કે!

ગુરૂજી-પેલો પહેલો આમ કહેશે કે

હરીનાથે જીવન દીધું, પામો ભકિત સાથ—બ્રહામનથી તે ભકિત લેશો દાને ધરશો હાથ.
ચોરી લુંટની આશાનું કાંદો જડથી મુળ—ગોરજીને જો પુન ન દેશો એ કંગાલ છે ભુલ!

આ બદલે બીજો ભલો ગુરૂ હોય તે નિચે પ્રમાણે કામ કરે છેઃ—

He is that one, who stretches forth his hand to drag a dirty soul to a shore of happiness, and path of wisdom by his good thoughts, good words and good deeds.

સાર—કંગાળયતમા સખડતા દુખી જીવોને બચાવવા જેઓ હાથ લાંબો કરે, તેજ ગુણી કહેવાય, અને તે માટે પ્રથમના ભલાજ વિચારો પુરતા છે.

વ્હાલા શિષ્ય, દ્રવ્ય લુંટવાથી કેવા બુરા સેવટ પર આવવા કરતા, કદી ઉપયોગી રોટલી ખાવી લાખ ઘણું સારૂ છે.

Robert Southy in Cowper ના પહેલા વોલ્યુમના ૫૧ મા પાને એક શ્રીમંતના મૂખના બોલ સાંભલ!

"And at this hour those wounds afresh I feel
Which nor prosperity nor time can heal."

આ ઉપલી લીટીઓ એજ સમજાવે છે કે, ગમે એવું દ્રવ્ય યા સંતતી, ભિતરના ખોટા કરેલા કામના ડંખોને રૂજાવશે નહિ.

"અતિ માલ દ્રવ્યે રૂઝાતાં ન ઘાજો—બુરાં રોગ ના જાય ભુંડા દ્યો ઇલાજો
અમીરી તમારી નથી માલમાં જો—કમીની ગતીમાં અસીલાઇ ગાજો
કદી આંકરો ના મતી કોઇ દ્રવ્યે—ભલાં કામ નામે હરી દાસ રહીયે.

ગુરૂજી—વ્હાલા શિષ્ય, જે પુસ્તક મેં તમને ઉપર ટાંકી બતાવ્યું છે, તેના ૫૬ પાને આ બીજી નિચે લખેલી લીટીઓ આ દુન્યામાં, જેઓ પોતાની મતલબ કાઢવા ફાંફાં મારે છે, તેને ખાસ અર્પણ જેવી તમને દેખાશે.

"Let slaves to business, bodies without soul
Important blanks in nature's mighty roll
Solemnize nonsense in the days broad glare
We might prefer which heals or hides our care

નથી જયાં અદબ હોંશ જીકર શાને રાખે—નથી જયાં સમજ સોચ, ફીકર શાને ભાખે?
નથી જયાં ઈઝત માન, બેપરવા બને છે—વચન નિત ઉચ્ચારે નિર્ગુણ ગણે છે?

સારૂ તે, જે બીજાને સારૂ ધરે, ઉતમ તે કે જેથી હઝારોને ફાયદો થાય. સરસ તે કે જેથી કદિપણ બીજાને માઠું ન લાગે, કોઇનું નરસ ન કરે. સારૂ કરવા માટે ચોકસાઇની જરૂર છે. ચોકસાઇ માટે, ચંચલાઇ રાખવી પડે, ચંચલાઇ માટે ગ્નાન સંપાદન કરવું પડે. ગ્નાન સંપાદન કરવા બુદ્ધિશાળીઓના શોધમાં જવું પડે, જાવઆવ કરતી વેળા અંગને વાળવું પડે, ઉદ્યોગી બનવું પડે તેથી આળશ દુર જાય, અધર્મ નાશે, કંગાળીયત ઘરથી વેગળુ રહે. એ કરતાં બીજું શુ સારૂ હોય?

કોણ સરસ! ખરા આકારમાં બુરો, કે ઢોંગ રૂપમાં સારો કહેવાતો હોય, એ બે માંહે કોણ સરસ? In the Fool's Paradise ની ચોપડામાં એક લુટારો પોતાને માટે શું બોલે છે?

"The Pirates of Penance," or The Slave of Duty (by W. S. Gibert) ઉપલાં પુસ્તકના ૯ મે પાને નિચે પ્રમાણે છે:—

Pirate King—" Oh better for to live and die " Under the brave black flag I fly, Than play to a sanctimonious part. With a pirate head and a pirate heart. Away to the cheating world go you—Where pirates all are

well to do, But I'll be true to the song I sing And live and die a Pirate King." When I sally forth to seek my prey, I help myself in a royal way I sink a few more ships, it's true, Than a well bred monarch ought to do; But many a King on a first class throne, If he wants to call his Crown his own, Must manage some how get through, More dirty work than ever I do, Though I am a Pirate King."

ઉપલી લીટીઓનો શો સાર નિકલે છે ? બસ એકજ અને તે શું ?

" બુરી ખાસાયત ઝાહેર કરી, બુરૂ કામ કરનાર જે સજા અને ઠપકાને પાત્ર થાય, તે કરતાં ( ઢાગ રૂપમાં રાખેલા ) બહારના રૂપમાં રાખેલા સ્વચ્છ અવતાર બતાવી, બાતેનના ખોટાં કામ કરનારને વધુ સજા ઘટે, કારણ કે, પહેલા જ્યારે ઝટ ઝાહેર થઇ શકે છે, ત્યારે બાજો, ભેદમાં રહી ભમાવતો રહયો છે અને તેટલા માટે તે વધુ સજાને પાત્ર થઇ શકે,

ભણે ખ્યાલ રાખી બુરી વાસના જે —ખરો છે, બુરો, તે નઝર સાંમે આજે
પરંતુ, જે ઝાહેર સફેદ સાદ કાઢે—ભિતરમાં નગાનો બની ઉર લાધે
નહિ, તે ધરાશે ન દેખાશે કાલો–સુફેદ સાજમાં તે બનાવે છે માળો
પ્રથમનાને કોઈ ખરો પાપી આંકે—અદ્દમ પાપમાં તો બીજાનેજ ટાંકે !

Warning from a poet.

It is the poets part, the stormy soul to calm,
To brighten up the suffering heart—
With what is known as balm to bid men shun the base
To execrate the low
And broadly teach the human race
To give the good a show."

" ફરજ બાપની છે જનમ જેને આપે—હઝારો સુખોમાં ખરૂં જ્ઞાન આપે !
ખરૂં જ્ઞાન આપી ખરૂં માન ચાખે—તે બાપ આખેર હરી માન ભાખે !
ભલે સોટી ખરડે ધરે એક વારે—કસોટી ખરી તે સદા કાળ ધારે.
યુવાની જો પંપાળમાં તે બચાવે—ભવિષ્ય બાળનું અરે નિચ લાવે
ફરજ માત પિતા જીવનમાં બજાવે—ખરાં જ્ઞાન માટે ખરાં બીજ વાવે!

દુઃખના પડમાં સુખનો માળો છે. સુખ મેલવવા દુઃખનો પ્યાલો પીવો એક ઉત્તમ જ્ઞાની છે, ચતુરાઇ બીજાને સુખ આપવા વાપરવી ઉંચી નિશાણુ છે. ચતુરાઇ બીજાને કેદ પકડી યા ફરેબમાં નાખવાથી, અજ્ઞાન ઢોર કરતા પણુ બુરાઇની પીછાણુ છે. સરસ તે કે જેમાં બીજા સુખી થાય. નરસ તે કે જે પીડા આપણામાં હોય તેને ટાળવા પછાત રહીશું તે કહેવાય.

સરસ અને નરસ–બોલ ઉચ્ચાર કરતાં, પ્રથમમાં સરસ જેમાં સ=સારો અને રસ એટલે મીઠાસ, તેમ, નરસ શબ્દમાં ન=નહી, જેમાં રસજ નહી. ત્યારે, નરસ, સરસ કરતાં સારો હોયજ નહિ. માટે જે કાંઇ કરવું તે સરસ કરવું, તેમાં આપણો જીવ સુખી, અને તેમ થવાથી આપણો હરી ખુશી છે.

---

## કયાં તું જોશે, હરીના હાલરડાં ?

વાયુ, તું સાંભળ ! ઓ તેમાં હરીના નાદનું, ઓ કેવા લાડ સાથ હું હાલરડું સાંભળું છું ! જંગલમાં મારો પડઘો સંભળાય, ઓ, ત્યાં કેવો માંગલીક મંગલ છવાય ? ઓ, હરીનો કેવો રસીક પ્રેમમાનિક હાલરડીક જવાબ ? પાણીમાં નાદ, પાતાલે નાદ, પહાડોમાં લાડ, સાગરે સાદ એ કેવાં ઉંચ સરોદને કોઇપણ માનવી યા વાધ્ય સાદ કાઢી શકે ? શું આ સઘલા હૈડું હાળવતા હાળરડાં નહી કે ?

મોજાના ઉછળતા રમણુમાં હરીનો અવાઝ ! વીઝગીકના ચમકારા અને ભણકારામાં સુંદર અવાઝ, ગગનપર વાઝ અને વીજલીની અતરાફમાં ધુમ અને ધુમરાણુમાં આ કેવો મીઠો, હરીના ગાન તાણુ કરી, કુરબાની ભરી રહયો છે ! ઓ, આ શું હાળરડાં નહિ કે ?

ખરેજ હાળરડાં ! પણુ કોણુ માટે ! જેઓ પોતાના આત્મામાં બીજાને જોઇ વળ્યા છે, તેઓ માટે ?

## માતા

### રાખી જાયે બાળમાં પોતાનો જે સ્વાસ,
### તે સ્વાસ દેનાર જીવ આત્મા, તે મધુરી માતા !

મરી માત, જાય અરે જો અકાળે—મગર તે જીવનમાં અજબ જેમ પાળે
પીરસતી રહી છે ખરૂં સુખ ફાળે—સુવાશીત પકવાન ભરે સ્વચ્છ થાળે
ગમે દુઃખ હોય ફરે છે સુ હાલે—છતા તે ધીરજનો ભરી જામ ચાલે
અજાયેબ ગતિ જે બનાવી છે કાળે—બીજે સુખ દેવા મા અવસર ગાળે
ઝડપ સાથ જોરે સબુરીથી હાલે—ખરાં કષ્ટ સાથે વાપતનેજ ટાળે
પમરતી રહીં મા જમનીજ પાળે—રગે રગ હરીની દયા સાથ ચાલે.

માતા ! આપણા ઉદ્ધારની દાતા ! જીવનમાં બાળકો માટે શું શું કરી રહી છે? જાણે જગ દમ્મા થઇ છે. અગર તે અકાળે મરી જાય છે, તો આપણે જાણીશું કે, તે ગુજર પામી પણ નહિ, તેમ નથી ! તે તો હરી ઘર ગઇ છે, પણ પોતાની મતી, પોતાના બાળુડાઓમાં સાચવીને ગઇ છે.

ખરી માતાનો ખરો પ્રકાશ, તો તેણીની પાછળ રહેલા બાળકોના લક્ષણમાંજ ઉજાશ દીયે છે. ભલી માતા કદી મરતીજ નથી, પણ વ્હાલા બચ્ચાંઓમાં ઝળકતી જીવતી રહી છે. તેના સનતાનો તેનો પ્રયાસ ઉજાશમાં ફેરવી પાંદરે છે. બાળકોના કામમાં, નામમાં, ધર્મમાં, માતાની ઉંચ મતિ દિપાય છે માટે આપણે બોલતાં આંચકી લઇશું કે 'માતા કદિ મરે છે !' ના, નહીજ.

માતા, વ્હાલી માતા, કેવી તું ભોલી ! તારા હૈડાંમાંથી ત્હારી પાછળ મમતાની કેવી ઉંચ અને જોશવંતી હોળી સળગાવી ગઇ છે ! તું કદાપી ગઇ છે, પણ ત્હારી પાછળ હું જે જીંદગી જોગવું તેમાં હર પગળે, હર કામે, હર સ્વાસે ત્હારાજ સ્પર્સ કાઢવામાં કામે લાગું છું. માતા, મ્હારા વચન પળાય તેમાંજ ત્હારી ઉંચ વર્ણ ! મ્હારા કામની ઉમદા નામનામાજ ત્હારૂં ઉંચ કુળ અને શોભા થઇ રહેશે.

રૂડી ચાલ જો મ્હારી નથી, તો વ્હાલી માતા, તું કેરી લજવાય ! ના! ના! તુંને સ્વર્ગમાં અમે શાન્તિ ચાહીશું, નહીકે અમારા નમોજાં કામથી, તને લજવાતમાં લાવીશુ !

## સતિનું પતિ-હિત!

ત્હારી પાછળ, અમે શુભ ચિત્ત અને ઉત્તમ હિતનું તારણ કરીશું, કારણ કે, તેમ થવાથીજ તું હરીનાથ આગળ, ઉંચ ડોક રાખી શકે! અગર તેમ નથો, તો શું ! અમે ત્હારાથી પળાયલાં બચ્ચાં, વ્હાલી માતા ત્હારી ડોક શરમથી નમાવવા ઉત્તેજક થઈશું ! ના ! વ્હાલી માતા ના ! અમે એમ નહિંજ કરીશું. ત્હારા મરણબાદ ત્હારા નામને ઝેબ આપવા, અમારો દમ આખેર કરીશું, કે જેથી અમો પણ અમારી પાછળ, આ જગતની ઉત્તમ કડી, સદીઓ સુધી ઉત્તમ ચલકાતમાં ચલકતી રાખવા ભાગ્યમંદ થઈએ તથાસ્તું—સંસારના સાગર ઉપર મૂળ હેતુનો જે ઉધ્ધાર થાય છે, અને થતો આવ્યો છે, તે, નર અને નારીના સંસારિક જોડાણની ઉંચી નેમમાં સચવાય છે. માતાથી રૂડા પાઠો ભણી લઇ, આતુર બનેલી પુત્રી, પોતાના સંસારના સ્નેહિ યાને પતિરાજમાં શો ખ્યાલ રાખે છે ? તે ઉપર બે ઘડી વિચારીશું.

૧ લીધી મેં પુષ્પની માળા-કીધા મેં સ્નેહના ચાળા
હતાં જે રંગ બસ કાળા-ભરાયા પાનથી ડાંલાં !
૨ કુંવારી હું હતી નારી-દિપી હું સાસરે સારી
જીવનની ઉર હતી, મારી-પતિના ઘરમાં પ્યારી
૩ નથી આશા અભૂષણની-ગઇ ચિંતા ન બચપણની
સાદાઇ શોભશે તનની-મલી બરદાસ વડપણની
૪ નથી જોતા ઉંચા ઘરબાર-વળી સરસાઇના કઇ ભાર
રહુ સુખી પ્રિયતમ બાર-કરીશ બકિત અહુરને દવાર.

બલુ મન ધરાવતી બાળા, પતિના જોડાણમાં પુલોના ઉંચા સોહમની સહવાસ સમજે છે, અને પતિને મલવાના ચાલામાં, દરેક રંગ અને

રાગને, ફોકટનાજ સમજે છે, યાને પતિ મેલવવાનો હોંશ, તે હૈડે ઉચો ઉમંગ માને છે! બાપના ઘરમાં કુંવારી, પણ વગર અંકુશની સ્થિતિની સ્વતંત્ર મોજને બદલે, સાંસરીઆની સાંકળમાં બંધાવવા જીવથી તલપે છે! અને જેમ ઝાડ પાંદડાનાં ભારથીજ રમણુય લાગે છે, તેમ સ્ત્રી પતિ સાથના જોડાણુમાં, ગમે એવા બાર આવે, તે સોસવાં મગ્ન રહે છે. સાચી સ્ત્રી સાદાઇમાં શોભા માને છે. ઘરેણામાં ઘેલછા રાખતી નથી. વડપણની બરદાસ કરવી એમાં સતી ઉંચો ધર્મ સંભારે છે. મોજ માને છે, આજે કેવો હાલ છે? માલ શ્યામાં અંકાય છે! માન શ્યામાં સમજે છે, કેળવણીથી બીજ કેવા, અને કેમ રોકાય છે? દડીના દાવમાં ઉંચ પંકિત મંડાય છે. ગમે એવા પહેરવેશમાં, યશ, અને જશની ઉંચી ટોંચ માને છે. રીવાઝો અને રીતીઓ પાળવા ધર્મગુરૂ ઉપર સોપન્વત થઇ છે.

ગુણી સ્ત્રી પતીને સાંજે વહેલો ઘેરે પધારવા માંગે. ઘરનું રૂડું સુખ આપવા અને મેલવવા માંગે. આજે ઠાલી વૈભવની રમતમાં ઉંચો રમણુ માને! કાલે શું થશે, તે જાણુવાની ગણત્રી શાળાઓ અને પાઠ શાળાઓમાં વધુ લેવાઇ, પરંતુ, તેનો કેળવણીજ પાત્રમાં કહેવાય! કાઇ સંસારમાં સહેવાઇ નથી. એવો મામલો આગલ આવતા જમાનામાં શું લાવશે? આજની નવીન જાતની વાવણી, કેવાં ફળો આપશે? એની ગણત્રી આજની માતાએ રાખી છે? વડીલ માતાને, આજે કેવી ઉપમાં આપવામાં આવે છે?

સતવંતી તે નાર છે–સુખ ધરે ઘરબાર–એવી સુંદરી સાસરે શોભાશે હરવાર
કરકસરની ધીર સમજ–રાખે હૈડે ચાર–તે સતી હર કામમાં લાવે રૂડો સાર!

મુસીબત અને ગમગીનીથી, મુંજાઇ ન જતાં, દુન્યામાં મ્હાન માણસો કેમ થયા, તેનું વૃત્તાંત વાચો! તે વાંચવાથી, તેઓએ ગમગીનીમાં યા મુશકેલીમાં આવતા કેવાં રસ્તા પકડયા, અને કેમ પાર પડયા, તે ખ્યાલમાં લેશો! મુસીબત, જો મુશકેલી છે, તો ખરેખર, અંધારામાં તે એક કીરણુજ છે! નિરાશામાં, આશાનો આશ્યજ છે, હિમ્મત હાથ

રાખો મુસીબત મોજ છે. તે ટાળી, મ્હાન રોશની જોવાય છે! એવા ગુણો માતામાં યા સ્ત્રીમાં થાવો!

કેલવણીના કામથી—કર નારી ઉધ્ધાર
નારી જ્યાં ભણતી રહી—ત્યાં છે સુખનો સાર!

માતા એ કેવો માર્મીક જીવ છે, અને તેણીના ગુજરવાથી, બચ્ચાંને કેવો સીતમ થાય છે, તે માટે હઝારો કવિઓ, કાઇ સીંગારી ગયા છે. તેમા આ એક વિચાર. વીધ્વાન શેઠ દયારામ ગીદુમલ, એલ. એલ. બી. શી, એસ.ના લખાયલા, શેઠ બેરામજી મ. મલબારીના જીવન વૃત્તાંતમાંથી, વાચનાર માટે મરહુમ શેઠ બેરામજી મલબારીના પોતાના વિચારો હયાં ટાકીશું.

આ ભલો પારસી જરથોસ્તી નર, જે, એક નમુનેદાર જીંદગી ભોગવી ગયો, અને, જેના જીવનના કાર્યો એવા ભલા, બાહોશ અને પ્રમાણિક બન્યા હતા, કે, આજે પણ તેના કાર્યોની ગણુણા ચાલુ મલતી રહે છે. તેના રૂહ પર, અમો આફ્રીન કરીયે છીયે. એ ભલા નરમા, જે ઉત્તમ ગુણો હતા, તેમાં બહુજ જોશવંત ગુણ. મનુષ્ય સેવાનો હતો. ગમે, એવા ન્યાતીલા જાતીલા માટે, હરએક જાતની સેવા કરવાનો ગુણ જગતનો, અને ખોદાઇ ખુદરતનો ખઝાનોજ કહેવાય, તેમ આ ભલો મરહુમ, જાત અને પરજાતનો ફરક નહિ રાખતા, દરેક ઇનસાન અને ઇસમો તરફની સત્ય ભકિતની ફરજ સમજતો હતો, તે પોતાની માતાના મરણની બીજી પ્રભાતે શું બોલ્યો? તે આ છે......

"I became an old man, all my past associations were discarded" and in his book the "Indian muse" he dedicates these lines which are printed below:

"One day the Sun as his decline began. Declined the sun at this my earthly span. Her latest breath below my safety sought; to bless her orphan was her

dying thought. No tear I shed when first my loss I viewed; My sense was smothered, and my soul subdued, She'd clasped a child, with sad emotions wan; But when the clasp relaxed, there was left a man."

જ્યારે એક બીજો લેખક પોતાની મધુરિકામાં નિચલુ સંગીત, જન સમાજના બાલુડાંઓ માટે લખી જાય છે.

**ઝીંઝોતી તીતાલ**=બળી આ જીંદગી માત વીનાની-તે વન છે દુઃખ ભારીરે

બચ્ચાં જેમ માલામાં પાડે-માત વીના ચિંચીયારી રે

ભુખે પેટ, તુટે વસ્ત્રે—સુવે, માત, જ્યાં પ્યારી રે

માતા જેવો મીઠો મેવો-તે વગર દુઃખ કારી રે =

ગુલાબ-સુંદરી, યાને ગુલાબ પુષ્પ વર્ગનું સર્વેથી શ્રેષ્ટ ફુલ, અને મનુષ્ય વર્ગની સર્વેથી શ્રેષ્ટ સુંદરી,-યાને ખુબસુરત નારી સામ સામા શુબ્દાર્થેથી પોતાના કામોનો અંદાજ કરી રહયાં છે. વનસ્પતિ વર્ગનું ફુલ, પોતાની એક દિવસની આવન આ જગમાં સિંગાર કરી જાય છે, અને સુંદરી, કાંઈક વર્ષો ગાળી આ જગથી ઉઠાવ કરે છે. પરંતુ એ બે ભાવ માહેથી આપણી મનમોજ માટે શું તારવી કાઢીશું? તે પહેલા આપણે નિચે પ્રમાણેની વાતચિત ચિતારી દઈશું—સુંદરી ગુલાબને કહે છે.

" કેવો શોભે ડાળ પર-પ્યારા ઓ ગુલાબ! કેવી રચના છે ભરી-કેવ ત્હારો આબ?
કેવી કોમળ પાંદડી-પડ પડ પંથરાય. તુંને દેખી સર્વેજન-કેવાં રે હરખાય?
સહવારમાં તું તેઝ મય-પમર સાથ મળકાય, ત્હારા સુગંધ ભાવમાં-મન્દિરો છણકાય!
ડોક નમાવી આપતાં-કરે કેમ સતકાર? રંગ રંગથી રાખતો-ત્હારો તું અવતાર!
પણ તુ જીવે એક દીન-દીયે કાં ઝટ પ્રાણ, બોલો, વ્હાલા સાચથી—કાં રાખો અંજાણ?

**ગુલાબ—વ્હાલી સુંદરી—**

સુંદરી વ્હાલી મુજની-ત્હારી કોમળ ચાલ, ત્હારી સુંદર કાન્તિ-સતવંતો તુજ ખ્યાલ
ચાલે જાણે હંસણી-ડોક વળાવી વાંક, ભવાં નેણને બાણુથી-શોભે ત્હારૂં નાક!
મધુર તુજની આંખથી-થઈ રહયો ભ્રમિત, હું તો સમજુ એમકે-ત્હારૂ મુંજ પર હિત
વળી ગુણના વાજથી મળકે ત્હારો ઠાઠ, ત્હારી સાથે કોણની-તુ રાખે સંગાથ?

**સુંદરી**—હરી અમારો નાથ છે-તેજ અમારી આશ, તેની ભકિત ભાવમાં-ભર્યો છે મુજ સાંસ

કયાંથી આવ્યો તુ ભલા-કયાં જશે આ મિત, ત્હારી સંગત સાથમાં-મળકે મારૂં હિત
**ગુલાબ**—ત્હારો છે તે સુંજનો-બીજો કોણુ છે પાસ, તેનાથી પડ્યો ખરે-જીવ તેનો છે ખાસ
તું પણુ જીગીને વળી—કરશે શો ઉચ્ચાર, ત્હારા જીવન ભાવનો-મુજને દેજે સાર!
**સુંદરી**-સહવારમાં તું જીવતો-આનંદ આપી જાય, સાંજ સમયમાં તું ખરે-કે વો તું કરમાય!
એ માટે તું બોલરે-આવીને કયાં જાય, શુ અવનીમાં જાન દઈ—પર લોકે પંકાય!
દાસી છુ સંસારની—હોત ભરૂ ઘર બાર, પતિ માત ને બંધુને સેવા દઉ સંસાર!
હું તો છું એક પુંતલી—હાડ માસની નાર, હિણી છિણી થઇ રહી—આખર હુ છું ઠાર!
**ગુલાબ**-તું છે સુંદરી પુષ્પ એક-સોદમ દે સંસાર, તું પણુ જીવન ભાવમાં-દેછે હોશ હઝાર
તું પણુ કરશે લોકને-મુર્છિત હર પળ વાર ત્હારા મધરસ પાળવા-માંખી ભમશે બાર.
મધ ચુંસાસે કાલથી-કરી સોંગ હરભાત, કયાં રહેશે રૂપ કાન્તિ થશે દેહનો ઘાટ!
હું કાસદ છું રામનો-તેનો છુ હુ દાસ, કોઇ હસે મુજ સાથમાં-કોઇ રહેછ ઉદાસ!
બે જીવાને બાંધતો—હુ ખુશીમાં જોઉ, પડે કદી ભંગાણુ જો નિરાશીત હું રોઉ!
પરોઢીઆમાં આવતાં આશિષ મ્હારા જાણુ, કેવળ તે શુભ કામથી-સાંજે ખોહવું પ્રાણુ!
આજે પણુ હું જાઉ છુ—મહિલા આ ગુણુદાર, પમરીને સુખ પામજે—આ સંસારી દવાર!
**સુંદરી**-ત્હારા આશિષમાં રહુ-હુ કરીશ તુંજ યાદ,તુંને દેખી મન ઘણું-ઘણું રહે આબાદ
મ્હારી પણુ તું જાણુજે-એક ખરી સહવાર, જીંદગી તેમાં ગાળતી- પાર કરોશ અવતાર!
તે સહવારે જાઇશ હું-પતી તણો સંગાથ, તેમા વર્તણુ સાચવી ભણીશ ભવના પાઠ!
તે સહવારે જોઇશ હુ-પતી તણો સંગાથ, તેમાં ગુણુને ગાઇને- જઈશ હરીના બાર!
સંધ્યા કાલે હુ ચઢીશ-યાદ કરીશ ગુલાબ, કાં તું પમરે એક દીન-મળશે ત્યાંજ જવાબ!
**ગુલાબ**-ત્હારામાં છુંહુજ ભરેલ-આપણુ બન્ને એક, જુદા વર્તણુ કાંટવા-જુદો છે એક ટેક
મોટી મહારી જે બને-તેમાં તું અતવાય-હરી બારણે એકઠાં, મળશું એ સત થાય!

આ ઉપરથી સાર એજ મળે છે કે નઝર સામે એકજ દિવસમાં ગુલાબ કરમાય છે. પોતાના કામ માટે એકજ દિવસ એક જીવન ગાળવા સમાં થઈ, કરમાઈ જતાં પણુ પોતાના સુંગધનો સ્પર્સ સદા કાળ માટે, વ્હાલા જીગરમાં પોવાઇ રહે છે. તેજ પ્રમાણે સુંદરી આ ક્ષણુ-ભંગુર સંસારમાં પોતાનું સૌંદર્ય સિંગારી, સંસારમાં સતી બની, પતિ ભકિતમાં પાવન થઇ, પોતાના રૂડા કામોને કુલો મીસાલની સુંગધમાં સાચવી, પોતાના મ્હા પિતાને અર્પણુ કરી પરમાત્માના દ્વારે ચઢી જાય છે. જીવન, કુલ

કરેતા ભલે સુંદરી વધારે ગાળે, પંરતુ બનેના કામો એકજ રસ છે, જોકે પ્રમાણુમાં વધુ ઓછુ માપ હોય, તોપણુ બન્ને રૂડા કામો માટે જીવી, આ જગતથી ચાલ્યા જાય છે.

નારીને સંસારમાં પોતાના પ્રેમાલ, સત્ય સ્થિતિથી પમડાત કરવો, એજ તેનુ પાત્ર છે, જ્યારે ગુલાબ, હયાં એક દિવસ પ્રગટિ, પોતાની ખુબીથી, આપણુને પાઠ દીય છે, કે, જીવન થોડું પણુ સત ભાવિક ગાળવું.

એ માટે પ્રિય વાંચકો યાદ રાખો, કે, ફુલનો સહવારનો પમડાત અને સાંજનો કરમાટ, આપણુને ચેતવા તક આપે છે, કે, આપણું આ દેહ, ભલે ચલકાટમાં ગણુાય, પણુ તે ચલકાટ, કાર્યમા અને સતનાજ કાર્યમાં રોકાઇ સચવાય, તો ગુલાબ માફક આપણે પણુ જીવનને ગાળી દેહ ત્યાગ કરી, આત્મા સાથે અમ્મર હરીનાથજીના ઘરે રહીશું.

## My Mother !

From cradle to grave who watched me sure,
From vice to virtue, who gave me lure,
From pains to pleasure who gave me cure,
From dirty paths, who made me pure ?
My mother !

From foolish talk, who gave me wisdom,
From starkness wild, who taught me reason,
From childish pranks, who got me seasoned,
From wasteful wants, who showed good vision ?
My mother !

From hate to love, who paved my way,
From vain pursuits, who taught to pray,
From dirty nooks, who fragrance sprayed,
From tumbles rash, who peace arrayed ?
My Mother !

From lowly ends, who took me high,
From woeful grief, who saved my sigh,
From knotty whirls, who did untie,
From barren paths, who snatched me high?

My Mother!

From sleepless night, who gave me rest,
From meanest gait, who showed me zest,
From vicious starts, who hurled my pest,
From dirty tracks, who gave me best?

My Mother!

From dirty boys, who showed me calm,
From restless strife, who spared me harm,
From bruised wounds, who gave me balms,
From serious moods who threw my qualms?

My Mother!

I cannot pay my debt Oh! Mother
For all thy blessings towards me,
I cannot reach thy patience Mother
But shall always feel thy glee.
Thou hast so woven thy love, Oh! Mother
That a dutiful son I wish to be!

Oh My Mother!

અરે માતા! ભલી માતા! ખરી જે વાત માની છે, તે એજ કે હરીની તુ તો જાની છે, નથી તું તેનાથી અંજાણી! પણ કહાણી જોવા જાણુવા જગતમાં તુંને તાણી છે. હુને, ન માને, ન ખ્યાલે, ન પ્યારે પાળે, તે વાત, તે જમાની, પુત્ર પરીવારે કદી ન માની છે? ના, એવુ કશું નથી. તેઓ જાણે છે, છતા અભિમાનીથી, તેઓ, ન માની, નાદાની ભરે છે.

ત્હારો પ્યાર, ત્હારો ભાર, ઓ પ્રેમાળ પુંતલી, મોહન મૂર્તિ, ક્યાં મલે? કોણુથી મલે? ના નહિજ! જો ગઇ છે, તો જગનુ તમામ

સુખ પોણા ભાગે ગયુ છે. ના, માતા, સર્વેના માથા પર સહાય કાયમ રહે! ત્હારો હાથ, ત્હારો સાથ, ત્હારો પ્રેમી સંગાત ગયો કે નાથ, જાણે ખફાજ રહયો! માતા, વ્હાલી માતા, તને મ્હારા પ્રાણ પ્રિયે, પાર ગતી સુધીના આશિષ રહો!

સરીતા! સરીતા—તું સંસારની સુંદરી, કે તું સાગરની સુંદરી? સરીતા, કયાં ધસે છે? શુ ધસીને હસાવે છે કે, ડુબાવે છે? સરીતા, સંસારમાં તું સ્વચ્છ પ્રિતે પળાવશે, કે અપ્રિત ભાવે, સંસારના દુખમાં હસાવશે? સરીતા, વ્હાલી નદી કહુ, કે સંસારની નારી કહુ? સરીતા, જન્મ કાં લીધો? મધુર રસ કાં પીધો? ત્હારા સુખ કાજ, કે બીજાના દુઃખ કાજ? બોલો સરીતા, મુખ ખોલો, અમારા કામને તોલો? જ્યારે ત્હારો ઓળો, તે પણ કેવો હરખ વસાવે છે.

તર્સા ચરંદા પરંદાને, ત્હારાં મીઠા રસથી કેવાં આનંદમય બનાવે છે? સરીતા, તું કેવી રસાલ! કેવી નમતી, ઠરતી, કદમ કદમ આગળ અને આગળ ભરતી! શુ ત્હારી ભરતી, અમને ગુંચવાવવા, યા, કોઇ સ્થાને લઇ જઇ બેસાડવા માટે છે?

સરીતા, ત્હારા કીનારે, મ્હાજ્ઞાનીઓ સ્વામિઓ આવે છે, ત્હારા હેતે, તેઓ કેવા એક ચિતમાં પ્રાર્થના કરે છે! તે ભકતો ખરા હશે કે, સરીતા? સંસારમાં જેઓ ત્હારી જપના કરવા પડયા છે, તેઓ ખરેજ તેમ કરે છે કે, અમસ્થુ?

જ્યાં પણ ત્હારો ફાંટો ધસે છે, ત્યાં તું આગળ વધતીજ ચાલી છે, પરંતુ સંસારમાં કાઇ ફાંટો લેતા, અધીરી તો ન થતી હોય? ઓ જો તેમ હોય તો કેવી વિપત!

દેવતાઓમા તું શ્રેષ્ટ ગણાઇ છે, છતાં, કોઇ વેળા, તોફાનમાં કાં તણાઇ ખરાબી કરે છે? રંકને ડુબાવી દુઃખ ભરે છે! શું એવું કરવું નિર્માન્ય કર્યું છે? તું શું તે જાણીને કરે છે? ખોટુ કદમ ભરે છે! કાં? કે તને ખોટુ કરવામાં આવતા, તુ બચાવ અર્થે, હીણુ, સીર પર ભરે છે? બોલો, સરીતા બોલો!

માતાની મધુરી મમતાનો મ્હાન પ્રિત પાળનાર સરીતા ! બહેનના હેતના ખેતને ખીલવનાર સુંદર સરીતા ! બાપના વ્હાલને વળગી વિણુવતી સરીતા ! પતિના પતને ઉંચ અવતાર બનાવતી સરીતા ત્હારૂં મુંળ આ જગતમાં બહુ છે, પણ તું તો મ્હાબાપના ઘરની પુંતળી છે. શું જગતમાં અમો કાજે તું આવી હશે?—ખરેજ તું વન જીવન બાર છે, જે મ્હારૂં છે તે તુ વન અકારૂં છે. જે ચક્ષુ છે, તે અનેક ભાવ પર પડે છે, પણ ત્હારી હાજરીવીન તે ચક્ષુ ખ્યાલથી ખ્યાલમાં રડે છે.

ભલી સરીતા, તું ગાય છો, બોલાવે ત્યારે કેવી ધસતી જાઓ છો! વિપતમાં વિંટલઇ કેવી જીત અપાવવા તૈયાર છો ! અમૃત આપી, ઝેરના કેહેર કેવા હેડે ઉપાડો છો ! એવીજ અનંત કાળ સુધી રહો ! સરીતા ! સરીતા ! ! સરીતા ! ! !

આ બાબદમા થોડીક લીટીઓનો ઉમેરો નકામો થશે નહિ. " Work of Cowper, by Southey, Part II, page 258." સરીતા કેમ વહે છે, તેનો આનંદ !

"Sweet Stream ! that winds, through yonder glade-Apt emblem of a virtuous maid ! Silent and chaste, she steals along, Far from the word's gay busy throng. With gentle yet prevailing force Intent upon her destined course, Graceful and useful all she does, Blessing, blessed where, ever she goes, Pure bosom'd as that watery glass, And heaven reflected in her face.

આ વિષય ગમે તેટલો વર્ણવીશ, પરંતુ, તે થોડાજ પ્રમાણનો કહેવાય, કારણ કે, નારીના ગુણના તારીફ કરવી, એ પ્રભુનીજ તારીફ ગાવા બરોબર છે. જો જગત પર પ્રભુની પ્રતિમા જોવા કોઇ હોંશ રાખે તો તે પોતાની નેત્રોમાં ડાવાં પુત્રીના પ્રિતમાં, યા ધણિઆણિની અખંડતામાંજ જોઇ વળે.

## દુઃખ શું ? સુખ શ્યામાં ?—કાલીંગડો ત્રીતાલ.

જગે ઝંઝટની ઝંઝીર—મન તન, હરદમ રાખો સ્થિર=
ઘડી જફા છે–ઘડી વફા છે—ઘડી પલત અધીર
ઘડી પળમા શાને શાહાની—ઉલટ ઘડી અમીર,
રે જવાની, બને દિવાની—ફોકટ ગઇ તદબીર=મન

શું જગતમાં દુઃખ છે? શું, કાંઇ સુખ છે? છે, તો કયાં, શામા, શ્યાથી? શું બાળપણુ સુખમાં છે, યા જુવાની? શું વૃદ્ધાવસ્થ હાલત પ્યારી છે, યા યુવાની? શું સંતતી સુખ છે, યા દુખ? જો, જે કાંઇ પ્યારૂં છે, તો તે બચાવવા કોશેશ પ્યારી નથી? જો કોશેશ પ્યારી છે તો બજાવણી સારી નથી? શું જ્ઞાની સારી અને અજ્ઞાની નકારી? ખરૂં શું? ખોટું કયાં? કોણુ કહે? યત્ન, તે ઉંચ સિંગાર છે, જેમાં રૂડો સાર છે, યુવાની, બચપણુ, અને વૃદ્ધા સ્થિતિ, મીઠી બનાવવાની ચાવી છે. કસ અને કસોટી ઉંચ તાવીઝ છે.

જ્યાં જગતમાં ઝંઝટ નથી, ત્યાં કળા કોણુ ઉપજાવતે? પ્રિત કોણુ યાદે લાવતે, યત્ન, પ્રયત્ન કોણુ કરવા ધારતે?

ઝંઝટ છે તો દુઃખ સંગતમાં રંગતનો રંગ દેખાશે. રોશનીમાં બરકત જણુાશે સાગર ઉપર વમળ નથી તો અમલનો જ્ઞાન કયાંથી મલતે? દુઃખ સહન કરવામાં ઉચ મનની નિશાણુ છે. દુઃખ, એક ખડકપર દીવાદાંડી છે, જેથી આપણુને ચોંક થાય છે, આપણુ સાવધ રહીયે છૈ. કોઇ જફાથી દુખી છે, કોઇ વફાથી દુખી છે, કોઇ તેના ઉલટા નફાથી ખફા છે, કોઇ સુખના સફા ગણે છે. મગર **વફા હોવા છતાં જફા પડે તો તે સ્વર્ગ જન્નત અને બહેસ્ત માટેનો નફો છે,** અને તે માટે જફાથી દુઃખ આવે પણુ જીન્નતનો નફો તે પ્રથમનું બેઆણું છે.

જુડાઇ નથી તો મેલાપના સમયની હોશ કોણુ રાખતે? જુડાઇમાં દુઃખ નથી તો સમાગમના સુખના ધીરજ કોણુ શિખવતે, કોણુ ગાતે?

કોણ તેની પરસતીશ કરતે ? આ દુન્યામાં રંગો ઘણા છે, અને તેમાં બીજા આપણાથી વધુ ઓછા કરવામાં આવે તો વળી તેમાં નવોજ આમલો અને માટે તે રંગો સારા હોય, નહી કે કાળા ?

ખુદરત કેવી હતી, નવાં સાંધણોથી નવી થઇ છે, પણ ખરેખર નવાઇ છે કે? આંખ ચલકાટ પર મરે છે, પણ ચલકાટ ખરેખર વધ્યો છે, તેથી આંખ તાજુબ રહે છે, યા ચલકાટ થોડો છે, છતાં તે જોઇ આંખ વધુ માને છે? જો એમજ છે તો ચલકાટ વધવા બદલે ઘટયો છે, કારણ કે આંખથી તેઝ કમી થઇ છે.

અસલની હાલ થયેલી નકલ તે નકલમાં જે શિકલ જારી છે, તે નવી થઇ છે ખરી, પરંતુ અસલ ખરેખરી રહી છે કે ખાલી ખ્યાલી પડ? અસલમાં બરકત કે નકલમાં હરકત થઇ છે? બદલ થઇ છે તો સારા કીજે કે ઉલટા ભાવ કીજે? ના, અદલ અને આદાબ માત્ર બોલવામાં સમાય છે, બદલો આપવા માટે નથી સચવાતી! ઇઝત, માન ફક્ત તકલીદાં છે, ખરા નહિ. ભકિત રસકસ કસોટીમાં નથી, લોકને આંજવા યા મેલા દાવ રાખવા માટે છે. તોલ અને માપ, દ્રવ્યથીજ છે, મયા, શોભા રહી નથી, એ બધુ જાણવા બેસીશું તો ખરેજ ન ધારેલી ઝંઝટ ઘરમાં લાવીશું, અને તેને હાથકડી બનાવવામાં ઉત્તેજન દઇશું. માટે ગમે એવા રંગો ઢંગો સંગો આવે તું ત્હારા મનથી ધીરજ, સબુરીના પાઠો ભણતો રહે તો એ બધા સામેના જંગો આખેર ત્હારી ધીરજની સોટીથી રજ રજ થઈ રહેશે? ખરી ખુશાલીમાં હાલતો, ચાલતો, મળકાતો અને ગાતો રહેશે, જુવાની થોડી છે, મગર રૂડા કામથી ભરપુર કર તે લંબાયલી દેખાશે. બુઢાપો સુખી કરવાજ યુવાનીમાં મજબુત મને ફરજનું કરજ ભરતો રહે, દર્દ થશે નહિ, દુઃખ આવશે નહી, યુવાની જે આવી છે તેજ ત્હારૂ શરીર, મન, અને આત્માને બાંધવા, ઉંચે ચઢાવવા, ત્થા હરીને મલવાનો માર્ગ થઇ રહેશે.

સરજત ફકીર બનાવે કે અમીર, પણ ત્યાંથી આવવાના અને

જવાના રસ્તા સર્વ માટે એકસરખા છે. સારા રસ્તા છે, અવિકાર બોજા પણ છે.

જેવી પસંદગી, તેવીજ બુરી ભલી શરમીંદગી રહેશે.

હરીને ઘરે જવાનો રસ્તો સાદો છે, શ્રમવાળો છે, રસ્તા પર ચાલતા પ્રથમ કાંઇ દીલને ભાવતું આવે નહિ, પણ દમ રાખી શ્રમ લઇ આ સાદો રસ્તો કાપશે, તો જરૂર એકાદ પળમાં જીન્નતના દરવાજે લાગ આવી જાય એ સત્ય વાત છે.

જીગર અને જીકર ત્હારી છે, તો ફીક ઘરથી દુર છે. જીન્નત, ત્હારી સામે ચિતાર ! અને તે ચિતાર કરવા આગમજ ત્હારા મનને ઉસ્તવારીના ઘોડા પર સ્વાર કર કે તને કષ્ટ્ર વગર દફણુ થવાનું છે. માલ વગર મલાલ મેલવવાની છે. ખાલી હાથ સાથે લઇ જતા ત્હારા માટે ત્યાં ખઝાનો જમાવ કરવાનો છે તે કેમ કરશે ? ભક્તિ, બંદગી, પ્રાર્થના ગમે તે કહો ભલે મંદિરમાં, ભલે મસજીદમાં, ભલે દેવળમાં પણ સ્થાન સાથે કામ નથી. સમય કેમ જાય છે, તે માત્ર ખ્યાલ કરો.

સત્ય જો સાથ છે, હાલ હવાલ કાંય થશે ? સીનો જો પાક છે, કીનાનો અંતર જો સાફ છે, ના જવાબ કેમ રહેશે ? છાપ કયાંથી રહેશે ? અદબ આદાબ જીગરમાં છે, તો સામેના જીવમાં બેઇઝ્ઝટ કેમ કરી જોશે ? અંતરથી પેદા કરનારને યાદ કરી તન મન અને આત્મા શાદ છે, આબાદ છે. નિચલી અંગ્રેજી લીટીઓ વાંચો ! તે પર મનન કરો ! સુખ બહાર નથી, સુખ ભિતરમાં છે. સંતોષ, કાંઇ લાવી નહી આપશે, સંતોષ આપણું મનજ અપાવશે. મન સુખનો મહાસાગર છે. તેને સંભાલો નહી તો મન, ભયભીત મોજામાં ફેરવાતું દેખાશે, અને દુઃખમાં રીબાવશે.

**We find Goethe, the great philosopher-poet at Germany, declaring in 1824: "I will say nothing against the course of my existence. But at the bottom it has**

been nothing but pain and burden, and I can affirm that during the whole of my 75 years, I have not had four weeks of genuine well-being. It is but the perpetual rolling of a rock that must be raised up again for ever. (Dr. W. James' The varieties of Religious Experience, page 137.) When empires and brain, turning triumphs do not give us happiness, when the brightest and keenest of intellects fail to impart peace and inward glow to the soul, then where is the Shrine, at which we shall knock for happiness? The Shrine is the human heart, where the Undying and Unborn dwelleth, there it is that the perennial stream of happiness purles forth its ambrosial waters for him who thirsts for the life ever lasting. It is by drinking that water one thirsteth not again for the pleasures of this world, aye, not for a single one that it holds dear.

It is in the Inwardness of life that happiness hides itself unseen and uncared for. Nothing outside of ourselves can bestow it upon us, all that we seek beyond and about our body brings it nearer and nearer to decay and death.

"Aids to nobler life are all within. It is to relieve us from our re-iterated and abortive pursuits after pleasures that the Lord in His infinite mercy and grace gives us a panacea of human woes."



દુન્યાની સુખ મેલવશે નહિ, પણ દુન્યામાં, બીજાના દુઃખને ટાળશે, તેથીજ તું સુખી નિવડશે. દુઃખ વેઠવાનો બદલો, તે સુખમાં ફરશે, દેહમાં શાંતિ થશે, ઉચ્ચ ભ્રાંતિ વધશે અને સુખી કહેવાશે.

## બુનિયાદના બિજ.

શિષ્ય—ગુરૂજી, પ્રેમાંનંદ!

ગુરૂ—કેમ ભલા બેટા મનમોહન!

શિષ્ય—આજે કાંઇ મારે તમારે બહુજ અગત્યનું પુછવું છે.

ગુરૂ—ભલે, જેવી તમારી ઇચ્છા! ગુરૂને માટે એવું એકે કામ આનંદ દાયક નથી કે જેમાં તેના શિષ્યની સેવા ન હોય!

શિષ્ય—શુ ગુરૂજી, તમો અમારી સેવા માટેજ છો?

ગુરૂ—ખરેજ તેમજ છે!

શિષ્ય—ત્યારે, શુ અમે તમારા આભારી ખરાં કે નહિ?

ગુરૂ—જરા પણ નહિ! સામા, મારે તમારો આભાર માનવો જોઇએ!

શિષ્ય—કારણ?

ગુરૂ—કારણ, એટલુજ, કે જગતમા હજી એવા ગુણી શિષ્યો છે, કે, જેઓ ગુરૂ દિક્ષાથી ભલુ જાણવા, અને માનવાના કામને, અગત્યનું માને છે.

શિષ્ય—ઓહો ગુરૂજી, આ તે કેવો ન્યાય?

ગુરૂ—તે ખરોજ ન્યાય છે. જો શિષ્ય હોય નહિ, તો ગુરૂનું બંધારણ કયાંથી? જો સતી નહિ હોય, તો સતની સીમામાં સુંદરતાં કયાંથી? જો મમતા ન હોય, તો માતાની જરૂરજ શી? જો અજ્ઞાન ન હોય, તો જ્ઞાની માટે, અવકાશમા આશ્ય શાનો? જો વીરતા, દુઃખ વેઠવા સિવાય મોજની આશા બાંધી લેશે, તો, હિમ્મતની કિમ્મતજ કયાંથી? જો ન્યાયમાં ધર્મ, અને સાચવત નહિ, તે ઠગારા વંઠેલાનો ભયજ કયાંથી! જો બહાદુરી અને મરદ અવતારની પિછાણ નહિ, તો, બેવકુફ બાયલાઓનુ બેદિલપણુ કયાંથી? ઇત્યાદિ એવી ઘણી વસ્તુ છે, કે જેનો સામ સામી ભાવ મોહક મેલાપનો લાજ્ય દેખાડે છે. કાલાશ જો સાથ નથી, તો રોશનીનો આભાશ કયાં છે? સાચથી જુદાને માર નથી, તો સ્વર્ગની રંગત માટે, દેવતાઓની ભવ્ય વાણી, એક કહાણીજ કહેવાય!

શિષ્ય—ઓહો ગુરૂજી, તમે કેવો ગુહ્ય ભેદ, થોડાંક વાણીમાં સંભલાવ્યો ! જાણે દરેક વાકય રચના ઉપર, તમે તો લખવા યા બોલવા બેશો, તો ખરે કેટલુ અને કેવડું જ્ઞાની અજવાલુ પાડી શકો ! બરેજ, તમારાં જેવાઓની સેવાઓની પિછાણુ ભગવાન ઘર સીવાય કોણુ કરે ?

ગુરૂ—પિછાણુ કરવાની યાદજ રાખવી નહિ !

શિષ્ય—કારણુ ?

ગુરૂ—મનુષ્ય, હરહર સ્થાને, હરહર પળે, જે કરતો જાય છે, તેના નાદો અને અવાઝો તરેહવાર જાતના, હલકા, તથા ઉંચાં રંગના આકારો પોતાને માટે, પોતાની ઓલાદ માટે બાંધતો જાયે છે.

શિષ્ય—શુ એ ખરૂ છે ?

ગુરૂ—તદનજ ખરૂ !

શિષ્ય—ત્યારે, શુ એક મનુષ્યે ખોટુ, નિચ, બેવચની, નિમકહરામી જેવુ કાંઇ કામ કર્યું હોય, તે કરી, તે સજા માહેથી સટકી ગયુ હોય, તો, એમજ થાય કે, તેના બુરાં કામના, બુરાં અને ન જોવા ગમે એવા રંગ રચનાના આકારો બની, તે આકારો, તેને દુઃખજનક થતા હોયજ ને !

ગુરૂ—ખરૂ છે. તેમજ થાય છે, અને, જગત તેથી આજે, અનુભવથી વિંટલાઇ દુઃખમાં રીબતી ચાલી છે.

શિષ્ય—ત્યારે, એમ પણુ થયું કે એક બાપ, યા માતા, ઘણા ભલાં દેખાતાં હોય, કોઇએ તેઓની બુરાઇ જરાપણુ ચાખી, યા અનુભવિ, યા જાહેર જોઇ નહિ હોય, અને, તેઓના કોઇ ભલા દેખાતાં બચ્ચાંથી કાંઇ જાહેરમા ભલુ, અને બાતેનમા બુરૂ કામ કાંઇ થવા પામ્યુ હોય, તો શુ એમ ધારવું, કે, તે બાલકની બુરી વર્તણુકની ચાવી, તેના માબાપના કુકર્મની કાંઇ છુપ્યા રહેલા અંશના પરિણામે હતી ?

ગુરૂ—બેશક ! બેશક ! સર્વેની આંખ એક સરખી નથી. દાખલા તરીકે, એક ઝવાહિર પારખતો સાચ્ચો પ્રમાણિક ઝવેરી, જ્યારે હીરા

ચા માણેક જોય છે, ત્યારે તે આપણુ જેમ જોઇએ છીયે, તેમ, સાદી આંખથી જોય છે, છતાં તે પારખનાર અને હીરા પિછાણનાર હોય છે. જે હીરાના આપણે બે દોઢીઆ આપવા આંચકી લઇશુ, તેની તે હઝારો રૂપીઆની કિમતની આંકણી કરે છે, તે ઉપરથી એજ હાલત જાણવી કે, તેની ભિતરની આંખ જુદીજ હોય છે. તે આંખ કેલવાયલી હોઇ શકવાથી, તે ઝવેરાત પારખી શકે છે, ગણત્રી કરી શકે છે. તેજ પ્રમાણે, કોઇ સત્યવાન આગળ કોઈ ગમે એવો જાય છે, પણ તેના બહારના સ્વરૂપમા, તેની ખાસીયત, તેને જોતાંજ પિછાણે છે.

શિષ્ય—ત્યારે શું એક માબાપની બુરી ખાસીયત, જન્મો જન્મ ચાલતી હશે?

ગુરૂ—એમા પુંછવુ શું? જ્યારે આદમ અને હવ પહેલાંજ દાવમા, સ્વાર્થ માટે, મથ્યા અને હાર્યા, અને પછીનો દાવ મંડાયો, ત્યારથી જગતમાંથી તે નષ્ટ થયો નથી.

શિષ્ય—પણ ત્યારે, આવો ચાલ, આવતાં જમનાઓ સુધી ચાલશે?

ગુરૂ—જો, હાલની રહેણી કરણી, એમજ ચાલી તો!

શિષ્ય—ત્યારે જે માબાપોની રહેણી કરણી બદલાતી હોય, ત્યાં શુ, આ ગુણ ઓછો થઇ શકે?

ગુરૂ—જરૂરજ થઇ શકે!

શિષ્ય—તે કેમ?

ગુરૂ—ભકિત! પ્રેમ! વિશ્વાસ! બિનસ્વાર્થ સેવા! પરમાર્થ! સચ્ચાઇ! એ બધાથી પ્રાણ, અને મનની મતીમા ફેરફાર થઇ શકે છે.

શિષ્ય—શુ, મતી બદલાશે?

ગુરૂ—જરૂર! જરૂર! તેમ ના હોય, તો અંતે, હરીનાથની જીત કેમ થાય? દુન્યા માહેથી બુરાઇનું જોર કેમ કમી થાય? એવફેરફા ગ્રાનીમાં કયારે ફેરવાશે!

શિષ્ય—પણ એમ તો હુ ઘણાકોને રોજ ભકિત કરતો જોઉછું, પણ ત્યાંએ કાઇ થતુ નથી.

ગુરૂ—કારણ જાણવું સહેલ છે

શિષ્ય—એટલું બધું સહેલ છે, કે જે કોઇ જાણી શકે ?

ગુરૂ—જાણવુ એક છે, પિછાણી લેવું બીજુ છે !

શિષ્ય—મને સમજાવશો ?

ગુરૂ—જે ભક્તિ તમે જોઇ વળ્યા છો, તે પોતાના પ્રપંચોને દાબી રાખવાની કળા છે. જે કોઇ પુન્ય પ્રભાવના દેખાતા જાહેર કામ કરી રહયા છે, તે ઠગારો થાટ છે. ભોલ્યાઓને ભમાવવાની ચાવી છે. તદબીરની તાવીઝ છે. જાહેરમાં ભક્તિનો પોલો ઝુસ્સો દેખાડવાનો ઢોંગ છે. નામદારી મેલવવામા માન મનાય, પછે ભલેને ગમે એવું કર્તુક કર્યુંજ હોય ને !

શિષ્ય—ત્યારે તો એમ થાય છે, હાલમા જે જગત હલી મલી રહી છે, જેમા આપણે અસહય દુઃખો થતા સાંભલતા રહયાં છીયે, તેમાં વધારોજ થવાનો !

ગુરૂ—અને, તેમજ થશે. ધુતારો થાટ વધ્યોજ છે.

શિષ્ય—માટે ત્યારે તે કાળ કેવો કંગાળ આવશે !

ગુરૂ—તે માટે ચિંતા નહિ રાખશો !

શિષ્ય—ત્યારે શુ કરવુ જોઇએ ?

ગુરૂ—તમારે, તમારા કામમાં યશવંત અને જશવંત ભાગ ભજવવાનોજ ચાલુ પ્રયત્ન કરવો જોઇએ. ભલે કોઇ બુરાં કામ કરતો હોય, તેની ફાળ માટે આપણને શી ? આપણે આપણો માર્ગ સિધ્ધો રાખવો.

શિષ્ય—તેમા શુ વલ્લે ?

ગુરૂ—ઘણાએ ફળ થશે !

શિષ્ય—કેમ તે સંભલાવશો ?

ગુરૂ—ઘણાજ ખુશી સાથે.

શિષ્ય—ઓહો ગુરૂજી પ્રેમાનંદ, તમે કેવા ભલા ? કેવા આતુર !

ગુરૂ—લ્યો સાભલો ! એક નાનુ સ્થાન, તમે કલ્પી રાખો, તેમા, લાખો જીવડાઓ પોતાનો વ્યહવાર ચલાવતો કારોબાર ખ્યાલો, ત્યાં બધાએ ઉલટા ભાવે ચાલનારાઓ સમજી લ્યો.

શિષ્ય—ઉલટા ભાવે ચાલનારાઓ કોણ કહેવાય ?

ગુરૂ—જેઓ બહારથી ભક્તિ, અને ભિતરથી પ્રપંચિ દાવ રમ્યા જાય છે, તે સઘળાઓ !

શિષ્ય—હવે શુ સમજ્યો !

ગુરૂ—ઠીક ! ઉપલા વર્ણવેલા જીવડાઓમા, એક ભકત, પોતાના શરીરનુ રકત રેડી હરીનાથના સ્મરણમા, મન ગુંઠાવી રહયો છે, તેવા એટને ખ્યાલમાં લાવશો કે તરતજ સહેલુ થશે.

શિષ્ય—શું થશે ?

ગુરૂ—તે આ ! કે હરીનાથ, પોતાનાં જીવો માહેલા, પેલા લાખો સ્વાર્થી કીડાઓને ઝાંખી જોશેજ નહિ, કારણકે તે કીડાઓ તેના સુર્ય દેવતાના કિરણોના તાપથી આખર, સબડી બદલાતા રહેશે, પણ પેલો એક તેના હરીનાથના ભાનને યાદ કરતો રહયો છે, તેના કામથી હરી એવો ખુશી છે, કે તેનામાં, તે એક નહિ, પણ અનેકનો ખ્યાલ ધરી, મધન રહે છે.

શિષ્ય—ત્યારે તો એમ કદાપી હું માની લઇશ, કે આ અવની ઉપર, એવાં ભલા જીવો ખરેજ ઘણાજ થોડાજ હશે !

ગુરૂ—અને તેમજ છે !

શિષ્ય—ત્યારે, તેવાં જીવોને, હયા, જીવાડવાની હરીની શી મરજી !

ગુરૂ—તેવાઓ જીવતા છે, કારણકે તેઓની બળવાન ભકિતની શકિતથી બાકીનાઓને સુધરવાનો યશ રહેશે.

શિષ્ય—ત્યારે શું, આ જગત સ્વર્ગ થશે ?

ગુરૂ—સ્વર્ગ હતુ, અને છેજ !

શિષ્ય—ત્યારે આમ કેમ ?

ગુરૂ—કારણકે જેઓ રસ્તો ભુલ્યા છે, તેઓને એમ દેખાય છે.

શિસ્ય—કેમ ?

ગુરૂ—જે બીજા માટે કરવાનુ હતુ, તે પોતાને માટે કરે છે. દ્રવ્ય હોય છે, પણ રજનુ રજ, રંકને તુછકારથી આપે છે. શરીરે યુવાન,

તથા તરૂણુ હોય છે, છતાં રથમાં હાંકે છે, જ્યારે પાંગલાઓને વાટે દેખતાં, રથમાં લેવાની બીક પણુ નથી રાખતા. ઘરે મિષ્ટાણુ હોય છે, છતાં કંગાળ ને સાદો રોટલો, પણ જરા વધારે પ્રમાણે ખાતાં દેખતા અદેખાઇની ખાહીમા આગ જુએ છે.

શિષ્ય—એ શાથી હશે?

ગુરૂ—માબાપની તુંડીનો પવન!

શિષ્ય—પણુ તે માબાપો, તેવો પવન રાખી, સુંદર થાટમાં તો ફરે છે, ભોજન સારૂ જમે છે, ત્યારે, તેઓને શિક્ષા કેમ નથી નથી?

ગુરૂ—હરીનાથનો ભેદ કોણુ ખાલી શકે?

શિષ્ય—પણુ પેલાંઓ સુખી તો ખરાં ને?

ગુરૂજી—ના નહિજ!

શિષ્ય—ત્યારે શું?

ગુરૂજી—એક ખોટો ચળકાટ છે!

શિષ્ય—ખરો અને ખોટો ચળકાટ તે કેમ જાણવો ગુરૂજી?

ગુરૂજી—ખરો ચળકાટ સિધ્ધો આવે છે, જેમકે, સુર્ય દેવતાની સામે ઉભા રહો અને આરસો ધરો, તો તેના કિરણો એક આરસા ઉપર પડે છે. તે સિધ્ધા કહેવાય, પણ આરસા ઉપર કિરણો પડતા, ત્યા અતિ ચળકાટ થઇ રહે છે. તે ચળકાટ બીજે ઠેકાણે પણુ પડતો તમને દેખાશે, તે ચળકાતને અંગ્રેજીમા mirage, યાને ભ્રમણા ગણે છે.

શિષ્ય—ઓ ગુરૂજી, હવે હુ સમજ્યો છુ. તમારૂ કહેવું એવુ છે કે ઘણી વેળા માબાપની કીર્તિ, અને પૈસા પર, બચ્ચા ઉકમાઇ લઇ મગરૂર બને છે, પણુ પોતાની આપ કમાઇની વડાઇ તેઓમા હોતીજ નથી.

ગુરૂજી—તમે બરોબર સમજી રહયા છો, જેમકે ગુરૂના ચરણે બેઠા, એટલેજ કાઇ જ્ઞાની પ્રગટિ રહેતી નથી, પણુ તેના સાથે શ્રમ લેવાથીજ, આગળ વધાય છે.

શિષ્ય—ધન્ય ગુરૂજી, હુ બહુજ ખુશી થયો છુ, મારા સાદા રોટલામાં, ખરેખર હુ મને ઘણો સુખી ગણું છુ. પરંતુ હુ એમ સવાલ કરીશ કે સ્વર્ગ એ શુ છે? કયાં છે? કોઇએ દેખાડયુ છે?

ગુરૂજી—સ્વર્ગ એક ઉત્તમ ખ્યાલ છે. લોક તેને આકારમાં મેલે તો એક સુંદર બાગ જેવું ગણે. પરંતુ, તેવું ભલે મનાય, તેની તોલના થશે. પણ મને જે દીક્ષાથી ઉપદેશ મલ્યો છે, તે આ કે આપણા મનની શાંત સ્થિતિ! મનના જેવુ શાંત સ્થિતિનુ સુખ એકે ના કહેવાય! આપણે હમેશ સાદાઇથી રહીયે, કોણનુ પણ પચાવી ન ખાઇએ, ઉદ્યોગથી સાદો રોટલો મેલવી, સાદાઇમા જમી, આપણા પેદા કરનારને યાદ કરીયે, પાર પડોસમાં સેવા કરી, તેઓના દુખમા ભાગ લઇ રહીયે, એ પ્રથમ પગઠીયે મોટુ સુખ અને સ્વર્ગ જેવું સુખ કહેવાય!

શિષ્ય—ત્યારે રાજાઓ, તથા શ્રીમંતો સુખી નથી? કહે છે કે "Unhappy sleeps the head who wears the crown." એ શું ખરૂ

ગુરૂજી—જ્યાં સુધી, તેઓ રૈયતના ભલાં માટે, ન્યાયની રચના માટે, ગરીબના ઉદ્યોગ માટે જે રાજાઓ નથી કરતા, ત્યાં સુધી, તેઓનું સુખ, ક્ષણભંગુર, અથવા પળમાં ભાંગી જાય એવુજ રહેશે. જ્યારે બાગ, અને સુંદર બગીચાને લોક સ્વર્ગ જેવુ માને છે, ત્યાં એવું બંધારણ રહેવું જોઇએ, કે તે બાગની સજાવત, અને સિંગાર સર્વે માટે એક સરખો રાખવામાં આવે. મુખ્ય જરૂર તો નબળાઓને બચાવવાનો છે, તેઓની શકિત સુધારવાનો છે. તેઓને આશ્રમ આપી સુખી શહેરીઓ, સમાજના શોભાવનારા શહેરીઓ બનાવવાનો છે. તે જો નથી, તો શ્રીમંતાઇ એક શ્રાપ છે, જેમા જેઓ તુંડીથી એકલપેટાઇ સાચવે છે, તેમા પાપીષ્ટ બનવા પોતાની જાતીજ બનાવી દે છે. એવો સ્વાર્થી નિભાવ કરવામાંજ ઉપલી કહેવત કદાપિ મનાય!

શિષ્ય—ભલા ગુરૂજી, તમારા જ્ઞાનથી આજે ઘણું શિખ્યો છું.

ગુરૂજી—પણ એટા અમલમા નહિ મેલશે ત્યાં સુધી એ સાંભળેલું, સુખને બદલે દુખમા ફેરવાશે, કારણકે જ્યાં સુધી, એક અભણ અને અજાણુ છે, ત્યાં સુધી તેના કરેલા પ્રપંચો, થોડી સજાને પાત્ર થાય, પણ જ્યાં

પોતાની સારી જ્ઞાની હોવા છતા, પ્રપંચ રમી સટકી જાય તેને પાછળ ઘણો ભારે સંતાપ આવશે. આજે ઠાપ આપી સટકી ગયેલાઓ એમ સમજે છે કે તેઓ સહેલાઈથી છુટયાં! પણ ના, ત્યાં સંતાપ ઉભોજ છે.

શિષ્ય—અને તે સંતાપ?

ગુરૂજી—તેમા, કદાપી શરીરનો રોગ આવે, યા તો મન શક્તિ મંદ પડી, ગાંડો ભાવ પ્રકાશે–ગાંડા માણસોના કોઇએક પ્રમાણ નથી. તેમા એક ભાગ એવો છે, જેને criminal instinct યાને, જન્મથી કાળ કરતવ્ય કરવાનો ગુણ હોય છે, તેવાઓથી બીજા ઘણાઓને હરી બચાવે, એવી મારી પ્રાર્થના હરી ફલવે, હાલતો એજ!

શિષ્ય—ગુરૂજી, પ્રેમાનંદ, આજે તમારો ઘણો વખત રોકયો. હવે બીજી વાર આપણે એવાંજ કોઇ ઉપદેશીક પાઠો ઉપર વિવાદ ચલાવીશુ.

ગુરૂજી—તથાસ્તુ--ઇશ્વર સર્વેનું કલ્યાણ કરો! પણ પેલી વાત યાદ રાખશો.

શિષ્ય—શુ ગુરૂજી?

ગુરૂજી—તે એજ કે.

રાજા હોય જે રાજ્યનો—તેનો ન્યાય છે ધર્મ
જો ધર્મ જાણે નહિ—ત્યાં નહિ માનવ મર્મ
ફરજ રાજાને ખરી—ફરી ફરી કર યાદ
રૈયતના તે કાજમાં—કરશે કામ જે શાદ
તે રક્ષક અનાથનો—બન્યો હરથી નાથ
જતન રૈયતની કરે—ફરી ધરે સંગાત!

શિષ્ય—ખરૂ છે ગુરૂજી, ઉપલા વિચાર પ્રમાણે ચાલનારો તેજ રાજા, નહિ તો થાટ માથમાં સજેલુ, પ્રાણીજ કહેવાય.

ગુરૂજી--આ બીજુ સાંભળો!

કદી દેખશો કોઇ જીવે બુરાઇ–મળે છે સડેલુંજ તે મૂળ બાઇ.
કદી જોવ સંતાન બુરા ચેપમાં જો–મળે છે અરે બાલ કુંવસમાં જો.

અરામી પહેલાં બને છેજ હોંશે-ધરે છે અરે બાઅડાં પાપ દોષે.
દુરાચાર કર્તાં કરે છે હરામી-બરે બાબડાં પાપની આ સલામી
અરે પ્રેમ રાખો તમો કુશ કાજે-ભરો ના અરે મુગ તે ઢુલ સાજે !

(In the Book—" The Eternal Pilgrim and the Voice Divine" by Dr. J. J. S. Taraporewalla ,F. T. S., the gentle readers will notice the following in page 400).

" For instance, in verse 35 of Adhyaya the Third, we are told—'Better death in the discharge of one's own duty,' while in the concluding chapter of verse 66, we are enjoined to abondon all duties for seeking asylum under the Great God. To the spiritual mind these two verses may seem to clash with each other, but the student of human evolution knows too well that a law of life, however binding at a certain stage of his intellect, is comparatively of small significance when the higher development is reached. Verily the rattle and doll of infancy will be the sure emblems of idiocy in manhood. He who addicts himself to one rule and one theory, without accommodating himself to changes to suit his progressive ideals will be always a so-called virtuous man but never a master of human life.

જેમ એક માણુસ ઉમરાવી કામમા ઉમરાવ છે, ઉમદા નામથી ઉમરાપણું સાબેત કરવા કરતા ઉમરાવી, ઉમરાવી, અને ઉમદા કામ કરી ઉમરાવ કહેવાશો, તે ઘણો દીપકતો આનંદ થશે.

એક માણુસ પોતાના ધર્મના રીવાઝો મુજબ ક્રિયાના કામથી વર્તણુ કરે, તો તે ધર્મી ભલે કહેવાય, પણુ ક્રિયાના કામો કરવા ઉપરાંત, તે જગત સેવા, અને જન સેવા કરે, તો તે મહાધર્મી કહેવાય જેમકે—

" અમીરી કામથી શોભે-ખમીરની ખાણુથી શોભે
ઇઝત ને માનથી શોભે-નહિ કે કુળથીજ શોભે ?

ભલે કુળે અમીર હો તો-ભલે પૈસે અમીર હો તો
અમીરી છે અરેસ્યો માલ-અગર જો ના ખમિર હોતો!
દમામે પુર અમીર ના જો-દરજજે માલ અમીર ના જો
હકુમત હાલ અમીર ના જો-કરણીમાં કામ ખમીરી જો!"

આ બધા ગુણો જે દેખાડે, તેજ બુનિયાદને શોભાવે, ના તે નહિજ, ગમે એવા ચકિત હિરા પણ ખોટા ને ખોટાંજ રહેવાના. મનુષ્ય પોતાના કામથી, જ્ઞાનથી, ડહાપણથી પોતાની કમિની સ્થિતિ, ઉચ્ચ મતિમા ફેરવી શકે; પણ અફસોસ, અને અમિરી ખાનદાની ખ્વાસના ખપતા પાપુડાઓ; કેવાં નિંચ કામે, કેવા ધોતા અને ભોલ્યાઓને બનાવી રૂપાળા થાટમાં ભટકતાં પડયા છે. ચેત! વ્હાલા શિષ્ય ચેત! એવા ધોળા થાટ પર અંજાઇ નહિ જશે.

સાંભલ શિષ્ય—આ વિષય બંધ થાય તે આગમજ પૈસો શું કામ આવે છે—

આ અવનીના દૈવતમાં છે-પૈસો મોટો માલી
પૈસા સાથે કનિષ્ટ જીવો-પાડે મોજે તાલી!
રૂપમાં ખોટું-માને ખોટું-ધરમ ભાનમાં ખોટું
મલ્લે હોય તો જન્મે ખોટું-ધન આંકે છે મોટું!
છંડ કપટના દાવો ખેલી-ધરશે ખોટી બાજી
વળી દાવ હોય મેલાં તેના-ધનથી રાખે રાજી—

એક ગરીબ અથવા અજ્ઞાની કોઇને બનાવી દેતો ધુળ વાલી, પરંતુ જ્ઞાની, અને સાથે દ્રવ્યવાન સ્થિતિ, તે સાથે હરપળ ભણુતરમાં ધ્યાન, તે પેલાં અજ્ઞાન કરતા, પણ અંધાપાના કામ કરી, મૂસતાકના આણુ ચલાવે, એ પાપ તેના કપાળે ચોટેળ, કેમ કરી બુનિયાદથી દબશે, કે જ્યાં સુધી તેના ખોટાં કામની સુધારણા યા માફ નથી મેલવી!

---

## મુળ અક્ષરો પર મનન સંગ્રહ.

ક—કરણી તે ભ્રમના દરવાજાની ચાવી છે. દરવાજો ઉઘાડવો એ કરણી પર આધાર રાખે છે. જે ચાવી ભલાઇની છે. અને સદાયું ચલકતી છે (કર એવું કામ જેમા રામ કેમ નહિ હોય ?)

ખ—ખરૂ બોલવામાંજ બ્રમાંડનું દળીદ્ર ટળી જાય ત્યાં સુધી કશોએ છુટકોજ નથી. (ખરૂ તે, કે જેમા હરીનો જય.)

ગ—ગયું તે કાંઇ મળશે નહિ. ગયો કાળ કેમ હાથ આવે, પણ કાળ જાય તે આગમજ વીચારીને ચાલ કંઇ પણ સદાનુ જાય, તે અગાઉ એવું કર, કે મનને ખિન્નતા નહિ આવે !

ઘ—ઘડો જે ખાલી તે છળકાય છે, એવું જાણવા છતાં મૂર્ખાઓનો કાંઈ પાર છે ? (આ દુન્યા, માથા પર ઘડા સમાન છે—સંભાલો ઠીક, નહિ તો અંગ છંટાશે).

ચ—ચકલાનો ઉદ્યોગ જુઓ, પ્રભાતમા તેની દોડધામ તો જુઓ. કેવી ચપલ, કેવી ઉમંગી ! ચકલી માફક ઉદ્યોગ કરે તે કાંઈજ નહી, પણ આળસમા રોટલો ખાવા માગે તેનો કેવો હાલ ?

છ—છત્ર ધરનારને, હમેશ મહા પુન્ય છે. બીજાને તડકામાં દેખી છાયો કરવો, એ ઉંચ મતિનુ પ્રાગલ્યજ કહેવાય (છત્ર ધરનાર, તે કાંઇજ નહિ, પણ રંકનુ પાળણ કરનાર કહેવાય !)

જ—જશની આશમા કામ કરતો ના ! કામને કામ કીજે પુરતો થા. કામ પુર્ણુ કરવાની કોશશ મનુષ્યની છે—જશ મેલવવા થોભવાથી કાંઇ માલ નથી. તે તો હરીથીજ આવનાર હશે તો આવશેજ (કામને પરીપુર્ણુ કરવુ, એજ આપણો જશ.)

ઝ—ઝરની લાલચ, હમેશ ખુશામદમાં નામ નોધાવશે. શુ હાથ પગો આપ્યા છે તે વડે કામ કરી રોટલો ખાવાને બદલે મુખથી શીફારસ કરી દાન મેલવવા હોશ ધારે છે ? એમજ હોય તો

ઉંચ પ્રકૃતિનુ માણુસ નહિ કહેવાશે—એક કવિ રૈનક લખે છે કે—"ઝરકી લાલચ સે ખુશામત, જો નફર બેહદ કરે—ઐસે બંદે પર સદા સાહેબકી લ્યાનત ચાહીયે."

ઝ—ઝંઝાલ એક ચિંગારી છે, જેમ તે પાસે જો ઘાસની ગંજીઓ હોય તો શો હાલ થાય? તે સમજી લે! ઝંઝાલ મોઢાની સુરખી તાવશે, દુઃખની વાવણી કરશે, ઝંઝાલ કંગાળ બનાવશે, તેની ચુંગાલ લોખંડના ચણા ચવડાવશે, માટે તેથી દુર થા!

ટ—ટકોરો મારવો એવો કે, તેજી ને સેજમા સુધ્ધી આવી ચઢે. ટક ટક કરવા કરતા, આંખના પ્રકણથી બજાવી લેવુ ઘણુ સોભાગ્ય છે.

ઠ—ઠરેલ માણુસ તે કહેવાય, કે, જેને ઘણા ભલા બુરાં અનુભવો જીત્યા હોય! જેમકે પવન સમે વ્હાણને કેમ હંકારવામાં આવે છે! પવન સામે જાય, અને જવુ પડે તો મામલો કેવો બને?

ડ—ડર એવો ખ્યાલ છે, કે જીંદગી રદ કરશે. ડરવુ ઈનસાનને શોભતુ હોય તો આગળ લાભ નહિ થશે. (ડરવુ અને પાછળ રહી દળદેસરીમાં સરવા જેવુ દળીદરપણું છે.)

ઢ—ઢમ ઢોલ અને માહે પોળ એ કાંઈ જીવણને સુખ આપે?

ણુ—આ અક્ષરમા કેવી ખુબી સમાયલી છે, એને કોઇની ગરજ નહિ છતાં, એના વગર તો ગુજરાતી ભાષામા રણ પડે.

ત—તરત દાન મ્હા પુન્ય-આ કહેવત બહુજ પ્યારી છે સારો વિચાર મનમા આવતા, તેને **તરત સાથે** વાપડવો, કે કાર્યમાં અંકાય, અંકાય. વીલંબ થયો કે ગઇ વાત!

થ—થમણી વગર વેપાર કરવો, એ વ્યાજ ખાઉને ઘરમાં ઘાલી સાતરે સાત કરવા જેવું છે.

દ—દયા કરવી એ એક મોટો ધર્મ છે. ન્યાય જે સૌથી બળવાન હથિયાર છે તેને પણ દયાને સાથે રાખી છે. દયાથીજ મ્હા દયાળો દીનાનાથ કહેવાય છે.

**ધ**—ધનનો સંગ્રહ કરનાર ખરેજ મજુર કરતા પણ હલકો છે. ધનને રૂડી રીતે વાપડી જાણનાર સમાજનો પ્યારો છે, પણ પુન્ય દાનથી બીજાઓને આશ્રમ આપનાર તે પ્રભુનો પ્યારો છે.

**ન**—ન ને હા નો વિરોધ છે. એક તો પુર્વે તો બીજો પશ્ચિમે ઉભો છે. કહો કોણ સાથે મેલાવશે?

**પ**—પડે તે પજરે--માટે ઓસતવાર રહેવા સદા હુશિયાર રહે.

**ફ**—ફળ બે જાતના હોય છે, સારા તથા નરસાં. પહેલા બનાવી હરીને હરખાવ; બીજાની સગાઇ કરાવી શયેતાનનો શાગેદ થવા, અમો નહિ માનતા કે વાંચનાર તુને તેમ પસંદ હોય!

**બ**—બકબક કરવા કરતા કામથી નામ કરવુ. ખાલી ખ્યાલી પટપટારાથી શા માટે હિણો થવા ખુશી થાય છે?

**ભ**—ભરમ રાખવો, એમાં શરમ, કરમ, અને ધરમ સમાય છે. જેનો ઉંડો મર્મ, વખતે વહેંચાય છે-ભરમ જાણી તેનો ફોડવો, એ નિચ ખવાસની આશ છે.

**મ**—મતિ મનુષ્યને જતી, સતી, મતી બનાવે છે.

**ય**—યજમાન તે કહેવાય, કે ઘરે આવતાં દરેક પર આવકારનો અમલ રાખે, ન્યાયથી વર્તે.

**ર**—રવિ આગળ એક કવિ ગયો કહેવાય છે. એ મ્હાબલ સેતારો છે. એની ઉપર જગતનો મોટો આધાર છે.

**લ**—લલિતના લલકાર કોણે નહિ ભાવે? પશુ અને પ્રાણીઓ પણ કૃષ્ણની વાંસલીના મધુર અવાજ પર મોહિત થયેલાં હતાં.

**વ**—વસ્ત્રોથી નગ્નના શરિર ધાંકવા જેવુ એકે પુન્ય ઓછુ ન કહેવાય. કોઇને પણ ઉઘાડો પાડવા કરતા લાજ ધાંકવા જવી ઉંચ મતિ એકે અંકાતી નથી. બીજામાં ઓછાપણુ છે, ખુલ્લુ પાડવા કરતા આપણામા શુ કમતિ છે, તેની આંકણી બહુ સારૂ પરિણામ લાવશે.

**સ**—સત જેવુ શુખ ક્યાં? સત જેવુ પત ક્યાં? સત જેવી શોભા ક્યાં? સત થકીજ સંત, સતથીજ પરમેશ્વર.

શ—શત્રુને ધીરજથી સાંભલજો, એક જ્ઞાનની મતા છે. તે શત્રુ છે, માટે તેને દુખી કરવે એ ઇનસાન નહી પણ ઢોર જેવો ખ્વાસ કહેવાય.

શ્ર—શ્રધ્ધા જ્યાં નહિ, ત્યાં કશુ નહિ.

હ—હરખથી ખુશી થવું, એ સ્વભાવિક છે, પણ તેથી હર્ષ ઘેલા થવુ નકામુ છે.

લ—લલીતનો લલકાર, કુલ જગતને સંતોષ આપે છે; પરંતુ કેટલીવાર એવા મેલા માણસો હોય છે કે લલીતનો લલકાર સાંભલતા કુચવાય છે.

ળ—આ અક્ષર પણ "ણ" જેવો છે.

ક્ષ—ક્ષમા દેવી, એ ઉંચો અવતાર છે, ઉંચા ધર્માર્થ છે.

## કોણ કહે છે કે ૧૩ નો આંક તોફાન લાવે છે?

કોણ કહે છે કે તેરનો આંક તોફાન છે? હયા તેર વિચારો આવ્યા છે. જો તમે સંગ્રહ કરો, અને તેથી દુઃખ આવે તો ખરેખર તમારી અજ્ઞાનતાજ માનજો!

૧—શરીર ભલે પાલજો, પણ ગનને પાળી ઉંચી ભક્તિ કરજો. ૨—પવિત્રાઇ, અને ભલા ખવાસના મનુષ્યમાં, ખુદાઇ નુર ઘણા જોશથી ચલકે છે. ૩—દરેક વસ્તુઓ પર તમે હમેશ મયાની નઝર નાખશો યાને તિરસ્કારથી દુર રહેજો. ૪-નિરાશાને આશાથી પાળો. ૫-સદા નિભે તેવુ ચાહો ત્યારે તે શુ? હરીની મરજી. ૬—એકાગ્રચિત્તની ભક્તિ ઘણી મોટી શક્તિ લાવશે. ૭—સદાચરણ અને પવિત્ર પ્યાર ડહાપણ લાવી આપશે. ૮—થોડુ બોલવું, ઘણું સાંભલવુ, તે શાંતિને મેલવી આપવા મદદગાર થશે. ૯—જીંદગી કેવી ભોગવો છો, તે પર આંકણી રાખો. કેવી જોગવવી જોઇએ તેનો ખ્યાલ પછી. ૧૦—સ્વાર્થને ભુલ્યે તો સ્વામિની સેવા સંપાદન કરીશુ. ૧૧-હૈડાને નિત્ય ઉંચ હોંશમા ચલાવ તે માહેથી જીંદગીમાં ઘણી સંતતી પ્રાપ્ત કરવા પ્રાબલ્ય થશે. ૧૨—શ્રધ્ધા હોય તોજ સવાલ કરવો અને શાંતિથી દરેક માટે થોભવું. ૧૩—ત્હારૂ શરીર કેમ તણાય છે તે માટે આંખો સાવધાન રાખ.

## લગ્ન.

લગ્ન એક એવો ઉત્તમ ચિતાર છે, મ્હત્વનો ખ્યાલ છે, કે ઇનસાનના કાયદાના બંધારણથી, એકજ નર, એકજ નારી ને હમેશની પત્નિ ગણી તેણીની સાથે વરે જેથી સંસાર સમાજમાં રૂડા ભાવો, રૂડાં સુખો ઉત્પન્ન કરી જગતમાં સુખનો વસીલો થઈ રહે દુન્યાંનાં કામને, મનુષ્યે જીવનથી ઘણું કામ છે, તેટલા માટે લગ્ન, એક સંસારને નિભાવવા યોગ્ય ચાવી યોગ્ય સાધન છે, એવા બંધારણ ન કર્યાં હોત તો, આજે મન ભાવના પ્રમાણે શું અને શું નહિ થતે ?

જ્યાં એ બંધારણમાં માન નથી, ત્યાં લગ્ન સિવા જે મામલો થઇ રહયો છે, તેમાં ઘણે ભાગે બેતાલ ભાવ પુર જોશમાં પ્રગટિ રહયો છે.

પણ આ લગ્ન ને કેમ, કેવા, અને, શ્યા વિચારે જોડાવવ જોઇએ. તે ઉપર સમાજે જેવું જોઈએ તેવું લક્ષ આપ્યું નથી.

લગ્નમાં સર્વ એવું ચાહે છે કે, તેમાં સંસાર સિંગારનો સાથ છે. ભલે તેમ હોય, પણ લગ્નના સગનમાં પ્રિત, ઉંચ પ્રિતનો ખાસ હેતુ હોવો જોઇએ. શું લગ્નમાં ઉંચો સગન મનાય, પણ પ્રિત ન હોય, એ માહા વિઘ્ન નહિ કે ? શું લગ્ન કરવા આગમચ, બે જીવો વચ્ચે હમેશ એખલાશ, હાવભાવ રહેશે કે નહિ. તેની સંભાળ આસપાસનાઓ લીયે કે નહિ ? તેઓની તેમ કરવાની ધર્મ ફરજ છે, જે ફરજની ગરજ પાળવી, એ આપણા જીવનરૂપનું ભારે કરજ ભરપે કર્યું, એવો ભાવ ઠરશે.

બીજી સગવડોને સાંધવા, શું દ્રવ્ય, યા મતલબ, એ શું લગ્નની ઉત્તમ લાગણી સાચવવા માટેની રાગણી છે કે ? ઘણી વેળા બચ્ચાંઓના મનના વિચાર જાણવા વગર એવા લગ્નના સાટાં બંધાય છે, પણ સાટાંને બાધવા પછીના સંકટના કાંટાની ત્યાં પથારી થશે, નઠારી અસર તેઓના ભવમાં આવશે, તેની કદર કરવાની કાળજી, ચાર દિવસની

દિવાળી ઉજવવાની ગોહકાણુમાં, લાલજીઓ તૈયાર થયા છે, તેઓને શું ફળ મલવાનું છે?

લગ્નનો કરાર બાંધવા વ્યહવારૂ ક્રિયા અને ધર્મગુરૂના હાથે તેઓને બાંધવામાં આવતી ક્રિયા કરતા, લાગણીની ક્રિયા, પ્રેમની પરિક્ષાની ક્રિયાની પહેલી જરૂર હતી.

લગ્નો જો કે અરસપરસના કંઇક સારા સમાગમથી, લોકને દેખાતા ગમન ભાવમાં પસાર થતા હોય, પણ સત્યભાવે એકસો જોડાંને પુછવામાં આવે કે પરણેલી જીંદગી ખરેજ ખુશમય લાગે છે કે? તો કેટલા જવાબો ધીરજના મલશે? ના, એવા બેઅકલી લગ્નો થતાં અટકે તોજ જન્મો જન્મના દુઃખો ટળે. આ જમાનાઓ જતા મનુષ્યન ઉંચ પ્રમાણનુ સુખ ક્યાંથી મેલવે?

બચ્ચાંઓ ગમે તે વયે, પોતાનાં હૈડાને ભાવતાં જોડાણ શોધે, તેજ લાગણી, તેજ લગનના ઉંચાં તબક્કા માટેની પ્રેમી લાગણી કહેવાય. તેવી પ્રગટ થયેલી લાગણીમાં કાઇ પેશ પડતો વધારો કરવો, દરેકની ફરજ છે.

ઉતાવળ કામની નથી, ટુંક કમાણી હોવા છતાં પ્રેમી જોડા, દુઃખ સુખ, ગમે એવા પ્રમાણનુ ભોગવતાં, એક મેકનાં ભાનને વિસરતાં નથી. પણ જ્યાં લાગણી, બેસુરપણાથી ગોઠવાઇ હોય, ત્યાં દ્રવ્ય હોવા છતાં, બહારનું સુખ ભોગવતાં હોવા છતાં, મુખ પર નુરાની નથી. ખરો હાલતનું સુખ મુખ પર પ્રગટિ રહેતુ નથી. તેવાઓના કફોડા સંજોગ હોવાથી, ગમે એ બાહાને, ગમે એવો વૈભવ કોઇ નહિ દેખે, તેની સાવચેત લઇને ભોગવવાનો હર્ષ પેદા થાય છે, એવો સમય આવે છે, ત્યારે ગમે એવા ઢોંગે પણ પોતે પોતાનું સુખ શોધી લેવા, ગમે એવા પ્રપંચો કરવાથી રહીત નથી, અને તેમાં દુઃખ પણ લાવે છે. ગાડી અને ગોડો, રથ અને ઠાઠ માત, બહારથી હોય, ત્યાં ભીતરનું લગ્ન સુખ છે, એ કાંઇ નિશાન નથી, ઘણી આફતો ખાનગીમાં ગોઠવાય

છે મનની ઇચ્છા પુર્ણ કરવા અનેક લાગો અને રાગો બજાવવા પડે છે, એ સઘલાથી આપણી આંખ વાકેફ રહે નહિ પણ તેવા રીવાજોનો સીનો ચાક છે. લગનનો પવિત્ર બાન ન મલવાથી, મનને પાળવાનો બાન ઉત્તપન થાય છે, તેને મોજમાં મેલવા, ભોગવવા આત્મા તવળે છે, અને તે તૃપત કરવા અનેક ઉપાયો કામે લગાડવા, જેઓ પ્રિત વીનાના, છે, તેઓ પછાત રહેશે નહિ.

લગન યાને શાદી, તે લગનની હમેશગીની આબાદી છે, નહી કે, બેસુર સાંઝો વાપડી બે જીવોની બરબાદીની યાદી જગત્તના તખતા ઉપર સાચવવી છે.

એવા દુઃખી જીવો બાટેનમાં જે નિશાસો નાંખે, તેના શ્રાપનો ફાંસો હમેશ એના પ્રપંચો ગોઠવી આપનારાઓના આત્મા ઉપર રહેશે, અને દુકાળમાં અધીક માસ જેવું મ્હા કષ્ટ તેઓના સીર પર રહેશે, કે જેઓ, એવાં સાંટાને છુટાં પાડતાં અટકાવી રાખવા કાયદા ઘડી બેઠાં છે.

કાયદો ઇનસાનને સુખ આપવાનો છે. જ્યાં વિચાર ન મલે, ત્યાં તે કાયદો આફ્ત વરસાવવા બંધ બેસતો કરવો, એ ખુદાઇ કાનુનનું ઉલઘંણ કરવા જેવું છે.

જન્મ પછીનો લગનનો પ્રસંગ, એવો ઉંચો અને યાંગ્લિક પ્રસંગ છે, કે તેના રંગમા, સંગમાં, સંપમાં, ખંતમાં, બે જીવોનો જોડાણ જુદા છતા, એક ભાનમાં દોડે, કે જેના પ્રતાપથી પરસપરના વ્હાલા ઉત્તમ ખ્યાલમાં, જગતમાં તેઓથી ઉંચા પાઠો જાહેર થશે. પ્રીતથી, જ્યાં બે આત્માઓને એકજ ખ્યાલ સુઝ પડે, ત્યાં તેઓની પરસપરની રેહણી કરણી, ઉંચ ખ્યાલના ભરતની જગતમાં ભરતી કરશે જેઓના પ્રતાપથી જેઓના સમાગમથી, ઉંચ સુખની શિખના પાઠો બીજાઓને મેલવવાનો પ્રયત્ન થશે. (આવી બાબદ આજ પુસ્તકના કાઇક ભાગમાં લંબાનથી સમજાવી છે.)

આવા સંબંધથી તેઓને બીજાઓની સેવા કરવાનો સમય ફાજલ રહેશે, કારણ કે સંસારનું મહાબળ સુખ ભોગવવાનો એખલો માર્ગ

તેઓએ પરસપરનોજ દીઠો, કે જેથી તેઓને અપ્રિતના જોડાં માફક હવાં, ત્યાં, અને પેલી પેર નજર કરવાની લાલચ સદાની ગઇ છે.

બીજું સુખ તેઓએ જોય છે કે, ગમે એવી સારી સ્થિતિ સાચવવા, ઉંચ રાચ રચીલા, ઉંચા આશ્રમનો તેઓને જરૂર રહેનો નથી. એક સાદી સુખદાયક ઝુપડી તેઓના મન સામે, રાજ્ય મહેલ કઇજ નથી. તેઓ બન્નેની પ્રિતમાં સઘલું જોય છે. યાને, કાંઇપણુ મતલબ યા વલણ રહેતી નથી. ઠગારો ઠાઠ બજાવવાનો તેમનો ચારો રહેતો નથી. તેઓ બન્નેના એકત્ર થએલા ઉંચા પ્રિતના મેલાપમાં, માત અને પિતાનો ઉંચો સમુદાય જોઇ વહ્યા છે. પોતાનીજ રહેણી કરણીના અને તે પણુ સ્વચ્છ રહેણી કરણીના, રાજા અને રાણી કરતાં ઉંચ આશા મેલવી રહયા છે. તેઓ સર્વના બાઇબંધ હોવા જેવા કરતા પણુ અધિક પ્રિતથી બંધુઓની સેવામાં પોતાનું મન તન ધન રોકે છે. શરીરની શફાઇ, આત્માની વફાઇ, મનની મોટાઇ, એ બધુ આ બન્ને જીવનમાં પરસપર પ્રગટિ રહેલું હોવાથી તેઓ મનથી જગત, કે, જેમાં પધારેલા ઘણાકો નિરાશીત રડે છે, તે જગત, આ જોડાને મન સ્વર્ગ થઇ રહેલું છે.

બેહસ્ત, સ્વર્ગ, અને દોજખનો ખ્યાલ, હયા આ જોડા આગળ વગર અર્થનોજ થઇ રહગો છે. ત્યારે શું આવા જોડાં બનાવવા માટે માબાપની ઝહેમત શું કામ લાગે જો, તેઓ બચ્ચાંઓના સમાગમના સંબંધીઓમાં પ્રિતનું પળી, છળોછળ થયલું ન જોવા ચોકસાઇ રાખતા હોય તો ?

આવા પ્રગટ થયલા ઉંચ પ્રેમને, બ્રાહમણોનો યા ધર્મ ગુરૂઓનો આશિષ એક એવો ઉંચો તાવીઝ આપે છે કે, તેઓ ફરી છુટા પડવા બંધાયા નથી, તો, ત્યાં ખરેજ આફ્રીન છે—પણુ એવો ન્યમ કજોડમાં ઓદતો લાવશેજ, તેને એવા વચન વાણીનો બાધ રહેતોજ નથી કારણુ મન, મનાવેલું લગ્ન હોય તો !

આવા જોડાંઓ, જ્યાં ફરતાં હોય તો તે દેખાવ ખરેજ બીજાની વૃત્તિમાં ફેરફાર પ્રગટાવે છે. એક ઉંચા પહાડ ઉપર ચઢી, ત્યાં ચઢતી વેલા થાક લાગી છતાં, ત્યાં ઉંચી ટોંચ પર ઉભા રહી જે રમન્યિક દેખાવ આંખ આગળ ફરતો રહયો છે તેમ આ ઉંચ પ્રિતનું જોડું સર્વ સુખ, એકમેકના હિતમાં પમડાવી રહયું છે.

"લગનના કરારમાં છે—એકજ ઉંચો ભાવ,
ભાવ તે બસ ઉંચ છે—ખરાં પ્રિતનો લ્હાવ !
તે પ્રિતના સારનો છે—સાદો પણ રૂપ શ્રેષ્ટ,
એવા સત્ય રૂપથી —પ્રિતે ખેદે ખેત !
હર સ્થાન ને કામમાં —નિત્યે હરીને જોય
ગમે એવા કષ્ટ ખમી—કદિ ના ડરથી રોય !
સાદા તનને ગાળતા —કીર્તિ હરની ગાય,
સાદુ ભોજન ગાઇ કરી—મળકી પર લોક જાય !

આવા જોડાણુ જગતમાં બન્યા છે-હરીશ્ચંદ્ર અને તારામતીનો ખ્યાલ લાવશો-સતી સાવિત્રીની કીર્તિ ગાશો-ખુશરૂ શરીનનો કીસ્સો તપાશો ! જાલ રોહાએની ત્વારિખ વાંચો ! મ્હા કવિઓના કૃત્ય વાંચો, અને તે વાંચી, જે તમને નહિ સુઝ પડે તેમાં રોશની લાવો ! જ્ઞાન, વધારો, ડહાપણુને શોધો, તકલીફ માલમાં બ્યપાર કરતાં અટકી જાશો સંસારમાં ફકટ બાળકોનો જનમ વધારી બેસવાનો હેતુ નથી. તેઓને જનમ આપતાં પ્રિતની જીત વધારવાના સમયને હાથ ધરો. લગ્નમાં શરીરને પંપાળવા કરતાં આત્માને ઉંચ સ્થાને લઇ જવાનો આદર્શ માનો, તો જગત સુખમાં સમાશેજ.



## કલ્યાણ !

શિષ્ય—ગુરૂજી પ્રેમાનંદ, છેલાં પાઠ વેળા તમો "સર્વનુ કલ્યાણ" એમ બોલ્યા હતા.

ગુરૂજી—ખરૂ છે, વ્હાલા બેટા મનમોહન, હુ બોલ્યો હતો, અને હરવેળા તે બોલુછુ. અને બોલીશ.

શિષ્ય—પણ ત્યારે કલ્યાણ કેમ થતું નથી?

ગુરૂજી—કારણુકે આપણે જેઓ માટે આશિષ બોલીયું, અથવા તેઓ માટે સારા અને ભલા વિચારો સારી દુવા માંગીશુ, તે જેઓ માટે આપણે ચાહીશું, ત્યા, તે રૂડી અસર કરતાં નથી, એમ તમારૂ ધારવુ છે નહિ?

શિષ્ય—હા ગુરૂજી! એમજ મારૂં ધારવું છે, પણ તેનું કારણ તો કાંઇ હશેજ? કહોને?

ગુરૂજી—જેમ લોઢાંને તપાવી વાળવામાં આવે છે, તેમ જો તાપ પુરતો હોય નહિ તો લોઢું વાળ્યું વળે નહિ.

શિષ્ય—ખરૂ છે ગુરૂજી!

ગુરૂજી—તેમ વળી લોઢા ઉપર હથોડા માર્યા હોય, તો, તે પણ વ્યર્થ જશે, કારણકે, તાપ વગર ગમે એટલા લગાવેલા હથોડાના ફટકા નકામાં છે.

શિષ્ય—તેથી મારે સમજવું શુ?

ગુરૂજી—એટલું જે કે, આપણે ભલા વિચારો ફેંક્યા, પણ જ્યાં તે લાયક ન હોય ત્યાં તે ભલા વિચારો નકામાં છે, એમ પણ હોઇ શકે. ફેંકમા મોકલનારના ભલા વિચારો મેલવનારની લાયકાત ઉપર આધાર રાખે છે. તમે જો આખો દિવસ કુકર્મ ભાવમાં ગાળો, અને દરરોજ તે કુકર્મ ભાવને ટાળવા, ભક્તિ કરી માફી માંગો, તો તે ભક્તિ કાંઇ માફી લાવશે નહિ ભક્તિ, શક્તિ કયારે આવે, કે ભક્તિ કરનારનુ શરીર તેના અનુઓથી પવિત્ર બનજો બહાર કાઢે. એક કાળું આદમ, કાંઇ સાબુથી સફેદ થતું નથી, પણ પોતાની ઉંચ મન શક્તિ, જ્ઞાન, ભક્તિ,

અને નરમાસના ભાવ અને સ્વભાવ થકી, રૂપાળો દેખાય છે. જાહેરમા ધોળુ કાંઈ બિતરમા ધોળુ હોય, એમ બધા દાખલાઓમાં બનતુ નથી, તેમ જાહેરમાં કાળું, બિતરમાં પણ અંધકાર ભરેલો રાખે છે, એમ બોલવુ પણ એવકુફોની વાણીજ કહેવાય.

શિષ્ય—પણ આજે જગતમા, જે હચમચી રહેલુ છે, તે એજકે કાળી ચામડી કરતા સફેદ ચામડીવાલાઓને, જીવવાનો, અને હકુમત ભોગવવાનોજ હક છે, એમ મનાય છે.

ગુરૂજી—ભલે, એમ મનાય છે; પણ તેના કારણો પૂર્ણ કરવા, પશ્ચિમના લોકમા વીરતા એકલાજ નથી તેઓ સાથે શસ્ત્ર કળાનો મોટો ઇલાજ રહેલો છે. હથિઆર તેઓની સત્તા હોવાથી તેઓ દરેક વાતમા, વ્યહવારૂ બાબદોમાં સરસાઇ ભોગવી શકે.

શિષ્ય--ત્યારે, આપણે જે કલ્યાણ થાઓ, એમ વાણી બોલીશું, તે ખરેખર લાયક જનોનેજ મુબારક હોઇ શકે?

ગુરૂજી--ખચિત્તજ એમ છે. આ વખતે જરથોસ્ત્રા સાહેબનો જે પાઠ મળ્યો છે તે માટે થોડીક સમજની જરૂર છે.

શિષ્ય--ગુરૂજી! ગુરૂજી! તમે હિંદુ ધર્મ પાળનાર હોવા છતા, જરથોસ્ત્રા સાહેબની વાત કરી શકો

ગુરૂજી—કાંય નહિ?

શિષ્ય--એ તો સમાજ ખોટું કહે છે.

ગુરૂજી--સમાજ ખોટું કહેતી હોય, પણ સમજ ખોટુ કદી ના શકે.

શિષ્ય--તે કેમ?

ગુરૂજી--દરેક ધર્મ શિખાડનારાઓ પ્રભુનાજ પ્યારા હતા, અને છે, અને વળી સહાય રહેશે. દરેક ધર્મ માહેથી ઉપજાવી આપણા મનને સુખ આપનારૂં જે કાંઇ ભલુ હોય તે આપણે માટે લેવું. એક મસ મોટાં ઝાડનાં ડાળાં, જેમ ફેલાયાં છે, તેમ એકજ મહા બાપના જુદા જુદા ધર્મ શોધકો બચ્ચાંજ છે. જોશો, તો બન્નાએ ભલા છે, પણ

તેમાથી ઉચ્ચાર કરનાર આદમીઓએ કાંઇ કાંઇ તફાવત, પોતાના વિચારતેઙ કીર્ધો. માટે મારે જે તમને કહેવાનુ છે, તે હાથમાં અવશ્ય હતુ, માટે લક્ષ ખેંચ્યુ. તમો નહિ સાંભળવા માંગતા હોય તો મારે કાઇ હઠ નથી.

શિષ્ય--અરે નારે ગુરૂજી! તમારી વાણી, મને અમૃત જેવી લાગે છે, હુ કેવો જુઠો દગાબાજ શ્રીમંતનો દિકરો, મારામા હિમ્મત ન હતી, મારામા મૂર્ખપણુ હતુ, જેથી મેં અનેકને કાઇ કાઇ રીતે ચાડી ચુંગલી કરી બનાવ્યા, લડાવ્યા હુ એક વાત કરૂ કોઇ તેમા કાંચડ મારે તો હુ ચાચંદ માફક ધુંધાઇ જવા રાજી, પણ મારો ટેક સાચવવા હું બાયલો રહયો. હુ કરતો શુ હતો, અને મનમા શો વિચાર રાખતો હતો? હું એક વિચારમાં મરજી આપી ચુકયો હતો. છતાં, બીજીજ પળે દાવપેંચથી હુ રમત રમી ઉત્તમ ખેલમાં જીત્યો હોઉ, તેમ મન મનાવવા લાગ્યો લોકની ભલી દિકરી, બહેનોને તો હુ એક મુજ શ્રીમંતનું રમકડું સમજતો! તે આજે, તમારા ઉપદેશથી તમારા ચરણ પર પડી, ગઇ ગુજરી માટે માફી ચાહતો બેઠોછુ, તે તમારીજ વાત સાભળવા, તથા તે ઉપર અમલ કરવા પાછળ પડે?

ગુરૂજી--ના તેમ નથી! સર્વેની મરજયાત, ફરજયાત પર હોવી જોઇએ. પણ ફરજ કરતા કોઇ પાછો હઠે, તોપણ હરી તેમા રાજી નથી, ત્યારે, હવે, જરાથુસ્ત્રી ધર્મ વીષે બોલીશ. તેમાં "ખુરેહ" એમ જણાવવામાં આવ્યુ છે, આ ખુરેહ બોલ એટલો તો ભવ્ય છે, કે તેને સમજાવવા મારી તાકાત નથી. પરંતુ આપણે એક ચિતાર લઇશુ અને તે આ ખ્યાલ કરો, કે એક દારૂની દુકાન આગળ આપણે જઇ ચઢયાં!

શિષ્ય—ઠીક! તે ધારૂં છે.

ગુરૂજી--આ દુકાનમા ગતી કેવી હોય?

શિષ્ય—ઘણીજ હલકી!

ગુરૂજી—તેઓ તરફથી, તમે તેજ વખતે કાઇ ભલી ભક્તિની, આતો ફુડા વિચારવાણીની કોઇ બાબદ જાણી શકશો?

શિષ્ય—ના, નહિજ.

ગુરૂજી—શિષ્ય, તમે પામી ગયા છો, હયાં, જતાંજ, તમને જે ભાન પેદા થયુ, તે ખુરેહ કહેવાય.

શિષ્ય—તે ઉપરથી શો અનુમાન ઉઠે ?

ગુરૂજી—એટલોજ અનુમાન, કે, જેઓ પ્રપંચ, પાખંડ, બદનિષ્ટાના દાવો રમે, તે દાવોથી સદા કાળ ઉપજતા, નિમૂંળ વિચારો બીજાઓને દુઃખ આપનારા ખુરેહ આપ્યાંજ જાય છે.

શિષ્ય—ત્યારે તો એમ થયું ગુરૂજી, કે તે બદ વિચારની વાતાવરણથી નિકળેલા ખોટા ગુણોથી જેઓ રીબતા હોય, તેનું સઘળું પાપ, અને શિક્ષા પ્રથમના કરનારને ઘટે !

ગુરૂજી—બચિત્તજ તમે ઝટ ખ્યાલી ગયા છો !

શિષ્ય—ઓહો, આ કેવો મોટો વિચાર ! અને તેમાંથી કેવાં ઉચાં સબકો લેવાય ! એવુ શિક્ષણ દેનાર સંત કેવો હશે ?

ગુરૂજી—ત્યારે કોઇ ધર્મ આપણને સારૂ શિખવે, એ જાણવુ કે નહિ ?

શિષ્ય—ખરેજ જાણવું !

ગુરૂજી—પછી એમા કોઇ આપણને ઠપકો દીયે તો તે કેવું કહેવાય ?

શિષ્ય—ખરેજ મતલબી મૂર્ખો કહેવાય !

ગુરૂજી—ઠીક, હવે ધ્યાન રાખશો ?

શિષ્ય—શુ ?

ગુરૂજી—કઇક પારસી જરથોસ્તીઓને મેં જાતે દીઠાં છે, કે તેઓ દરેકના ધર્મ સ્થાન આગળથી પસાર થતા, મનથી ભલી દુવા ચાહી, તેના બનાવનારાઓને અને તે ધર્મસ્થાનો જોગવનારાઓને ધન્યવાદ સાથે આશિષ દિયે છે.

શિષ્ય—ઘણીજ ખુશીની, ત્યા ખુશ નસીબીનીજ વાત.

ગુરૂજી—એવી ભાત ભાત વાણી જગતમા પ્રચલીત રહે, તોજ બધે કલ્યાણ !

શિષ્ય—ઓહો કેવી કળાથી મારા પ્રથમના પ્રશ્નને સમજાવી દીધો?

ગુરૂજી—એમા તો મારી મતી કરતા તમારી બુદ્ધિજ કામ લાગી! સાંભળ દિકરા મનમોહન, આ અવનીમા, તું જે કાંઇ કરશે, ભરશે, પણુ તારા મિત્રો, માબાપ ભાઇભાંડુ, ભલે તને વંઠેલ વાતમા ભાગ લેવા દેવા વિણુવશે, પણુ મરણુ સમય તું એકલોજ રહેશે, કે જ્યાં નાથ તુંને એજ પુંછશે કે, ભાઇ મનમોહન, તમે જગતથી શું કરી આવ્યા?"

શિષ્ય—ઓહો, ત્યારે આપણુને કેવો ભય થશે?

ગુરૂજી—ભય થાયજ શાનો? કારણુકે ત્યાં માતપિતા તો આવતાજ નથી.

શિષ્ય—પણુ ભયતો થાય?

ગુરૂજી—પણુ જો, તમે ભલુંજ ભાન રાખ્યુ હોય તો?

શિષ્ય—ખરેજ, તેમ થવેજ, આપણા સવાલ જવાબમા પેલા સગાં સ્નેહિ ભાગ લેવા આવે એવું રહેજ નહિ માટે, સેવટના સુખ માટે, આજેજ બીક રાખી વર્તણુ કરવુ.

ગુરૂજી—એનુ નામ તે મનુષ્ય!

શિષ્ય—ત્યારે શુ મનુષ્ય અવતારમા, મનુષ્ય નહિ કે?

ગુરૂજી—બીજી વાર પાઠ શિખવીશ, કે જેમા મનુષ્ય કોણુને કહેવુ?

ત્હારા સીધ્ધા હીનથી—દેશે તું આશિષ
ફૂળ જો પુંગે નહિં ત્યા—વાંક હશે તે શીર.
આશિષ કોના ત્યાં ફૂળે—જ્યાં મળે સતવાત
સત જો તે સ્થાને નથી—શુ ધરશે સુભાત?

સાંભળ!

## My Message.

My message to thee, is *Peace*!
May thou enjoy its wonderous fold,
May it all thy troubles cease,
And give thee blessings untold!

My message to thee is *Love*!
May it spread its lofty wings
It stands all wishes above
And peals an eternal ring.
My message to thee is *Hope*!
May thou feel its soothing balm
May it nerve thee to cope
And give thee restful calm!
My message to thee is *Rest*!
May it arrest thy warning strength
And give thee vigour and zest
To perform thy task to a good long length!
My message to thee is, *Bow to Him*
And lay thy all at His Shrine
For whatever be thy will and scheme
With Him, to Him it must entwine!
My message to thee, is *to live in Him*
Improving all these Shining Times,
To follow so sure His lasting beam
And sing the greatness of His Chimes.



કલ્યાણ ? કોનું કલ્યાણ, કયાનું કલ્યાણ, કોણથી કલ્યાણ ? એ પ્રશ્નોનો એકજ જવાબ, તે જાતે મહેનત, જાતી સેવા, આશ વગર કામ કરતા રહેવું ! ભુંડાઇનો બદલો ભલાઇથી દેવો ! ધિક્કારને બદલે હિત દેવું ! જેનું કાંઇ લેવું, તેનું બરપે કરવું ! સેવાનું દામ માંગવું નહિ ! એવી વૃત્તિ જરૂરજ તમારાં તનનું, ધનનું મનનું અને આત્માનું કલ્યાણજ કરશે ! એજ.

## જીવ તલપે છે, કયાં જવાને?

કોકીલા, કોયલડી! કાં, કાં, તું કલ્લોલ કરે છે? શું મ્હારો પેગામ ન લઇ જાય? મ્હારો ગમ દુર કરનાર, ઓ કોયલડી, તું વ્હાલને પેગામ નહિ જણાવે?

કાંય! કાંય! કોકીલા, કાં તુ એમ કરે છે?

ત્હારા તહુકા મ્હારા બદનને ઝમકાવે છે, મ્હારા વ્હાલની ભાલ કાઢવા દમકાવે છે. હા, કોયલડી વીજળી માફક દમકાવે છે! શું વિજળી મ્હારા મનના ઝરણુાની છે, કે તે વ્હાલના યાદની ભાલની?

કોકીલા, તું નહિ જાય તો કોઇ ચરંદાને જણાવ! મ્હારા દિલના પજરેલા રંજુર જીવને સધીઆરાની દોરી ઉપર નહિ રાખ! હુ ખાક થઇશ, તે કયાં હશે? હુ રાખ થઇશ, તે કયાં જોશે?

કોકીલા, તુ જાણે છે કે તે પ્રિયતમ વ્હાલ વગર, આંખ છતાં અંધાર, ભુખ છતાં અકારું! છતાં તુને પાંખ છે. કોકીલા, ત્હારો ગમ તુ હયાં કરે છે તે ભરૂસો છે મ્હને મ્હારે કાળજે, કે તું ઉડી ત્યા પેગામ લઇ જાય, તેટલાજ ભાવમા, ત્હારો ગમ તું વિસરશે!

કારણકે, ત્હારી પાંખડી, તુને ઉંચે લઇ જશે, જેથી તુ હયાં ત્યાં નિહાળી શકશે. ઓહો કોયલડી! તું કેવી મ્હને ધીરજથી સમજે છે! હજી વધુ ધીર રાખ, અધિરી ગતીને ત્હારી પાંખડી ફફડાવી, મળકાવ!

ઓ, કે જેને મ્હારા કામથી ભુલ્યો! ઓ કે જેને મ્હારા મોહથી મસ્ત બની, દુર થયો. હઝારો સુખ છતા, લાખો વૈભવ છતા, મન, ઓ કોયલડી, મન, તે વ્હાલમા બમેલ છે.

ઘડી સમુદ્રના પાતાળમા બેહાલ કોઇ લઇ જાય, તોપણ વ્હાલની યાદ હૃદયના ધપકારાથી યાદજ છે.

કોયલડી! તું કેવી ભલી! જા! જા! પેગામ લઇ જા!

તું તેનું નામ જાણે છે કે? માન જાણે છે? ના નહિ! તો હું કહીશ.

તે કમળ સમ કોમળ, હવા સમ નરમ, વાયુ સમ શિતળ! કેવી રૂપવંતી કે જેના કપડાથી આસ અને ચોપાસ, આભાસ, ઝાંખો થાય!

કોયલડી, તું પેગામમાં કહે જે, કે

હુ ભુલ્યો, હુ ભમ્યો, છતા માફ, દિલ સાફ કે, જેમા નાથ રમી રહયો છું. હતુ જે ખોટુ તે ભમણામા સમાયલ હતું, તે ગયુ છે. ગયું છે વાયું ગુરૂરીનું! આવ્યું વાયું ઝરૂરીનું.

હવે તેની સાથે તેનો હાથ બસ મને આપ! ઓ નાથ, કે જેની હમેશગીની રોશનીમા હુ, તું, અને તે એક બનશુ, એક ગણશુ, અને આનંદમા રમશું.

**The Heart that yearns to the Unknown.**

Kokila! Wilt thou take my message
To my love and relieve my passage
Of anxious mood, which has
Encased me in a gloom, and barracked
Me in a doubt and suspense Untold?
Kokila! Wilt thou ask some birdie
To take my message to my beloved,
Who stays far far away above in a nest,
Of peaceful charm and unknown rest,
Where harm indeed is harboured not,
Nor has any thorn in her quiet parlour.
Kokila! Wilt thou lay any plaint to her
And persist to vouch me mercy
For my complete neglect; or ask her to forget now
The past of biting thorns, and urge her now
To blow the horn of love, with throbbing heart,
Without further bleeding, by words of love?

Kokila! Wilt thou know her name
Which has been tamed from remotest pasts
In my heart, which has borne the taunts of
haughty blasts
Of agonies wild of red hot canes?
Kokila! Her name is Lily the white robed
Of unknown hope of happy quivering throb.
Kokila! Wilt thou know her dress of softest
Furs, which blurs all the sight around
Which has no seams but in folds abounds
Laced and linned with flowers soft
Which touch and waft my bruised dome,
Where I hope once again to nest and rest
Till Divine Light shines to give us lasting zest.



## મારા સ્વપ્નાની સુંદરી. કવિતાઈ ખ્યાલ !

મેં ધાર્યું કે 'હતો હું કવિ ચિતાર,'
ને મમ્મા તો કહેતા બસ Genius અવતાર.
પપા તો માને ન અક્કલનો પાર,
ને કહેતા કે છે એમાં ભેદી કંઇ સાર.
હું મનમાં પણ કરતો કાંઇ એવો વિચાર,
કે 'શોધીશ હું જગમાં બસ સુંદર એક નાર.'

હું ફર્યો ને હર્યો ને શોધી યુવાન,
ને દીઠાં તે સુંદરીના નયેનોના બાણ.
તે ઉંચી ને સીધી ને ભોલી જુવાન,
ને અદબ ને ઇઝતનું આલા પેશાન.
ને ચાલે જેમ હંસો એક નદીને પાર,
તેમ જોઇ મેં લીધી આ સુંદર ગુલ નાર !

તે પહાડો ને ઝાડોમાં શોભે ખરે,
તે સખ્ખત ને નર્મીના ભાવે ફરે.
તે માયા ને મમતાની મૂર્તિ અરે,
ને થાકેલા મનમાં તો રાહત ભરે.
બસ જીંદગીમાં ભર્યો મેં એકજ વિચાર,
કે પરણું તો પરણું—બસ એકજ તે નાર !

હું મલવા ને ગણવા તલપી રહયો,
ને પ્રીતિની વાતોને કલપી રહયો.
ને જુદાઇની આગે બહુ પલતી રહયો,
પણ ગમનો ઈસારો ન કોઇને કહયો.
એમ જીગરમાં આશાની બાંધી મેં પાર,
કે મેળવીશ હું આખર તે ગુણવંતી નાર !

એમ દીવસો વધ્યા ન ઓછા થયા,
મુંજ આશાના ડુંગરો મોટા થયા.
ન કોઇને ના આવી રે મારી દયા,
પણ સુંદરી પર વધતી ગઇ મ્હારી મયા.
બસ ચિંતાની ચટપટનો થયો બહુ પાર,
ને ચાહયું "ઓ દાદાર તું દેખાડ તે નાર !"
બસ ખંતે, ને અંતે મેં કાઢી રે ભાલ,
ને જીંદગીમાં લાવ્યો હું મોટી વબાલ.
જો જડતે ન પત્તો, તો મ્હારો ચકબાળ,
બનને તે કાયમનો ખરે બદતાલ.
મેં ચાહયું કે બુઝે બસ દીલનો અંગાર,
એવી તે મનહર ને સુંદર બસ નાર!
મેં પત્રિકા લખીને મોકલી સો વાર,
પણ ઝાંખી ન જોઇ, હું બન્યો લાચાર.
મેં ધાર્યું કે પ્યારના વાગે છે બાર,
ને બનીશ હું કેવો, તે વીના જગ ઠાર ?
બસ ઉમેદ તો થઈ છે બેહદ લાચાર,
કેમ જીતીશ હું, સુંદર ને ટેકવંત નાર ?
હું ફરવા ને હરવાનું ભુલ્યો રે બસ,
હસ, બા હસ ? એ હાલત પર હસ.
પણ ત્હારી જો થશે રે પ્રીતિની કસ,
ત્યારે તું જાણીજ લેશે એ રસ.
રે વર્ષો તો વહયા છે બે, ચાર, બાર,
પણ હજી ન મલી તે સુંદર ઓ નાર!
એક દિવસે આવીને ઉભી છે પાસ,
તો હૈડામાં આવી છે પુરી રે આશ.

તે ધમકીથી પુંછે છે ' કાંય ફરે ચોપાશ ? '
તે સાંભળીને થયો હું બેહદ ઉદાશ.
મેં ધાર્યું કે કરશે, તે મોહબત ને પ્યાર,
પણ દીઠી મેં સખત ને થંડી તે નાર.
તે બોલી કે ' માગે શું તેણીની પાસ,
કે પડશે બહુ રંજ ને થશે નિરાશ.
ને રાખવો રે પડશે બસ આંધળો વિશ્વાસ,
કાંય ? કે તેણીથી મળે છે કવચિતજ આશ.'
હું ડગ્યો-પણ માની નહી તેણીથી હાર.
ને ચાહયું કે મેળવીશ હું અંતે તે નાર !
બસ તેણીએ ચાહયું, તે કીધું મેં કામ,
ને ચાહયું ના વળતરમાં પઇતુંબી દામ.
મેં ખોહયું ન સંકટે જરા પણ હામ,
ઓ અંતે તે વ્હાલીએ લીધું મુંજ નામ.
હું હસીને ભેટયો બહુ વ્હાલે આ વાર,
કે પ્રભૂએ આપી છે મ્હને તે નાર !
તે હસ્તી ને રમતી છે મ્હારી નઝદીક,
ને દીયે છે પળોમાં જન્મોનું હિત !
ને આશિષે લીયે છે મ્હારી તે જીત,
ને કહયું કે ' સાચ્ચું છે મ્હારૂં રે ચિત્ત ! '
હું મળકાઇને રહયો છું સુખનેજ દ્વાર,
ને છાતીએ ધરી તે મનમોહન નાર.
હું નિરાશ ઓ વાંચકને કરીશ નહી,
પણ રાસ્તીથી એકરાર કરીશ અહીં.
તે વ્હાલીનું નામ જો માંગે છે અહીં,
હું શાંતિથી ઠરીશ, તે તુંને રે કહી.
લે સાંભળ, તે કોણ છે નાઝુક નાર,
બસ કવિની દેવી-ને ' કવિત સિંગાર. ! '

## આનંદાશ્રમ.

ઉપર કરેલો મથાળો સાદી આંખોને ઠાળો લાગશેજ, પણ ભક્તિ રસ, રૂપ કરતી આંખોને તે મ્હત્યનોજ ભાસસે. પ્રથમ કોઇ સ્વાલ કરશે કે "આનદાશ્રમ એટલે શું ગુરૂજી?" આનંદાશ્રમ, એમાં આનંદ+આશ્રમ સમાયલો ભાવ છે. શિષ્યજી! જેમ ગુલાબમા એક કવિએ ગુલ+આબ =પાણી સમાવ્યુ યાને, ગુલાબમાં ફુલ અને પાણી, એટલે તેનો તેજ સમાવ્યો છે, તેમ.

હવે આનંદ–આશ્રમ ક્યાં છે, ગુરૂજી? તો જવાબ મળશે કે, તમારાં હૈડામાંજ તે હમેશ હતો, છે, અને રહેશે, પરંતુ, આનંદ, વ્યાપતો થવા, તેને બીજા સ્થાનની જરૂર પડે છે, તે સ્થાનમાં આનંદ પ્રકટ થયેલો, આપણા મનને ઉસકેરાત આપે છે. આ ઉસકેરાત, તેજ આપણા હૈડામાં પ્રગટ થતો આનંદ છે.

પરંતુ એક મૂર્તિ, યાને એક જીવ, જેમા હાલી ચાલી, યા, હાલી ચલાવી રહયો છે, તેવી મૂર્તિમાં આપણે આપણો અરધો પ્રાણ જોઇ વળ્યા હોવાથી, તેમા, અને તેની સંગતમાં, તેના લાયકના કામમાં પ્રવૃત્તિ કરવાનો હોશ પ્રચલ થાય છે, ત્યારે, તે જીવ કે જે ખોલ્યામાં હોય છે, તે ખોલ્યુ, આપણો આનંદ આશ્રમ બને છે.

ઘણી વસ્તુઓ જોઇ આપણે ખુશી થઇએ છીયે, પણ એકાદમાં એવું કાંઇ જોઇ વળ્યા છીયે, કે તેમાંજ સઘલુ ગયા કાળનુ, ચાલુ કાળનુ, અને આવતા કાળનુ સુખ સમજવા તૈયાર થઇ રહયા છીયે. જેને જો નામ આપીશુ, તો કવિઓ જેમ લખી ગયા છે તેમ, "ખોખાના બે જીવો જુદા જુદા ખોલ્યામાં હોવા છતાં એકજ હોય, તેમ પ્રસરી પમરી રહયા છે." એનો નામજ મ્હાઆનંદ છે. એ આનંદ મતલબી હોય, તો, તે મિથ્યા છે, પણ આનંદ, પડછાયા માફક બની જાયે છે, તો દુન્યાની વસ્તીના પ્રમાણમા ઘણે વર્ષે, આ બન્ને જીવો, એકજ

વેળા જોવામાં આવે છે. જેઓ જ્યારે આનંદ મેળવી પરવાડે છે, ત્યારે મોક્ષતામા મઢાય છે, અને હરીથી નવિન કામમા વપરાસ થવા ફાજેલ પડે છે. એના જીવો સાધારણ પ્રાણુની દ્રષ્ટિએ હોવા છતાં વાદળાંમાજ ગંઠાયલા રહયા છે. નઝરે પડતા નથી, પણુ જેઓનો ઉત્તમ પ્રાણ તૈયાર થાય છે, તેઓ આનંદાશ્રમમાં આવી જાય છે ત્યારેજ, તેઓને મ્હા દેવતાઓના આશિષ થયેલાજ માનવા.

મ્હા ઋષીઓ, જે સ્થાને પોહોંચ્યાં, તે સ્થાને, પોહોચવા આગમજ, અનેક કામોની પ્રવૃત્તિઓ, દિશાઓ, દિક્ષાઓ પ્રાપ્ત કર્યા વિના જઇ શકવાજ નથી. કડવુ જ્યાં સુધી ચાખ્યુજ ન હોય, તે કડવાસ કેમ જાણે ? ચાખ્યુજ છે, માટે, કડવાસથી દુરવાસ છે.

આજે આપણો દેહ આનંદ આશ્રમમાં છે, એમ કોણ જણાવશે ? કેટલા તેવા ફળ પામી રહયા છે, એવા કેટલા ગણત્રોમાં ગણાશે ? કોઇજ નહિ. "ઉત્તમ કેરાજાનને ઉત્તમ મલશે પ્રાણુ, ત્યારે તેવા પ્રિતમાં ગતિ, મતિ ને માન. ઉત્તમ કેરા હિતમાં ઉત્તમ મળશે ચિત્ત, ત્યારે તેવા ભાનમા, કેમ રહે વિપ્રિત ?"—આપણો દેહ એક પળનો હોય, કીવાં સદીનો, પણ કદિ એકજ સ્થળે પડી રહેવા નહિ દેશો ! હયાં, ત્યાં, અને સઘળે શોધમાં રહેશો કે તમારો અર્ધ પ્રાણુ કયાં છે ? જ્યાં શુધી તે નથી ત્યાં સુધી તમારો અર્ધ પ્રાણુ મળ્યો, એમ ધારી લેતાંજ, થોડાજ સમયમાં ઉલટા ફળ મળતાં પસતાવો થતો હશે, કે આ કાઇ સદા કાળ ચાલે એવો સંગતી સોબતી નથીજ, ત્યાંજ આપણે ભૂલ્યા, ભમ્યા છીયે, ત્યાજ સંસાર વ્યહવારના માનસાઈ કાયદાઓમાં, આપણે તણાઇ ગયા છીયે, ખણાઇ ગયા છીયે, ત્યાંજ રડીશુ, ત્યાં લડીશુ ! ત્યારે, ત્યાંથી આગળ વધવું કે નહિ, ગુરૂજી ?" જરૂરજ વધવુ. કારણ કે મનુષ્ય કાયદા કર્મ બોલાવશે, જ્યારે હેવી કાયદા, આપણુને બાહિમ્મત આગળ વધારશે. મોક્ષતા મેળવવા લાભ આપશે. દુઃખ થશે, પણ સુખમા ફેરવાશે—વ્યહવારમા હાણી મળશે, પણ સત ભાનવાળો, આપણો જાની તરીકે મેળવશે, ત્યારેજ, તે સ્થાનમાં

**આનંદાશ્રમ** જણાંશે ઓહો હયાં આવ્યા પછીના આનંદની શી વાત કરૂં! શી માત બની છે! શી થાટ રચના હરી છે? હરી-હરી, કાંઇ જોવા ઉમેદ કરવા બહાર ધસવા જેવું થતું હતું તે, હયાંજ આપોઆપ જણાય છે. કુંડળના મધ્યે બીંદૂએ, કુંડળની સીમાની રચના હયાંજ હું જોઇ વળ્યો છુ. હવેજ મને સ્મરણ થાય છે કે "બીંદુમાં જે જોય તે, તે સદા ચોપાસ, ચોપાસ જોવા ચાલતો, ખોહશો સર્વે આશ!"

આહો, ગુરૂજી આજે મહારા હૃદય સ્થાને કાંઇ થાય છે. તમો મ્હારા ગુરૂજી જાણે મારા અંગમા એક રસ થઇ રહ્યા છો. તમારો હર્ષ પ્રગટ કરવાનો આ કેવળ યત્ન, મ્હને તો રીઝવીજ રહયો છે. જાણે તમારો હૃદય, આનંદઆશ્રમ આપનો સ્થાન, માન માન મ્હારામાં સમાઇ જાય છે. ઓહો, કેવું શાંત લાગે છે!

સાંભળ ભલા શિષ્ય, એક ગુણ બધુ સાંભળ. "આજે મનમાં સમજી લે, કે ત્હારૂ કંઇ નથી. ત્હારો થાટ અને ત્હારા માત પિતાજી, સંગ્રહ કરેલુ ધન, ત્હારાથી ઘણે ભાગે વેગળુ છે. તું એકાંતમા બેસી જા! આંખો મિંચી લે! સ્મરણમા હરીનામ દે! તે પણ ભાનથી કાઢી નાખ! વસ્ત્રો કાઢી ફેંકી દે! ત્હારો સંબંધ અને સોબતીઓનો સાથ છોડ. તું ત્હારી મિંચેલી આંખોથી, ભિતરમાં ઉતરતો થા અને ત્યાં જોઇ લે, કે તું તેમાં છે કે? ત્હારૂ કાંઇ પાસ ચોપાસ છે કે? તુંને હરી ઇશ્વર, પ્રભુ જેવુ કોઇ છે કે? ત્હારી સ્થિતી કેવી છે? ત્હારી કિમ્મત શિ છે? ત્હારૂ ધન અને મન એકએકથી, કેટલું દૂર યા પાસે છે કે, તુ બ્રહમમાં, કે બ્રહમ તુમા છે કે! એવો સમય હાથ ધર અને પછી મ્હને કહે કે **આનંદાશ્રમ** બીજે કયાં મળશે કે? બીજે કયાં હોઇ શકે એમ છે કે?

થોડીવાર ગયા પછી શિષ્ય જાગૃત થયો અને ગુરૂજીને બાઝી પડયો, અને નવધાર આંશ્રુ વરસાવી ગુરૂ ચરણ પડયો. આ આશ્રુઓ કાંઇ દુખનાં ન હોતાં, સુખમાં તે સર્જાયાં હતાં, અને ગુરૂ ચરણ પર તેને પરમ બાપનો

ઉત્તમ ખ્યાલ મેળવી લીધો અને બોલ્યો, "ગુરૂજી, ગુરૂજી, 'હું', તમે અને તે," એ બધાએ એકમાંજ અને એકજ બંધામાં દેખાયા છે.

એનુ નામ તે આનંદાશ્રમ!

વડીલોથી કહેતી નિકળી, તમે સાંભળી છે? ના, નહિ! તો લ્યો હું સંભળાવીશ. કહે છે કે "રાજાને ગમી રાણી, અને છાણા ઠાપતી આણી." આમાં શી મતલબ બની છે? એક ગરીબડી બાઇ છાણા ઠાપી પેટ ભરતી હતી. એક દિવસ તે તેવાં કામમાં વળગેલી હતી અને શ્રીમંત રાજેશ્રીની ત્યાંથી સ્વારી આવી ચઢી. એ છાણાવાલીના રૂપ, અને આંખોએ રાજાના હૈડામાં ભારે લય કરી. રાજાએ તેણીને પોતાના સાથે લીધી, અને બીજી રાણીઓને બાજુ ખસેડી છાણુવાલીને પટરાણી કરી. તે પછી રાજાના કાર્યોની વલણ બદલાતી ગઇ! તે એવી થઇ કે, રૈયતમાં પણ ભારે વખાણ થયા. તેની આગલી રાણીઓ પણ અજબ થવા લાગી. કારણ? કારણ એજ કે, તરેહવાર મોહમાં મસ્ત બનેલો આ શ્રીમાન રાજા, આજે પેલી છાણાવાલીમા પોતાનો અર્ધ પ્રાણ જોઇ વળગ્યો હતો. તે મળતા તેને જે સુખ પ્રાપ્ત થયું, તેથી તે મધન થયો, અને મધન થવા સાથે સાહ્યબમાં આવી ચઢયો. સાહ્યબ સાથે ભક્તિ અને પવિત્ર રૂપમા દેશનો ઉદ્ધાર ગણવા લાગ્યો. મોહને આપોઆપ તલાક મળ્યા. સ્વચ્છ ભાનમાં તેનો આનંદ બન્યો, અને પોતાને મળેલા આનંદી પ્રાણમા પોતાનો આનંદાશ્રમ મેળવી, બીજાના ભલામાં પોતાનુ મન તન, ધન અને રક્ત રેડવા આપોઆપ તૈયાર થયો. એ પ્રતાપ ક્યાંથી થયા? કોણે કર્યા? એના જવાબોમા અમે આનંદાશ્રમ ધરીશુ. પ્રભુજી, આવાં આનંદાશ્રમો જગતમાં જલદી તૈયાર કરો!

આ એક સુન્દ સમજથી ભરેલો નાનો લેખ છે, ભલા શિષ્ય, તેને સમજમા લે!

"Supposing that we are fast asleep, and that all the details of our daily life, such as opening our eyes,

moving our head, stretching out our arms, are nothing but false illusions .........One thing alone remains unshakeable that the idea of God like the idea of my own self, is born in me from the hour of my birth. And surely there is nothing strange in the fact that God, in shaping me, has unplanted this conception within me, much as the workman leaves his mark upon the object he has manufectured."—By Rene Descartes.

ગમે તે માનો, ગમે તે ધારો, પણ પ્રાણ સાથે માહા પ્રાણ યાને ખુદા હમેશ જોડાયલો છે. એ જોડાણ તમો જ્ઞાનથી પાળો, તો આનંદ-આશ્રમ ! તમારો દેહ અને પ્રાણ ઘણીજ ઉત્તમ રીતે પેદા થયેલો જોશો.



## "સાહિત્ય સિંગાર."

**સાહિત્ય સિંગાર.** વર્ણન કરતાં મન ઉપર એવી ઉત્તમ ઉલ્લત અને હોંશનો પ્રવેશ થાય છે કે જેનો ટુંક ભાસ આવતા મન આનંદમાં મળકાય છે.

સાહિત્ય સિંગારની શોભા અને પ્રભા ઉછેરવામાં, જેઓ ભાગ ભજવે છે, લીયે છે અને બીજાને દીયે છે, તેઓ હરીનાથના પ્યારાજ હોઇ શકે. સાહિત્ય સિંગારમાં કેવા ભારી રસ ભરેલા હોય છે. કઇકના પેટામાં અંગાર ઉત્તપન થાય, જ્યારે કઇકો આનંદ વ્યાપે. સાહિત્ય સિંગાર પ્રગટ કરનારાઓને જગતના ચાલુ જમાનાના તથા આવતી ઓલાદના આશિર્વાદજ મલતા રહયા છે, અને રહેશે, કારણ કે તે સિંગાર મનનો છે. જેમાં મન ઉંચી પ્રવત્તિમાં જાય છે, અને સદ્ધાચરણના પાઠ ઉપર ઢળતું રહેવાથી હરીના કામને પુર જોશમાં આગળ વધવા સાધન થઇ રહયું છે.

સાહિત્ય સિંગારમાં કવિતા, નાટક, ત્વારિખ, કથા, હુનરકળા, કલ્પીત ખ્યાલો, સંગીત, ભક્તિભાવ રૂપ વિરરસ વાર્તા, આદી બાબદોનો યજ્ઞોજ કુશળ કળાથી સિંગાર સજવામાં આવ્યો છે, અને જન સમાજના મન ઉપર આવતાં તેના અગનિત ફાયદાઓ જગમાં પ્રચાર થયેલ છે. અને થતાંજ રહેશે: જેમાં શિક્ષક તથા શિક્ષિકાનો ઉત્તમ માર્ગ ખિળવવાનો રસમય રસ રહેલો છે. સાહિત્ય સિંગારમાં માર્મીક, ધાર્મીક અને બીજા ઉત્તમ ખ્યાલોનો પ્રેમ પાત્રો બનાયલ છે. જેવા કે માતા તથા પિતાશ્રી તરફ ફરજ અને ભક્તિભાવ! ભાઇબંધુઓ માટે જોશવંતુ પ્રેન અને લેણદેણુની રચના આદમબર થઈ છે. પતિ ભક્તિના ઉત્તમ પાઠો ફળાયલ છે. પ્રેમનું પરોજન ઉત્તમ ભાનમાં સમાયલ થવાથી ખુદ પેદા કરનાર જે જન્મ આપનાર, મારનાર અને ટાળનાર છે, તેનો ઉંચો ભાન આપતો પ્રગટિ ખ્યાલ દોરવામાં આવ્યો છે. સાહિત્ય સિંગારથી નબળા, સબળા બન્યા છે, નાહિમતવાન તથા હીચકારાઓ, વીર્યવાન

અને બહાદુર બન્યા છે, સાહિત્ય સિંગારના સાજથી સતી ને તેણીની સતત અને ઉત્તમ લાજ સાચવવા જીવતોડ પછાડ કરતી દર્શાવવામાં આવી છે. સાહિત્ય સિંગારમાં રાજા અને રૈયત વચ્ચેનો ન્યાય અને પ્રિત, હરીફો વચ્ચેની હાર અને જીત, રંક અને રાય વચ્ચેનો એખલાસ અને મીઠાશ, શિક્ષક અને શિષ્ય વચ્ચેનો મલતાવડો ભાવ, ગુરૂ અને ચેલા વચ્ચેનો અંદાજ, વતરોગે બોધરૂપ પાઠો જગના સાહિત્યમાં શોધતા મલી આવે છે.

આવા પાઠો અને નિબંધો વાંચતા, તેના લેખકો જાણે આપણી સામે સ્વર્ગનીજ સીગનલ, યાને તે રસ્તાની નિશાણુ દેખાડતા, આંગલી ટાંકી ખડા રહયા હોય ને, એમ ધીરજથી વિચાર કરતાં આપણુને માલમ પડે છે.

જો આજે સાહિત્યને ઘણુા દરજ્જે આગળ વધેલો આપણે જોઇ રહયા છૈયે, તો તેની તાતપર્ય પિછાણ કરતા આપણી પહેલી નઝરે, એજ માલમ પડશે, કે આગલા જ્ઞાનીઓએ જો ડહાપણની રચના આપણુા માટે પુરી ન હોત, તો આપણે પોતે આજે કયાં હતે? અથવા એવા ઉંચ વિચારોની વિટમાં આપણુને મનનો ખોરાક ન જડતો હતે, તો આપણુને પોતાને, તે સિંગાર સજ કરવા, કયાંથી વિચારો મલત?

ભલા વાંચક, ત્હારી નઝર આજે સાહિત્ય સિંગારની ટોંચ ઉપર કદાપી હોય તો ધ્યાન દેજે કે, તે ટોંચ ઉપર તને લઇ જનારાઓ તે ત્હારી આગળ જન્મ પામી ગયેલા ઘણુા સાહિત્ય સિંગાર દોરી ગયા, તેઓજ છે, અને તેઓનાજ તું અને હું, બીજા અને બધાં, સદા આભારી રહીશું.

જેઓ સાહિત્ય સિંગારમાં પડયા રહયા છે, મચ્યાં રહયાં છે, તેઓ સાદા ખોરાકમાંજ મૌજ સમજી લીયે છે. સાદા પોષાકમાંજ શરિરની સૌદર્યતા સંભારે છે. સાદા વચન અને વાણીમાંજ પોતાના જીવને સંભાળે છે. ઘરના, ગામના, દેશના પરદેશના હિતને પ્રથમ સાચવે છે. બીજાનું

દુઃખ પોતાનું ગણે છે તેથીજ તે દુઃખના દુંખોના મૂળ કાઢવા પ્રયત્ન કરી રહ્યાં છે.

સાહિત્ય સિંગાર એવું ઉંચ ભાન પેદા કરે છે, કે જેની પાસ તે હોય છે તે દેવતાજ માફક લોકમાં પુંજાય છે. સાહિત્ય સિંગાર જેઓ પોતાની મનની ઉમલતાથી ચિતારી રહયા છે, તેઓથી ખોદી દેવાનું કાંઇ નથી, પણ તેઓની સંગત અને લખાયલી રંગતથી આપણી અંગત ખામી સુધરે છે, અજ્ઞાનતા દુર થઇ જ્ઞાની વધે છે. જ્ઞાન વધવા સાથે, ભિત્તરના બંધ થયેલા ખ્યાલો ખુલ્લતા જાય છે, અને આપણે જે કાંઇ જાણતા ન હતા, તે ઉત્તમ સમુહમાં, ઉંચા જ્ઞાન સાગરમાં, ઉચ્ચા ભકિતભાવ રૂપ આશામ્નાં હોશથી પ્રકાશતા થાય છે, અને તેમ થતાં ભલાઇનો નિકાશ કરતા વધીશું.

સાહિત્ય સિંગારમાં ગુહય લેખોથી આપણે જાણીશું તો આ મળશે કે એકમાં બધુ, તેજ બધાંમાં એક છે. મનુષ્ય માત્રમાં આદી ગુણો છે, જેમાં બે ભાગો છે. સારા ભાગો જ્યાં ખિલ્યાં છે, ત્યાં નઠારા ભાગો, ભલા ખ્યાલથી અને ડહાપણવાલા સ્વભાવથી ડાબી રાખવામાં આવ્યા છે.

મનુષ્ય થયા, માટેજ સાહિત્ય સિંગારની હારમાળા છે. મનુષ્ય થયા માટેજ પ્રેમ, ભકિત, ન્યાય, નેકી છે. ને આ સઘળું નથી તો મનુષ્ય આકારમાં પણ અહેવાનના ગુણોની પ્રગટિજ કહેવાય.

જીવન જો સાચવે તો સાહિત્ય ખાતર! આશા જો રાખે તો સાહિત્ય માટેજ! સાહિત્ય સાથેજ છે, તો ઉપયોગ, સખાવત, પરોપકાર, ન્યાય, મયા, દયા, ઉંચ કળા, ત્હારી પાસે છે. જેઓને ઉપલું ન ભાવે, તેઓ માટે આ કહેવાય કે જ્યાં વાંચન નથી, ત્યાં દુન્યાઇ ખ્યાલનો ઉંચો આદર્શ પાચન થઇ શકેજ નહી, અને તેમ થવાથી, તેને મનુષ્ય અહેવાન કહેવામાં કાંઇ આંચકી નહી આવે.

સાહિત્યના કામને ઉધ્ધાર દેનાર પણ ઉત્તમ ભાગ ભજવે છે. ઇશ્વરે જ્યાં સરસ્વતીની રેલછેળ કરી નથી, ત્યાં કોઇ વખતે દ્રવ્ય, સંતતી હદ બાહેર આવતી કરી છે, અને તેવી સંતતી ધરાવનાર ભલે પોતે લખી વાંચી જાણવાથી બેનસીબ હોય, તો પણ તે સરસ્વતીની સેવા કરી શકશે, તે એમ કે પોતાનું દ્રવ્ય ઉત્તમ કળાના લેખો, નાટકો, કવિતાઓ, સંગીતો વતરોગે લખાવવા બીજા જાણકારોને ઉત્તેજન આપતો રહે. એવી રીતે ખરચાયલો દ્રવ્ય, જેમ ધાન્યના એક દાણા માહેથી હઝારોની ઉત્તપતિ થાય છે, તેમ પોતાના ખરચેલા નાણાથી લખાવેલા, છપાવેલા સાહિત્યના પ્રચાર કરવા કરાવવાથી, હઝારો ગુણોનું મિશ્રદાન ફેલાવો કરાવવાથી ઘણે ભાગે પોતે પણ મોટું પુન્ય કામ હાંસેલ કરવાનો દાવો લઇ શકે. સાહિત્યના શોધકો જગતની સપાતી ઉપર એવી ઉંચી નામનાની કીર્તી કોતરી ગયા છે, કે જેને અમૂલ્ય કહેવાય !

સાહિત્યના કામમાં પડેલા ઘણે ભાગે બિનસ્વાર્થ રહે છે, તેવાઓથી પ્રગટ પામેલા લેખોને જોકે ટીકાની ઘણીજ જરૂરી છે, પણ તે ટીકા જો કોઇ મદભાવથી કરે તો તે ખોટું કામ છે, ગુણી, પણ રચનાથી દોરેલી ટીકા હમેશ લેખકને વધારે જોર અને કુવત આપે છે, જેથી તે પોતાનું ભાન ઉંચુ પ્રમાણનું બનાવવા બીજા લેખો લખતી વખતે, બહુજ ચૈતન્ય બને છે.

ટીકા કરનાર એવો નજ હોઇ શકે કે ટીકા માટે બીજાઓને વચ્ચે પાછું બોલવાનું થાય ! ટુંકમાં, સાહિત્યના શોધકો-બોધકો હરીનીજ સેવા કરે છે, અને તેવાઓને ઉત્તેજન આપનારા હરીનાજ પ્યારા હોય છે. ઇશ્વર સર્વને આવું ભલું કરવાજ સુઝ આપો ! તથાસ્તુ !—

### દોહરા.

હે, માનવ તું આપજે, આ જગતમાં ભોગ,<br>
જેમાં પ્યારો તું ગણે, સાહિત્યનો યોગ.

હે, માનવ તું સાચવે, આ જગતનો ટેક,<br>
ગુણી જ્ઞાની લેખમાં, લખ હોય જે નેક !

હે, માનવ તું આપજે, આ જગતમાં ખાસ,
એવા જ્ઞાની લેખ મહીં, જોશે પ્રભૂ સ્વાસ.
હે, માનવ તું વાંચજે, ઉંચ કળાનો લેખ,
અંતે હર ઘર જાય તો, શુધ્ધ લેખને ભેખ!

જેમ ખુદરતના ખેલો અને ખ્યાલમાં જમીન, (યાને પાતાળ) આસમાન અને પાણીના અવાઝો આપણને મલે છે, તેમ સાહિત્ય સિંગારમાં, prose, poetry and music, પધ્ય, ગધ્ય, અને સંગીતમાં ત્રણ નાદો મલી આવે છે.

ઉપલા ભાગોના વર્ણંગો જુદી જુદી રીતે જુદા જુદા મ્હાન પુરૂષો, તથા નારીઓ કરી ગયા છે, કરે છે અને ભવિષ્યમાં કરતાજ રહેશે.

એક ઉંચ કવિતથી, એક ઉંચ લેખથી, એક રૂડય જોડુ સંગીતથી મન ઉપર જુદી જુદી અસર કઢાવનાર, કવિ, લેખક, અને સંગીત શાસ્ત્રીને ખુદરતથીજ રાહબરી મલી છે, ત્યારેજ તે ભલી અસર પંથરાવી શકે છે. આ બાબદનું સ્મરણ કરવા જ્ઞાન માર્ગે જુદાં જુદાં ગ્રંથો વાંચશો, તો તે માહેથી ઘણું ઉપજાવી અથવા તારવી કાઢશો, જેમ થવાથી તમારો અવસર ઘણો ઉપયોગ અને ઉધ્યોગમાં જશેજ એટલુંજ નહી પણ ચાલુ અને આવતા જમાનાના ખ્યાલમાં કેવી ઉંડાણ ખિળવણીવાલી જ્ઞાની ભેલ કરવા, કરાવવા જોશવંતો ટેકો આપશો!

આ અવાઝો કે, જે કવિ, લેખક અને સંગીત શાસ્ત્રીઓ તરફથી ગાજવાજ કરતા આવે છે, તે કાંઇ ધુળમાં જતા નથી. ભલે તે અવાઝો, કોઇને ન ગમે, પણ જેઓ તેવાં અવાઝો તથા નાદોની શોધ કરતા રહયા છે, તેઓને કાને પડયા વીના રહેશે નહીજ.

જેમકે—

નિકળે કવિના મૂખથી, ગુણીલ શુરીર અવાઝ,
ખરે ભરેલો ત્યાં રહયો, હરી પ્રભૂનો સાઝ!
જગમાં ભરેલી ધૂળમાં, મળશે ઉત્તમ લેખ,
લાખ ઝવાંહીર રદ પડે, લેખ બેમૂળ છે એક!

આ માહે, કદાપી કોઇ કદર નહી કરે પરંતુ—

અગર, તું જાય, કદાપિ જગતની ઠેકડી કરતો, તું પ્રથમ લજવાટ આવે બીજે પળે, તું મરતો ! એવો હાસ નહિ ભરશો.

આપણે હવાં એક દાખલારૂપ ટાંકીશું.

રાબર્ટ પી. ડાઉન્સ, L.L.D. પોતાના " Seven Supreme Poems " માં થોડીક લીટી લખે છે તે આ—" Tradition says that Homer (the great Poet) was blind. It is supposed that the touching lines in the '**Odyssey**' refer to himself—

**" Whom the house loved, and gave him good and ill.**
**Ill, that light she did his eyes deprive;**
**Good, that sweet Minstrelsies divine at will**
**She lent him, and a voice men's ears to thrill"**

એના સાર—શારદા, અથવા વાગ્દેવી, યાને કવિતાઇ દેવી એ હોમરને જે બક્ષ્યુ, તેમાં બન્ને સાથે બક્ષ્યુ—એક બુરૂ, બીજું સારૂં—નઠારૂં જે બક્ષ્યું તે તે મહાન કવિની આંખની રોશની ગઇ હતી ( જ્યારે તેની ડહાપણની આંખોમાં કળાનો કોટ ભર્યો હતો ). જે સારૂ તત્વ બક્ષ્યું તે મહાન કવિતાઇ રચનાના નાદોની રંગત હતી, કે જેના વડે તે મનુષ્ય કાનને ઝઝણાવી અને ઉંચા સ્પંસોથી હગાતો રહયો હતો.

કવિઓ, જે પોતાના ખ્યાલતના ઉપજેલા બાગથી લખે છે, તે વિચારવાણી છે. અંગ્રેજીમાં જેને આપણે **Imagination**, યાને, જાણે વીચારોમાં મનની સીમા ઉપર ન જણાયલા આકારો, મન દ્રષ્ટિ ઉપર આવે છે અને તે એવા હોય છે કે જ્યારે કવિ કવિતાઇમાં, ચિતારો ચિત્રકળામાં, સંગીતકાર સરેદમાં તેને મેલે છે, ત્યારે વાંચક વર્ગ આનંદમય જોશથી તે મન રચનાની મોહિની ઉપર લીન થાય છે. કહે છે કે—

"The greatest poems are but a fine succession of appropriate **images** or **word-pictures**. As the Spring calls up flowers and is expressed in them, so the (lofty) mind the sovereign poet calls up images wherewith to express itself. It is thus that imagination bodies forth the forms of things unknown."

કવિ Homer, હોમર માટે, જે ચિતાર આ પત્રામાં આવ્યો છે, તેમાં એની શકિત કવિતાઇ શકિત, ઘણીજ મહાબળ જણાવી છે, અને જણાઇ છે. જેમાં વીર પુરૂષોને રણસંગ્રામમાં દોરવવા, તેની કલમ કામે લાગી છે, તેમ ધાર્મીક, માર્મીક, અને વ્યહવારૂ બાબદોમાં તે કવિએ ઉત્તમમાં ઉત્તમ ચાતુર્ય દીધુ છે, જેના થોડાક દાખલાઓ હયાં આપીશું.

"He has depicted somewhere a scene, in which the horses of Achilles are represented as weeping upon the death of his friend.

"Meantime, at distance from the scene of blood
The pensive steeds of great Achilles stood;
Their god-like Master Slain before their eyes
They wept, and shared in human miseries."

આ ઉપલી લીટીઓ વાંચવી એક છે, અને તેની સમજથી ખુશી થવું, એ ઉંચ કવિતાઇ શકિત પિછાણનારની બુધ્ધિ પર આધાર છે.

કવિતાઇ ખ્યાલ કોણુને ખુશ કરે, કે જેનામાં ખુશી થવાની હોંશ હોય. જેટલો ભાવ કવિતાઇ શકિત ઉપર મનુષ્યનો વધતો જશે, તેટલોજ ભાવે, આ જગતમાં ઉંચો પ્રકાર, મનુષ્ય ભાન, અને કવિ કળાના શિંગાર વધશે. જ્યાં કવિ કળા નથી, ત્યાં સ્મશાન જેવું ઘોર છે.

આગળ જતાં એ કવિ, Pope ના પુસ્તકમાં, આપણે હૃદયભેદક, જે હૈડાંને ધ્રુજાવી નાંખે એવું કલમ ચિત જોઇએ છીયે કે જેના સિંગારથી, આપણા મન ઉપર અજાયબ અસર થવે આપણે પોતે, તે મ્હાન કવિની શકિત સાંમે કેટલા રજ છૈયે, અને તેમ ખ્યાલમાં લાવવાથી આપણને હોંશ થાય છે કે—

સદાચરણમાં ચાલતા—આવે નવ નવ સુખ,
માણુસ રાખે રાત દીન—હરી કામની ભૂખ.
ઉત્તમ કેરૂ સુખ જ્યાં—ત્યાં ગુણીનો હાવ,
મૂંખવાને તમ કાઢશો—ઉંચ વાણુના ભાવ.

વધુ આગળ જતાં, આપણે તે કૃતિની બીજી રચના હયાં દોરીશું:

"More tender and pathetic still are the lines in which the helpless Helen, as she laments with bitterest grief the death of Hector, tells how, while others reviled her as the author of their calamities he had never given her one unkind word or upbraiding look.

We will quote the lines underneath from the Book by R. P. Downes, L.L.D.:—

Sad Helen next in pomp of grief appears;
Fast from the shining sluices of her eyes
Fall the round crystal drops, while thus she cries:
'Ah, dearest friend! in whom the god had joined
The mildest manners with the bravest mind!
Now twice ten years (unhappy years) are o'er
Since Paris brought me to the Tyrian shore;
(Oh had I perished, ere that form divine
Seduced this soft, this easy heart of mine!)
Yet was it ne'er my fate from thee to find
A deed ungentle, or a word unkind;
When others cursed the authoress of their woe,
Thy pity checked my sorrows in their flow;
If some proud brother eyed me with disdain
Or scornful sister with her sweeping train,
Thy gentle accents softened all my pain
"For thee I mourn; and mourn myself in thee,
The wretched source of all this misery!
The fate I caused for ever I bemoan;
Sad Helen has no friend, now thou art gone!

આ ઉપલી લીટીઓ આપણને હેકતરની ધણિઆણિના વિલાપ વચનોની ભાસ આપે છે, અને તે કવિતાઇ શક્તિમાં બારે લાગે છે, પણ ટીકકા કરતા જરાપણ આંચકી નહિં લઇશું, અને તે એજ કે—

એક વિ પુરૂષના મરણ વખતે, એક વિર વનીતા આ પ્રમાણે વિલાપ કરે છે! મરણ, જન્મ અને લગ્ન એ ત્રણનો સિંગાર, ચાતુર મનુષ્ય ગમે એવો ગણે, પણ તે મહા બાપ હરી સિવાય કોઇના પણ ચલણથી નીજ. દુન્યવિ માયામાં મસ્ત રહેવું એજ પ્રથમ ભુલનું હતું. માયા ભ્રમણા છે, જે એક ખરી વસ્તુ યા ખરી મોજ સમાન લાગે, પરંતુ તે છાયા રૂપજ છે. તે ફક્ટ જોવાની છે, પિછાણવાની છે, તે ઉપર આર ચિત્ત અને ચૈતન્ય રોકવા મારેની કાયા નથી.

એ મહાન કવિ હોમરના ધાર્મિક વિચારો કેવા હશે, તેનો એક ટુંકો દાખલો નિચે છે, જે તેની ધર્મ અભિલાષાનું ઉંચુ રૂપ પ્રગટ કરે છે—

(૧) "Religious, social and domestic ties
" Alike he violates, who willingly
" Would court the horrors of eternal strife.

(૨) " He who, while faring well at Fortune's hands
" Asks more than she has given, asks for ills.

The race of man is as the race of leaves.
Of leaves, one generation by the wind
Is scattered on the earth; another soon
In spring's luxuriant verdure bursts to light.
So with our race; these flourish, those decay.

Thus in 'Iliad'—

" When in the market place men deal unjustly,
" And rulers smile upon unrighteous judgment,
" God sends the storm, the earthquake, and the tempest,
" As ministers of warning and vengeance.

ઉપલી લીટીઓથી આ કવિના વિચારો જણાય છે કે ખોટું કરનારાઓ માટે ખોદાઇ હાયનો ડર માથા પર હમેશ ભમતો રહે છે; અને જેઓ ન્યાયની ટેકડી કરી હસનાર હોય છે, તેઓ માટે ખુદરતી તોફાન એક ચેતવણી મિસાલ ગણવામાં આવે છે.

"The gods approve not violence and wrong;
But him whose ways are righteous do they love."

નિર્દય હાલને મારતો—હરી રડ્યો છે જાણ,
સાચાં વર્તણુ જે કરે—તેને દે છે માન!
એવાં સુધ્ધા જીવથી—હરી મધન છે જાણ,
અનંત કાળે સાંચજો—સ્વર્ગ ધરે તે પ્રાણ.

Neither is the scolemn doctrine of a future life without recognition. The future depicted is for the most part shadowy and uncertain. The Ghosts of the great ones flit to and from in Hades grieving the loss of the warm blood of life. But while the base are overtaken by the vengeance which was delayed on earth, there are glimpses of better things for the deserving.

ઉપલા વિચારો શું દેખાડે છે? પુનર જીવણનો ખ્યાલ દેખાડ ભવિસ્યને પડછાયા જેવું ગણ્યું છે. ભલું અને બુરું કરનાર માટે, જે વેર ખુદરતનો કેહેર છેજ. તેમ ભલા વિચાર અને ભલા કામ કરનારે બદલાની ઉમેદ રાખવી એ સત્ય માનવું.

હોમર એક એવો દાખલો આપે છે કે " એક વખતે (Ulysses) ઉલાઇસીસ ચીંઠડે હાલ હાલતમાં પોતાના ઘરે પાછો ફરી, ઘરમાં જેઓ મેજ ઉપર બેઠા હતા, તેઓ પાસે પોતાનો ખોરાક માંગતા, (Antinous) એનટીન્યસ નામનો શખ્સ એક નાનું સ્તુલ ઉપલા ભિક્ષુકને છુટું મારે છે, તેજ વખતે તેના સાથીઓ માહેલો એક નિચલા શબ્દો, (જેમાં કવિતાઇ શકિતનો જોશ અને ધોધ સમાયલો છે,) બોલે છે :—

"Not to thine honour hast thou now let fall,
Antinous, on the wandering poor this blow,
Haply a god from heaven is in our hall,
And thou art ripe for ruin; I bid thee know
Gods in the garb of strangers to and fro
Wander through cities, and men's ways discern,
Yes, through the wide world in all shapes they go,
Changed yet the same, and with their own eyes learn
How fared the sacred laws, who hold them, and who
spurn.

**એનટીન્યસનો** સાથી શું કહે છે, કે "જે સ્તુલ તુંએ ખોરાકની શોધ મેલવનાંર ભુખ્યાને માર્યું છે, તે કદાચ માણુસ અવતારમાં કોઇ **દેવતાજ** હોય! કારણ કે, ત્હારા કરતુકોનો નતિજો મળવા માટે તું પુરતો લાયક દેખાય છે. દેવતાઓ મોહોલ્લા અને શહેરમાં અજાણુ જેવા દેખાતા સાદા આસામીઓના પોષાકમાં ફરતાજ છે, અને તેઓ ભલા અને બુરાંઓ પવિત્ર કાયદાઓ કેમ પાળે છે, તે પર કેમ અમલ કરે છે, તે કેવી રીતે અનાદર કરે છે, તે ઉપર ચોકસાઇ રાખતા રહયા છે! (અહા, કરપિન, ક્રોધી, ધાટકી, અન્યાઇઓ માટે આ કેવા ભલા વિચારો!)

માટે સાંભળ, ઓ ચતુર વાંચક—

છુપ્યા છે રે જગ બારે—કઇક જીવો તમો સાથે
તપાસે છે ભલાં બુરાં—કરો કામો તમો હાથે!
ફરે છે જો ચિથડ હાલે—ભરે હૈડે હરીની યાદ
દીયે તમને કરો જેવું—થાઓ શાદ, યા નાશાદ!

આવા વિચારોને આધિન થઇ જગમાં જે છુપ્યા સાદા હાલને દેખાય છે, તેઓ ખુદાનાજ ભલા કામ માટે ભલા જાસુસો છે, એમ માનો કે જેઓ આપણા ભલા, ભોલાં, યા ખોટાં દોલાં કામોને તપાસતા રહી હરીનાથને જણાવતા રહયા છે, અને આપણુને તેનો ઇન્સાફ મળતો રહયો છે.

## મનુષ્ય અને તેનુ ધર્મભાન.

શીષ્ય—મનુષ્ય અને તેનું ધર્મભાન. ગુરૂજી આજે વર્ણન કરશો ?

ગુરૂજી—જેવી તમારી મરજી !

હેડે કળ છે માનવમાં—પળે પળે બદલાય,
સતથી કળને પાળતાં—નારાયણ પરથાય !

શિષ્ય—ગુરૂજી, ઘણીક વેળાએ, તમો મરજી, અને કઇક વેળાએ, તમો ઇચ્છા, એવા શબ્દો બોલો છો. શુ તેમાં કાંઇ ફરક છે ?

ગુરૂજી—ઇચ્છા શબ્દ એ શરીરને પંપાળવા માટે છે. જ્યારે મરજી શબ્દ મન શકિતનો પ્રમાણ છે. ઇચ્છા, ઈંદ્રિઓને મજાહ આપતો તત્વ ધરાવે છે. મરજી મનને ઉંચી કળામાં લઈ જવા માટે મોટો આદર્શ છે. મનુષ્યના વિષયમાં, જે ધર્મભાન આપણને વર્ણન કરવાનું છે, તેમાં મરજીનો મોટો પ્રમાણ છે. ધર્મ પ્રમાણ પણ બે જાતના છે.—

"મન ધરે છે વાતમાં, ઇચ્છાનો આધાર,
પણ મરજીના આસ્યથી, જાયછ હરીને દવાર !"

શિષ્ય—અને, તે કયા ગુરૂજી ?

ગુરૂજી—એકતો મતલબ ખાતેર પુજન અને પ્રાર્થના, જેમાં હરરોજ કાંઇને કાંઇ ખોટું કરવું અને તે માટે ધર્મ પુસ્તકથી ભણતર ભણી, તેને માફ કરાવવા માટેની મનને **સમજાવવાની** કોશેશ. યા મંદિરમાં ભણતર બબડી લધું, એટલે, મન સમાધાન થયું, એમ સમજવા વિચાર રાખે !

શિષ્ય—શું એવી ભક્તિમાં ફળ નહિ કે ?

ગુરૂજી—તેમાં ફળ જે મળવા જેવું લાગતું હોય તે મનને ફોકટ સધ્યારો આપી બહેકાવવા જેવો લેખાય. પ્રાર્થના કરવી, બંદગી કરવી, ભક્તિ કરવી એ અવશ્ય આગળ વધવાની નિશાન છે. પણ તેને યંત્ર રૂપ વ્યવહારમાં રોજ મુખના પટપટારાથી ભણ્યા જવું એ મુર્ખપણું કહેવાય.

ભણતર ભણુશો લાખનું, કામ કરો નહિ એક,
ફળ કશો ન જાણુશો, હરી ઘરમાં ન ટેક.

શિષ્ય—શું દરરોજ થયલી ભુલને દરરોજ માફી પ્રભુ નહિં આપે કે ?

ગુરૂજી—માફી અને શાંતિ, મન મનાવવાની હોશ રાખે, તો રોજના દુરાચાર કરવા અને તેની માફી માંગવાનો અત્યાચાર ભલે થાય, પણ તેમાં કાંઇ માલ નથી. એકરાર કરવો અને તે હમેશ માટે કરવો, એમાં જીવ આત્મા આગળ વધે. એક સરખી ભક્તિ કરવી અને રોજના એક સરખાં પ્રપંચો જમાવવા એનું નામ કાંઇજ નહિ. પણ વંઠેલ મુર્ખાઓ, બદદીણુ, કુકર્મી વિચારવાળાઓનો હલકો દાવો છે, કે તેઓ જુઠું કરે છે અને માફી ચાહે છે.

શિષ્ય—કાંય ?

ગુરૂજી—આપણુને એક માઇલ ચાલવું છે તે આપણે ચાલવા શરૂ કરીશું, હવે માની લ્યો કે આપણે પાંચ પગથીઆ આગળ વધ્યા અને પાંચ ડગળ હઠી ગયા. શું મંજીલ થશે ? ઠેડાવેલા મુકામે પુગાશે ?

શિષ્ય—ઓહો ગુરૂજી, હવે હું સમજયો ! એજ કે ઘડીયાલના પેનડયુલમ યાને લુલક માફક આપણે હાલ્યાજ કરીએ ! ખરેખર તેથી જીવનની મુસાફરી કેમ પુરી થાય ?

ગુરૂજી—ત્યારે થયું એમ કે, મનુષ્ય ભાન ધરાવી, તેમાં ઉચું વર્તણુ કરવા બદલે ઉંચી મન શક્તિ વાપરવા બદલે ઉંચુ ભાન પ્રાપ્ત કરી ભક્તિ માર્ગ ધરવા બદલે, જીંદગીને એક ચાવી આપેલા યંત્ર માફક ડોળતી કરવી ! શુ એનુ નામ, મનુષ્ય ભાન ?

શિષ્ય—ખરેજ ગુરૂજી, મનુષ્ય અવતાર કાંઇ યંત્ર તો નથીજ. માટે, તેમા ભક્તિ રસ કસ, અને જશ વધારવાનો અવશ્ય છેજ. આવો જન્મ ખરેજ, ઘડી ઘડી આવતો હોય, એ ઘણુજ મુશકેલ છે.

ગુરૂજી—ત્યારે મનુષ્ય જન્મ, જાનવરોના જીવનથી તફાવત રાખે કે નહિ ?

શિષ્ય—ઓહો જરૂરેજ તેમ કરે. કારણ કે પછી તે (મનુષ્ય) અવતાર હોવાં છતાં, જાનવર કહેવડાવવું એ શર્મ ભરેલું છે, ત્યારે મનુષ્ય ધર્મમા, હઠીલાઇ, આળસ, કીનો, કપટ, દ્વેષ જુઠું એવા આદી ગુણો નજ હોવા જોઇએ.

ગુરૂજી—અને તેવા દુર્ગુણો હોય, તેને જડમુળથી મટાડવા કોશેશ કરવી કે નહિ? એવુ ખોટું કરવાથી સમાજ શરમાય કે નહિ? પ્રભુ ખુશી થાય કે? ના, નહિજ!

શિષ્ય—કોશશ કરવીજ જોઇએ. અને તે માટેજ ભક્તિ છે.

ગુરૂજી—શુ ભક્તિ જાનવરમાં છે? શુ બદલો વાળવાનો ગુણ જાનવરમાં છે?

શિષ્ય—હા, ગુરૂજી, તેમ પણ છે!

ગુરૂજી—કહો. કયાં, અને કેમ?

શિષ્ય—આપણે કુત્રા તથા ઘોડા પાળયે છીયે, અને તેઓની વફાદારીની વાતો, નિમકહલાલીની વાતો જાણયે છીએ માન્યે છીયે.

ગુરૂજી—ત્યારે મનુષ્ય થઇને, આવી ચાલને બદલે, બેવફાઇ, બેવચની બેમુરવતાઇ, હેવાન્યત ચાલ ચલાવે, આને તેને મનુષ્ય કહેવું વ્યાજબી કહેવાય!

શિષ્ય—ના નહિજ.

ગુરૂજી—મન અંધેરા હોય જ્યાં—ને મુળ સાફ અહેવાન
કુલ લાજકી બાત નહિ—કોણુ કહે ઇનસાન!
માનવ જન્મે તું રહયો—પાઠ ધરે ગુણવાન
એ ચાલ જયો પાસ નહિં—પસંદ કરે ભગવાન?

શિષ્ય—ના, ગુરૂજી. નહિ, તેને ભગવાન કદિ પસંદ કરે નહિ.

ગુરૂજી—નેકી માનવ ધર્મ હય—ચાલમે સત પ્રમાણ,
સીધ્ધી સાદી બાતમે—બાન ભરે વિજ્ઞાન!
આફત કીસપર હો ખડી—દે મદદકો હાથ.
કષ્ટ, જીવપે લાખ બસે—હરકી હરં સંગાત!

ધન જો અપની પાસ હય, પાળે નિર્ધન જાન,
ઐસે ઇજત દાર પે, હયે ખુદાકા માન.
ધન નહિ, પણ જ્ઞાન હો, દેવે ઇસકા દાન,
હર હર બાતે જ્ઞાનકી, દેવે, કો, અજ્ઞાન.
જો કોઇ માજુર હો ખડા, ઉસકો દેવે હાથ,
ઐસે દાના કામમે, ધર્મ ભાનકા સાથ.

શિષ્ય—ગુરૂજી, આ બધુ કયારે થશે?

ગુરૂજી—જ્યારે ધર્મને ચલાવનારાઓ, પુજારીઓ પોતાની મતી જેવી બહારથી સાફ દેખાડવામા ધારે છે, તેવી હૈડાંથી સાફ રાખે ત્યારે ! ત્યા સુધી જગત મેલુ છે, ઘેલુ છે.

શિષ્ય— તેમાં તો ઘણા દોષ જણાય છે.

ગુરૂજી—કારણકે, સ્વાર્થને પાળવાના હોંશ મનાય છે. ક્ષણ ભંગુર મોજને ખાતેર, જીંદગીની ઉત્તમ હાલતને દોઝખની ઉંડી ખાહીમા નમાવવા માટેનો તેઓનો ડર, જીગરથી ઉડી ગયલો લાગે છે.

સ્વારથ કી હય બાત સબ, જગતક બહેતી જાય,
ઉસ કારણ કોઇ વિષ્યકો, કળ્યુગ કહેતી ધાય.

શિષ્ય—શુ દોઝખ જેવી કોઇ જગ્યા હશે?

ગુરૂજી—આપણી ચાલુ બીમારી, આપણી ચાલુ ચિંતા, આપણી ઝંઝત, આપણા ઓળા પાછળ ધસવાના હોંશ, એ બધુજ દોઝખ સમાન ગણાય તો બસ છે. એવી કોઇ જગ્યા શોધવા જવુ પડે, એવુ કાંઇ નથી. આ જગત કે જયાં આપણે દરરોજ દ્રષ્ટિ ફેંકતાં રહયાં છે, ત્યાં તમને કાઇ તફાવત લાગતો નથી? શુ મંદિરના પુંજારીઓને, જે સ્થાન આપ્યો છે, તે સ્થાનની શાંતિ કરતા, જેઓ એહું ઉચકવાનો પેશો કરી રહયા છે. તેઓ વચ્ચે ફેર નથા? શુ ત્યારે, ધર્મભાને ચાલનારાઓ, ખોટુ કામ કરી રહયા છે, તેઓ, તે સ્થાને, સદા કાળ બીરાજમાન થવા લાયેક રહેશે? શુ ન્યાયધીશો, ન્યાય ને બદલે, નિચ લાલચમા લપ

આઇ રહ્યા હોય, તેઓ ખોટો ન્યાય કરી, ઉચ ન્યાય કળાની અદાલતમા બીરાજમાન થવા લાયક રહેશે ? જે સત્તાધીશો, પોતાનો ઉચો દરજ્જો, પોતાનો ઉચો પગાર મેળવી, જેઓ માટે તેઓને નેમવામા આવ્યા છે, ત્યાંથી પોતાની મતલબનો લાહવો, પોતાની મતલબનો માવો જમવા પડયા હોય, તેઓ વધારે સુખમા જશે, એમ કોઇ કહી શકશે ? પોતાના ધણીને બનાવી ને, ધણિઆણિ (કહેવાતી પ્રાયા) તરાહીત મરદ સાથે મનની ઘેલછાને ગુમાવવા પડી, તે સ્ત્રી સતી બાનમા શોભવા લાયક થશે ? ભાયડો, બાયડીના ચાળાની ભાત ખાય, તે જીવન, તે બાન, મનુષ્ય બાન કહેવાય ?

છતી રૂપસુદરી પોતાની પ્રિયા હોવા છતા, કુંછંડ પ્રીયા સાથે, ભટકતો ભાવતો પુરૂષ હરી સ્થાનના ચરણુ જોવા ભાગ્યમંદ કહેવાશે ? ખરા વચન અને વાણી માટે બીજાઓને ઉપદેશ દેતો ભક્ત, પોતાના રકત ને નિચ હવસ અને વચન તોડના કામમાં હાથ મેલા કરશે, મનને ખોટે માર્ગે ધરશે, તેને ઉત્તમ સુખની આશ રાખવી, એ ન બનવા જોગ વાત છે !

શિષ્ય—ત્યારે, એક જન્મ લેતા પ્રાણીને ઉંચ ગતીએ વધવા, કેવા સાધનો કામ લાગે ? તેવો કોઇ કાનુન ટુંકમાં દર્શાવશો ?

ગુરૂજી—જન્મ સમયના વખતથીજ ઉત્તમ ઉસતાદ, તે માતા છે. માતાએ મમતાથી બાળકને દુધ આપવાના વખતેજ, આનંદમય હાલતનો પ્રકાશ મુખ ઉપર રાખવા કોશેશ કરી, જન્મેલાં વહાલાં બાળકને હસ્તે ચેહેરે ખુશમય રાખવાનો પ્રથમ કોશશ છે.

તે પછી ધીમે ધીમે તેને વાચાવાણી, એવી ભલી એવી મીઠાસરૂપ બોલવી જોઇએ કે, બાળક માતાના મીઠાસ અને મમતાના પાઠો મુગે મોઢે ગ્રહન કરેતા શિખે. માતાની ચાલ, માતાનુ બોલવુ, માતાના વચનવાણીઓ, બાળકની જીંદગીને ઉત્તમ બનાવવા, બહુજ વગવાળો સમય છે,—ત્યાંથીજ બાળક ટેવ પાડતા શિખે છે. માતાની હરેક વાત

માત, ચાલ્લ ચલણનો ઉતારો કરવા હૈડામાં જ્ઞાન બાંધે છે. ત્યાંથી આગળ વધતા, પ્રથમ શાળામાં અભ્યાસ કરાવવા મોકલતી વેળા ઘણી કાળજી રાખવી અવશ્ય છે. તેમ બાળકને બાળપણામાં જેટલી રમતની જરૂર હતી તે રમત માહેથી ચિત્તને બાજુએ ધરી, નવા શિક્ષણની ટીપમાં દાખલ કરવાની રજ ફુજવા દેવી નહિ. બાળક મોટુ થવે જે દોષ બતાવે, તેમા હાથ માતાનોજ હોય.

એ પ્રમાણે તેને ધંધા વેપારમાં સામેલ કરવાની હીલચાલ પર, ઘણુંજ સત્યભાન રાખવાનુ શિક્ષણ પુરંતુ દેવું જોઇએ. ગમે એ સ્થાને લબાદ કામ ન થાય, તેની ઉંચી તીવતા પ્રથમથીજ જડ કરવાની સર્વેની કોશશ જેમા માત પિતાનો મોટો હાથ અને ભાગ છે, જે ઘણીજ ખંતીલી રીતનો હોવો જોઇએ !

બ્યહવારના કામમાં ઘરની, બહારની, દેશની સેવા ચાકરી ઉપર, ધરમ અને ક્રિયાકામો ઉપર સુખ અને દુઃખના સંબંધોમાં ધીરજ, અને તહેકીક, એવા ગુણો પ્રાપ્ત કરાવવા, જેઓ વડીલો હોય, તેઓએ ઘણીજ મહેનત કરવી જોઇએ. એવા ઉતમ ગુણના બાળકે દુન્યામાં ઉપયોગ, અને ખંત સાથ સત સેવાએ, ધન નહિ તો ધાન્ય મેળવી, પેટ ભરવાને, સામર્થ તો મેળવેલોજ કહેવાય !

શિષ્ય—ધર્મ શિખવાથી શો ફાયદો ?

ગુરૂજી—ધર્મ નેકીની વાત શિખવે છે. શાંતિ, સંતોષ શિખવે છે. શિખ્યા પછી ખરૂં ખોટું કેમ થાય. તેમા સ્યો ફળ આવે તેની સીધ્ધી સમજાય છે. તે ઉપરથી મનમાં ઉતમ વિચારો પ્રગટી, હૃદય સ્થાનથી ન જણાયલા ખ્યાલો પ્રગટ થતા, પોતાને દુન્યાને બીજાઓ કરતા, જુદાંજ પ્રમાણુનો જોઇ લીયે છે. નેકીના નેક રસ્તેથી. નેક કામ, ધીરજ, શાંતી હિમ્મત, સફાઈ, સચ્ચાઇ, નિયમીતપણુ, હૈડામાં દાખલ થાય છે. હઝારો પંડીત, હઝારો જ્ઞાનીઓ, હોય છે, પણ કઇ માર્ગમા સુખ સમજીને,

ઉચી ગતિમાં મતિને મઢીને હઝારો લાખોમાં નવો, આત્માં બનેલ પોતાને અને પોતાની આસપાસનાઓને રોશની આપતો ઠરે છે.

શિષ્ય—ત્યારે, જેઓ સ્વામિની ઉંચ ગતિમાં ગણાય છે, તેઓને કેવી જાતના દુઃખ ખમવાં પડયાં હશે ?

ગુરૂજી—તે દુઃખો નહિ પણ સુખો હતાં, કારણકે તેમાં સુખ માન્ય કર્યું એટલે જે પોતાની મતિ ઉંચ પ્રમાણની હતી. જેથી તેઓને બીજાનાં ભલામાં પોતાનું કષ્ટ નષ્ટ લાગ્યું, જેથીજ તેઓ સ્વામિ સેવા કરતા જગતમાં રોશની આપનારા દેવતાઓ મિસાલ પમડાત કરતા રહયા.

શિષ્ય—ખરેજ, આ સ્થાન તેજ મનુષ્ય પ્રમાણ, અને મનુષ્ય માન અને ભાન કહેવાય?

ગુરૂજી—ખરૂ છે! દેવતાઓ, આપણું કામ કરવા તૈયાર ઉભા છે. ખોટી માત્ર આપણી છે. દેવતાઓ માટે મનુષ્ય નથી, પણ દેવતાઓ, મનુષ્ય, ઉંચ મનુષ્ય માનની સેવા કરવા તૈયાર રહ્યા છે.

શિષ્ય—કોઇ કહે છે કે, મનુષ્યે હર કામમા મોજ લેવી જોઇએ એ ખરૂ છે ?

ગુરૂજી—પણ મનુષ્ય, માત્ર કેવું હોઉં જોઇએ, તેનું સ્મરણ કરાવીશ. કોઇ લખી ગયો છે ખરો કે, Man must take delight in all his work! પણ તે પહેલા મનુષ્ય માત્ર કેવો હોવો જોઇએ, તે તમારે નકકી કરવાનુ છે. તે હુ બીજા ભાગમાં સમજાવીશ.

માનવ ત્હારા દેહ બદનનો ખ્યાલ, કરે તે, તુંજ સારો,
અગર બદનમા દુઃખ સમાવી ફરે જો રંજે, તુંજ બિચારો!
બદન ગમાવે, હવસની મોજે, એજ વિચાર જે તુંજનો પ્યારો,
આજે દુખના ડંખ ખમતા, બુમ કરાવે (તે) તુજ બિચારો.
તુંજ વખતે વાત હતી, તે યુવાન જોબન સાચવ સારો,
કરી સંભાવત સુજ્ઞ ભાવે, આજે તુજનો ખ્યાલ છે પ્યારો!
ભલા માત ને તાત તો પાળે, સાથે ચાલબી રાખે સારો,
તુજ કરણના ભાન તાણુમાં, પ્રભુ લાવે આનંદ પ્યારો!

મોજ કરે તો ઉત્તમ ભાને, ખેતર ખેડે હિતે સારો,
માનવનો તો પ્યારો કરશે, હરી ભાનનો પણ તું પ્યારો!
જગ સેવાની મોજ દિન ત્રણ, હરી મોજ તો અંતે સારો,
પ્રથમ તો પમરૂ આ લોક, લોકે, બીજો અંતે હરીને પ્યારો!
સેવા સત્ય સાથ ધરીને, રંક જણને હાથ દે પ્યારો,
ભૂખ ભૂખ્યાની કરી નિવારણ, જંત જીવનને ધરીશ ચારો!
ઉંચ ગતિની જે મતિ છે, તે મતિથી વધેલા પ્યારા,
કઇક સંતો કઈક ભક્તો, ફરે છે જગમાં બનીને ન્યારા!
મનુષ્ય દેહમાં અંશ હરીને, કાં ન કરશો પ્રકાશ સારો!
એ પ્રકાશે આસપાસમાં, પ્રકાશ છે જેમ શુક્રનો તારો!
આડું અવળું જાતું હો તો, દોષ નથી. ના કોનો આરો!
ઉજાશ શિરે લાવો યા અંધ, એમા ના છે કશાનો ચારો!
કષ્ટ પાળની પાસ ફરેતો, વૈભવ લાગે પ્રથમ અકારો!
પણ તો તે છે પરિક્ષા માત્ર, ભર્યો છે ત્યાં સુખનો ભારો!
જગત ઝાડ પર ડાળે ડાળે, એક એક ફળમા રસ છે સારો,
એ ફળોને સંચી ખા તું, તું બનાવે અમૃત ક્યારો!
લિંબ વેલ પણ પડયા છે રે, ત્યાંથી રહેજે દુરજ સારો,
અગર જરા પણ તેને હસ્યો, કાળ આવે ખરે નઠારો!
મનુષ્ય ભાને સત્તને ગાતો, ચરણ જશે તું પ્રભૂ પ્યારો,
હરખ હોશથી અંનત કાળ તક, કરણી ગાશે ન્હાશો પ્યારો!

સેવટે મનુષ્ય, અને તેનું ધર્મમાન એ બાબદની છેવટે, એજ સાર કાઢીશુ કે મનુષ્ય અને સ્વાર્થિ મનુષ્ય એ પ્રથમ તબકો ધરાવતુ હોય છે, જેને મોતની બીક હોય છે, અને અજ્ઞાનતા પસંદ કરી, તેમા રહેવા ગમે છે. જ્યારે જ્ઞાની મનુષ્ય ભાન, કે જે પોતાની મન શકિતને વધારા, તેમાં મોજ માનવા ખાહેશ રાખે છે, જે, પોતાની મતલબતો પાળે છે, પણ સાથે બીજાના માટે, કાંઇક સારૂ કરવાનો ખ્યાલ ધરાવે છે, તે મોત માને છે પણ જ્ઞાન માર્ગે, તે માંહેથી છુટવા, સારૂ કામ કરવા ધારણા રાખી, તે મોતના ભયને આસાન બનાવે છે, જ્યારે આત્મિક મનુષ્ય જીંદગીને

એક રૂડી મંઝલ ગણે છે. અને, તેવી મંઝલમાં, બીજાના ભલા અર્થેજ પોતે જીવન લાગ્યો છે, તેવા સાબેત કદમ પર, પોતાનો જીવ પરની સેવા કરવા રાખે છે. તે મોતને અમ્મર જીવનના જીવવા, એક સાધન માને છે. તે મોતના પંજામાં, પ્રભુ તરફથી મોટો કામ, મોટો ઓધ્ધો મેળવવા જેવું ભાન જાણે છે, અને મોત તે કાંઇજ નહી, પણ ઉંચ વર્ગમા, ઉંચ ભક્તિમા, ઉંચ પરાક્રમમાં જવાનો, એક (Tunnel) એક બુગડો માને છે.

આ ત્રણ તબકકા એકજ રૂપમાં પુરા કરવા કોઇ માને કે કોઇ ન માને, તે માટે અમે થોભીશુ નહી. પણ આટલું જણાવવા બાર મેળીશુ, કે એક વર્ગના પાઠો બરોબર ભણાય નહિ, તેની પરીક્ષાની પદવી પુરી થાય નહિ, ત્યાં સુધી ઉંચા વર્ગોમાં જવાની દિક્ષા માનવી ફોકટ છે.

માણુસ પોતાના હવસોને એક પળમા દાબી દેવા સત્તા ધરાવે કે તેને દાબવાને હઝારો વર્ષો, યા જનમો લીયે, એ સાથે અમને કામ નથી, પણ વર્ગ પ્રમાણે વર્ગ પસાર કરવાથીજ, ઉંચુ પ્રમાણનું મનુષ્ય અને મનુષ્ય ભાન તૈયાર થાય છે.

---

આફ્રીનના ઉદગારો—ઉપલી બાબદ આપણે વાંચી છે. હવે જે આપણુને કહેવાનું બાકી છે, તે એજ કે " નામાંકિત કવિઓ, ચિતારાઓ હુનર શાસ્ત્રીઓ, જેઓ બેમૂળ ખજાનો આપણુને વારસામાં આપીને ગુઝર પામ્યા છે, તેઓને અમર્ગ શાંતિ મળો, એજ આપણી પ્રાર્થના છે અને તે ભલા જાનો, તે અંદીઠ દુન્યાથી આપણુને પણ આપણા કામમાં હર હમેશ મદદ કરતા રહે, એજ બંદગી કરીશું. આપણા હૃદય માંહેથી જે ઉદગારો નિકળે છે, લખાય છે તે પણ તે મિનોઇ મથના માલેકોના પ્રતાપ અને પ્રભાવથીજ થાય છે અને થશે, જ્યારે આપણું મન જગતના સંતાપમાં ત્રાસે છે, તે વેળા પણ તેઓનીજ મદદથી આપણે આપણી મૂશકેલી ટાળી શકીશું. જો આપણે તેઓની સહાયતા માંગીશું તો, એજ!

## યોગ-યાને ભોગ-યા-જોગ.

શિષ્ય—ગુરૂજી પ્રેમાનંદ તમે યોગ માટે, કાંઈ કહેવાના હતા, તે આજે હાથ ધરશો ?

ગુરૂજી—મ્હારા બ્હાલા બંધુઓ માટે, હું શું નહિ કરીશ ? બોલો, શુ પુંછવા માંગો છો ?

શિષ્ય—અમારૂં સમાધાન થાય, એવું કાંઇ સમજાવશો ? વાર વેળાએ સાંભળવામાં આવ્યું છે, કે, હઠયોગ યા સતયોગ યા, એમ કાઇ તરાહના યોગ થાય છે, તે અમને સમજાવશો.

ગુરૂજી—દુન્યામાં ઘણી જાતના ભોગ-યોગ થાય છે. મુખ્ય, કર્મ-યોગ-હઠ યોગ-સત યોગ-ધર્મ યોગ-જ્ઞાનયોગ, અને વળી મુક્તિ-યોગ પણ છે.

શિષ્ય—આ બધામાં સર્વથી ગુણકાર કયો યોગ ગુરૂજી ?

ગુરૂજી—સરસ અને નરસ, અસલ અને નકલ, એ બધામાં જેને જે ભાવે, તે સરસ ! મનુષ્ય માત્રને હરી સ્થાને પોહોચવા વગર છુટકોજ નથી. હવે એમ સમજી લ્યો, કે, તમને અમુક લાંબે છેટે જવાનુ છે, ત્યાં, તમે ભલે પગે ચાલીને જાઓ, યા દોડીને ! ભલે વરાળ રથમાં, યા બળદ, યા ઘોડા ગાડીમાં, ભલે મોટરમાં, યા વીમાનથી અને હજી પણ એ સિવાય નવી નવાઇના સાધણો હોય, તેથી તમે જઇ શકો પરંતુ જવાનુ તો ખરૂં ખરૂ છે. કે કોઇ પોતાના કર્મ ઉપર આધાર રાખી બેસે કોઇ કોશશનો યોગાયંત્ર પર મથન કરે—

શિષ્ય—પણુ તમારા મનમા શી રેખા ઉત્તમ કહેવાય છે, તે કહેશો ?

ગુરૂજી—મ્હારા સાદા વિચારે તો, હુ જ્ઞાન-યોગ સર્વેથી મોટો અને સર્વેથી શ્રેષ્ટ માનું છું. એથી મન કેળવાય છે અને મનને અમલમાં રાખવા જેવો ઉત્તમ યોગ બીજો શું હોય ?

શિષ્ય—શું હઠ-યોગ નહિ ?

ગુરૂજી—ભલે કોઇને તેમ કરવા ભાવે, પણ હુ તો તેની સખત વિરોધ ધારીશ. કારણકે ઇશ્વરે હાથ, પગો, શરીરના અવયવો ખાસ કામ

માટે આપ્યા, તેને કષ્ટમાં નાખી, તેને, નબળા બનાવી, દહેને દુઃખમાં નાખવો એ ખોટુ કહેવાય. જાણે હાથને ઉંચો ધરવાથી, હાથ જુઠો થઈ જાય, અને પોતાના હાથે આડુ અવળું ન બને, તે માટે કષ્ટ ખરૂ કે નહિ?

શિષ્ય—ખરૂં છે ગુરૂજી.

ગુરૂજી—ત્યારે, આથી શું સંભળાશે?

શિષ્ય—એજ કે મનને નહિ મારતા, તેને હાથને કષ્ટ દીધું. જો મનને કાબુમાં લાવતે, તો તે હાથ વડે ખોટું કામ નહિજ થાત; કારણકે, જ્યાં સુધી મન સાફ થતું નથી, ત્યાં સુધી બહારની સફાઈ શી છે?

ગુરૂજી—ત્યારે, જ્ઞાન પ્રબળ હોત, તો આવો કષ્ટ લેવા કાંઈ જરૂર પડે? જેઓ આપણી દ્રષ્ટિએ આંધળા, આંગળા, પાંગલા આવે છે, તેઓને બચાવવા, નિભાવવા આપણે દયા સાથે, પ્રયત્ન કર્યે છીયે, જ્યારે હરીએ શોભીત સિંગાર આપ્યા છતાં તેને ભાગી, તેને દુઃખ આપી, હઠ માર્ગની જપના કરવી એ તો ખોટુ.

તેમજ વળી કર્મ ઉપર ભરૂસો રાખી, હાથ પગ હળવવા વગર દરેક ચીજ મેળવી લેવાનો હેતું કાંઇ મ્હને તો ઠીક લાગતો નથી.

શિષ્ય—પણ ગુરૂજી, સત્ય-માર્ગ, શ્રેષ્ટ નહિ કે? કોઈ જ્ઞાની હોય, છતાં અસત હોય-તો કેમ થાય?

ગુરૂજી—ખરૂં છે, પણ સત્યવાન હોય, અને અભણ હોય તો શું થાય? સત્ય, અને તે સાથે મ્હાબળ જ્ઞાન હોય તો જ્ઞાનથી સત્યને ઝમકાવવા, ઉંચ જ્ઞાનની જરૂરજ હતી. કોઇ હરામખોરના વાત માની લઇ, તેઓને ઉત્તેજન પ્રાપ્ત કરવા, એક સત્ય માણુસ મદદ કરે, પરંતુ તે મદદ કરવા પહેલા, પેલાના કામની પ્રથુકરણ જ્ઞાન-માર્ગે જાણુતો હોય, તો પિછાણુ કરવાની ઉડાણુમાં તે ઘણે ભાગે સારૂં કરાવવાજ, બાગ્યબંદ રહે.

શિષ્ય—ખરેજ, જ્ઞાન-માર્ગ અમને પણ લાગે છે કે ઉત્તમ માર્ગ છે.

ગુરૂજી—જેમાં પ્રયત્ન ભાર, ઉલટ અને હોંશ ઉપર, સાચા એનેકાદ ઉપર રચાયો, ત્યાં જ્ઞાન પ્રગટવા કાંઇ વેગળું નથી. કોઇ પણ સાચા ભાવે કરવા ધાર્યું, કે ગુણ-ભાવ મદદ કરવો. કારણકે માનવના ભિતરમાં એવી બળવાન ખાણ સમાઇ છે કે જેના પ્રતાપે તે દેવ પૂજન જાણી શકે છે. કેટલાકો મુક્તિ-યોગ પર આશા રાખે છે, પણ જાની મહેનત વગર મુક્તિ કયાંથી ?

શિષ્ય—શુ એમ બનતું હશે ?

ગુરૂજી—હુ તમને એક સવાલ કરીશ.

શિષ્ય—બોલો ગુરૂજી.

ગુરૂજી—આપણે બે સાથે રહયા છૈયે, હવે આપણે ભોજન પકાવી જમવા બેઠા, અને તમારૂ ભોજન તમને ન ધરતા, હુ બન્ને જમી ગયો. એમ રોજ ચાલવા માંડયુ, ત્યારે મને સમજાવશો કે ફળ શુ આવશે ?

શિષ્ય—એકતો નિયમ પ્રમાણે તમે બેવડુ ભોજન જમ્યા, તેથી તમારી દેહ બગાડી તથા મ્હારૂં ભોજન મ્હને ન દેતાં, તમો જમ્યા, તેથી ખરેખર મ્હારૂ પેટતો ખાલીજ રહેશે.

ગુરૂજી—ત્યારે કહો શિષ્ય, કે આખી જીંદગી ભર હું ખોટાં કામ કરીશ અને તે મટાડવા, હું અહિં તહિં, ખેરાતમા, યા પુન્યદાનમાં દઇશ. યા, કોઇ બ્રાહમ પાસે જઇ, મ્હારા સઘળાં ખોટાં કામોનો એકરાર કરીશ, અને તે પેલો સ્વામિ, યા ગોરજી, યા ગુરૂજી, મ્હને ધર્મભાવના થોડા ઉપદેશ આપી, ભણતર ભણાવી, ગણાવી, મુક્તિ આપી શકશે ખરો કે ?

શિસ્ય—ના. નહિજ.

ગુરૂજી—ત્યારે શો પરિણામ જણાશે ?

શિષ્ય—જરાક કાંઇ શાંતિ થશે.

ગુરૂજી—એમજ જ્યારે, શાંતિ થાય છે, તો આપણી પોતાનીજ મેળ, તેવી શાંતિ પ્રાપ્ત કરવા આપણે પસ્તાવો કરી પ્રભુથી માફી માગવી અને જે કાંઇ જીવનના દિવસો રહયા હોય, તેમાં કંઇપણ ભલાઇનું કરવુ, તો તેમાં કંઇક પ્રકારે મુક્તિ થઇ શકે.

શિષ્ય—ખરૂ છે, ગુરૂજી. તમો કહો છો તેનો કાંઇ ખ્યાલ આવે છે ખરો.

ગુરૂજી—આ જગતમા એવા વિચારો પ્રગટિ રહયા છે કે એકએક ખરાને ખોટાંજ માનવામા તૌર જાગ્યો છે. જ્યારે ખોટાં, મોટા મોટા ઓહ્દા ઉપર પડયા રહયા છે પરંતુ દરેકને યાદ રાખવાનુ છે, કે, જે સ્થાને, જે હકુમત, જે સત્તા, પોતાના હાથ હોય, તે સત્તામા કાંઈ પોતાના સ્વાર્થ અર્થે કરવાથી તેનો બદલો, કોઇપણ વખતે મળવા વગર રહેતો નથી. માટે હવે પછી આવતા જન્મોને માનવા કારણ હોય, તો આજેજ કાળા કામથી દુર રહી ભવ્ય, અને ભક્તિરસના પણ સાચ્ચી કસ અને કસોટીના કામો કરતા રહો, જેથી કાંઇ ભવિષ્યમા હોય તો તે સારાજ વર્તણ માટે આવશે.

શિષ્ય—ત્યારે તમારા ઉપદેશથી આ પણ સમજમાં, આવે છે, કે જે કાંઇ હાલમા આપણે ખમતા હોઇએ અને તે છતા, ચાલુ વખતમાં કશુએ ખોટુ ન કરવા છતાં, તે ખમતાં હોઇએ, તો જરૂરજ, તે ભોગવતા આપણને આપણા આગલા કરેલા ખોટા વિચારનાજ પરિણામે હશે ?

ગુરૂજી—જેમ ગમે તેમ માનો ! પણ આટલું તો સર્વે કોઇ જાંણે છે, કે જે હલકુ કામ કોઇ કરે છે, તે બીજાની નઝરે પડતું નથી, એ ખરૂ છે, પણ છતાં તે કામ તો હરીશ્રી હમેશ જોય છે, છતા, ખોટુ કરનારને તે માટે બીક નથી. જ્યારે મનુષ્ય દ્રષ્ટિની, અને મનુષ્ય જાણની તેને બીક રહે છે. પણ તેથી એમ ઠરશે નહિ કે જે કામ તેને ખોટુ કર્યું, તે તેનુ ભિતર જાણે છે, છતાં ખોટુ કામ કરતો જાય છે, તેમજ જ્યારે, સારા કામ વખતે ખોટા બદલો મેળવે છે. ત્યારે તેને સંતાપ કરવાની જરૂરજ નથી, કારણકે માનવુજ જોઇએ, કે પેલા છુપ્યા રહેલા, વગર દુખે પસાર કરી ગયેલા ખોટાં કામનો, કદાપિ તે બદલોજ હોય !

શિષ્ય—ગુરૂજી, ખરેખર, તમારા શબ્દો ભિતરમા રાખવાજ જેવા છે. ત્યારે તો એમ સચોત ધ્યાન પર આવે છે કે ભલા વિચારો, ભલા

શબ્દો, અને ભલા કામો કરવા, દરેક જન ફકટ પ્રયત્ન કરે તો દુઃખ, અને દળીંદર આ જગતમાં રહેજ શાને ?

ગુરૂજી—એ બધાનો ભેદ આપણા જેવી એકલ દોકલ શક્તિ ક્યાંથી કરી શકે ? ભક્તિ–માર્ગ, પણ ખરેજ બહુ સરસ છે. પણ તેમા ભક્તિનો ભાવ, પોતાના સ્વાર્થ માટે નહિજ રાખવો. ભક્તિ કરી બીજાનુ પરોજન કરવું, બીજાનીજ ભલાઈ ચાહવી–આ જગતના થોડાક વર્ષો મોજ સમાન લાગતા હોય, પણ આ થોડા વર્ષોના સમયમા, ભક્તિ સ્વની નહિ, પણ પર સેવાની હોય, તો લાભ ઘણો થાય. જુઓ એક આંબાનો ગોટલો લ્યો. કેવો નાનો ? તેને જમીનમાં રોપશો, તેની જતન કરશો અને પાચ સાત વર્ષમા કેવો મોટો, અને ફળદાર થશે. તેમ તમારી ભક્તિ, તમો તે એવી રીતે કરો કે તેનાથી બીજા ઘણા વર્ષો સુધી ફળ મળતુ રહે.

એક રૂડો વિચાર, એક રૂડી ભક્તિ, જે પળથી શરૂ થઇ, તેનો નાદ, અને તેનો સુંદર લાડ આ દુન્યાની ગતી જ્યાં સુધી ચાલતી રહેશે ત્યાં સુધી ચાલશે. પાણીમા એક પથ્થર નાંખો તો એક કુંડળ થશે, પરંતુ તે કુંડળ એક પાછળ બીજા, મોટા આકારમા ચાલુ રહેશે તે ક્યાં સુધી કે કીનારા પર છેવટના કુંડળનો સામા અથડે ત્યાં સુધી. તેજ પ્રમાણે, એક ખોટી ભક્તિ, ખોટો દાવ પણ જન્મો જન્મ તેનુ ખોટું પરિણામ લાવ્યાજ કરશે.

અહિં હું તમને એક કવિતાથી સમજાવવા યત્ન કરીશ.

શિષ્ય—બોલો ગુરૂજી.

ગુરૂજી— મુક્તિ યોગ કોઇ માનશે–પણ તે કેમ રચાય ?
જીવન ભર કોઇ નિચ બની–પળે કેમ પળતાય ?

આ લીટીઓ ખુલ્લુ જાહેર કરે છે કે આપણા પાપનો એકરાર કરી, પસતાવો કરી, કઇ પુન્યદાન કરી આપણે પાપથી મોક્ષ મેળવવા એક પળમા આશા રાખ્યે કે, જે પાપ આખા જીવન રૂપમા કર્યું હતું,

તેવા પાપથી મુક્તિ મેળવવા ભલે કોઈ ઠગારાઓ તેને માટી અપાવવા ઢોંગ કરતા હોય, પણ જાતે ભાગ વિના તે પાપ રહીત થઇ શકતું નથી.

"શ્રમ દમની સાથ ફરી–ધરજે સ્વાર્થ દુર,
પર સેવાના કામથા–આવે ઉંચું નૂર !

આ જગતમાં રંકને માટે જાતે મહેનત કરી દાન હોય તો દાન ધરી જ્ઞાન હોય તો જ્ઞાન ધરી અને તે ન હોવા છતા જાતે હાથે, કોઇની બરદાસ ચાકરી કરી સેવા કરીશું. તો તેની સેવાથી આપણા તન બદનને આસુદગી મળે છે, અંતર સાફ અને નિર્મળ થાય છે અને ધીરજ આવે છે કે હરી ખરેખર એવા કામથી ખુશીજ રહેશે.

"સાચ માર્ગ પણ શ્રેષ્ટ છે–સાથે જ્ઞાની રાખ,
એ બન્નેની સાથમાં–ચોકખો વૈભવ ચાખ !

સત્ય રીતે ચાલવું ઘણું સારૂં છે, પણ સત્ય માર્ગ જ્ઞાન ભરી ચાલવું આપણને વાજબી તોલ કરવાનું ભાન મેળવી આપે છે. અને અંજાણ- પણે દોષ આવતા જ્ઞાન માર્ગથી બધાં પાસાં સંભાળી લેવાથી વધારે ઘણું સારૂં ફળ મેળવાય છે. સત્યથી જે થાય તે કરવા કરતા જે થાય તે માટે વધુ જ્ઞાનની ચોકસાઇ, વધારે ઉડાણભાવનું કામ કરવા, કરાવવા ઉમંગ લાવી આપશે, અને હૃદયમાં શાંતિ મલશે કે બરોબર તપાસ કરી કર્યું છે.

દયા કરવી એ સારૂ છે પણ દયા એવી ન થવી જોઇએ કે તેમાં વિપત આવે. જેમકે એક ધન્યવંત શેઠના આપણે મુનીમ હોઇએ, આપણે મુનીમ હોવા છતાં દયાળુ પણ હોઇએ. હવે એક ટોળી કે જ્યા એકસો કામદારો કામ કરતા હોય–અને તેઓ કામ કરી છુટીના સમય પછી વખત ગાળતા હોય, અને રોજ પસાર કરતા માહે માહે વચ્ચે વખત ફોકટ ગુમાવતા ખેલતા બેઠા હોય, ત્યાં તમે દયા કરી કે "અરે બીચારા"–તો તે કામદ થાળુ હોવા છતાં ખોટું કહેવાય, કારણકે ધણીની નોકરી કરવા પાછળ તમે ફરજમા ભૂલ્યા. હા, તમને દયા કરવી હતી તો તે ટોળી માહેલા કોઇ ઘાયલ થયા અને તે જખમ પછી તે કામ કરવા

અશક્ત થયો, તેવા સમય તેનો રોજ ભાંગે તે જો તમારો શેઠ કાપી લેવા માંગે, તેવે સમયે તમે લડત ચલાવી તેને રોજ કમાવી આપો તેજ તમારી દયા અને જ્ઞાનનો ગુણાકાર કહેવાય !

શિષ્ય—ખરૂં છે. ગુરૂજી તેજ કારણે આજે કામદાર વર્ગોમાં ચારવણી ચાલુ થઇ રહી છે. શ્રીમંતો ગરીબોને કેવી વેઠ કરાવે છે !

ગુરૂજી—તેના પણ ફળ મળશેજ !

શિષ્ય—પણ તેઓ ફળ મેળવે તે અગાઉ તો બિચારાઓનો નાશ થાય.

ગુરૂજી—તે તો ખમવુંજ પડશે; કારણકે તેમ થવાથી શું નુકશાન થાય છે તે હજી સંભારવામાં આવતું નથી.

"જાણી વર્તણુ જે કરે-તેમાં ઉંચુ ભાન
વગર સમજી તું ફરે-તેમાં ના સત માન !"

આપણે જે ખોલાસો કર્યો, તે ઉપરથી લીટીઓને ટેકો થાય છે. અને ખરૂં અને ખોટું ક્યાં છે તે જણાય છે.

"સારો નરસો માર્ગ તું-ધરે વિચારી ચિત્ત
ઉત્તમ જે માર્ગ ખરો-હરી દ્વારની જીત
ભલે ચોગા ચોગ ભણી-ત્હારૂ મન ધસડાય
ધરમ યોગ યા કરમ યોગ-ધરી ખરે મળકાય !"

જે માર્ગથી, પછી તે ધર્મનો યા કર્મનો યા હઠનો યા સત્યનો હોય, પરંતુ જે માર્ગથી હરીને ત્હારા હૈડાંને સત્યભાવથી રાજી રાખવા અને હરીને દ્વારે જવાં મળવાનું મન હોય, તે માર્ગ ઉપર ચાલવા કોઇની મના નથી પણ—

હઠ યોગમાં કષ્ટ ખમી-રાખે શું તું માલ,
ઉત્તમ ખેડો જ્ઞાન યોગ-આપે ઉત્તમ ખ્યાલ"

હજી વધારે ભારથી આપણને સમજાવવામાં આવ્યું છે કે હઠનો દેહના કષ્ટનો, ભોગ નહિ કરવો, જ્ઞાન માર્ગથી વરવું એ સાર છે.

"જે કુળ જન્મ તું લીયે—તે રસ તનમા હોય
ત્હારા મન, શરીરમાં—તેના લક્ષણ જોય
ઉમ્મર મોટી થાય જેમ—વિચાર વાણી થાય
સારૂ નરસુ હોય જ્યાં—તેની સમજ મપાય"

જે માબાપને ત્યાં જન્મ લઇ આવ્યા, તે માબાપના પણ આપણામાં ગુણ દોષ તથા રૂધીર તો હોયજ અને તે થકી, થોડા ઘણા અંશે, તેમના વિચારો, અને ગુણનો પણ સંગ્રહ સાથે લાવ્યા છીયે પણ જેમ જેમ ઉમ્મર મોટી થાય, આપણને જ્ઞાની વધે, અનુભવ થાય, ત્યારે આપણે કોણ, કેમ અને કયાં ? તેનો પણ યાદ થયા વિના રહેતો નથી, તેજ વેળા કાઇ રૂડી સમજ આવવે આપણામાં કેવા ગુણો, કેવા તત્વો, કેવા ભાવભેદો છે તે જાણી લઇ, જે કાઇ ગુણવંતો સુધારો હોય તે કરવા ઝટ તૈયાર થઇશુ તો, આપણા દેહ અને પ્રાણને બુરી ખાહીમાં ન ઘસડી લઇ જતા અટકશુ તો તે પણ માર્ગ ધીરજનો મળ્યો.

"આ સમજના ભાગ થકી—ત્હારૂ મન ઉભરાય
કરણી કેવી તું ભરે—ત્યારે મન સમજાય !"
જ્ઞાન પ્રકાશે જ્યાં ખરૂ—સાદામાં શોભાય
સાદુ જીવન ગાળતો—મનમા હર્ષીત થાય !"

એવી રૂડી સમજ જ્યાં પંથરાય છે, ત્યાં મન આનંદમાં ઉભરાય છે, અને કરણી ભરણીનો માપ સમજ પડવાથી, શુ ભરવું જોઇએ શું છરવુ જોઇએ, અને કયું છંછેરવુ જોઇએ, તેનો પ્રકાશ થાય છે. જ્યારે જ્ઞાન પ્રાપ્ત થશે આપણી ભુલ કયાં, કેમ અને કેવી રીતે કરી ગયા તે ઝટ સમજાશે, અને ગુણી તે કહેવાય, કે ભુલ થયેલી ક્ષમા માટે, પાછી કોશેષ કરવી, કારણકે જે મનના મનકા અધુરા રહી ગયા છે, તે પાછા આપણનેજ મહા કષ્ટે સુધારવા પડશેજ.

"સ્તિતિ જ્યાં તો જે બની—ભણવામાં છળકાય
કઠકો કોર ખાય છતાં—શ્રીમંત સમ મળકાય !"

કોઇને મારી દઇ, ફસાવી દઇ, બનાવી દઇ, આપણુનેજ મોજ થાય તે મોજ નહિ પણુ આખર વખત સુધી જીવનરૂપ મોત છે. ખોટુ કામ કરી મોજ કેવી ? ભરૂસો આપી, બનાવી નાસી જવાની મરદાઇ કેવી ? મિત્ર ભાવમા દુશમન કરતા બુરો દાવ સાંધવો, એમા શ્રેષ્ટાઇ કેવી ? મોહો પર એક અને પીઠ પાછળ જૂદા ચાળા, એમા આલા હુનરમંદી કેવી ? એ સધળી ગાંડી ઘેલછા છે. એમા મન મનાવી નહિ લેશો, કે કરનારને પુંછશે કોણુ ? જો, એવા માટે કોઇ પુંછનાર મળે, અને તે મળવાથી, આપણી રૂસવાઇ કરે, તો ઠીકજ છે, પણુ બધુએ, પાપ છુપ્યુ છે એમ સમજી બેપરવા નહિ બનશો, કારણુકે તેનો નતિજો ભમવો, બહુજ ભારે છે.

ગ્યાનીઓ લખી ગયા છે, કે કહાડ઼નનો ખજાનો મળે, અને આત્મા રદ થાય તે ખોટુ, પણુ આત્માં અખંડ રહે અને સઘળુ રદ થાય તેજ સારૂ.

યાદ રાખજો, શિષ્ય, કે એક કુંડળના મધ્ય બીંદુથી તમે ઘણાએ આગળ વધતા, કુંડળની કીનારીએ પોહોચતા જશો, પરતુ ત્યાં પોહોચતા સુધી તમને ખરો સુખ, ખરો કરાર તો જ્યાંથી નિકળ્યા, તેજ બીંદુમાં જવા વગર છુટકો નથી, યાને સુખ બહાર નથી, સુખ ભિતરમાં છે, ત્યાંજ જો સધળુ જોતા થશો તો સદા કાળ માટે આનંદમાં રહેશો.

એકજ દાખલો.

નિંદ્રા જેવી મીઠી ચીજને કોણુ ખોહી દેવા તૈયાર રહે ? નિંદ્રા એવી મધુરી લહેર છે કે જે આગળ સધળુ રદ છે. એક અથંગ મહા પાપી કુકર્મી કે જેને ધન લુટવા સધળુ કર્યું, જેને શિયળ લુટવા અથાગ મહેનત કરી જેને સ્વાર્થ સાંધવા ભારે શ્રમો લીધાં, તે ઉંઘ મીઠી નિંદ્રા સદાની ખોહી દીધે છે. તે નિંદ્રા માટે ફાંફાં મારે છે, તલખ કરે છે, છતા તે વગર તેને કરાર છે કે ? પુછો તેવાં વંઠેલ વાંદરને કે, ત્હારા પૈસા, કુકર્મ કામ, ભોલવાઇ જનારને થાપ આપી, આજે, ઉંઘ વિના

આપ મેળવી લઈ બેઠો છે, તે તેને નિંદ્રા દેવીનો છાયો દીયે છે કે ! તેમ જેઓ નઠારૂ કામ કરશે, તેને સુખ ક્યાં ? કોઇ ઠેકાણે નહિ, કોઇ સમયમાં નહિ અને તે પણ ફકટ નિંદ્રાનુ ના, મનુષ્ય ચેત ! ખોટા કરતા અટકી જા !

શિષ્ય—ગુરૂજી, આટલાજ ઉપદેશ અને સાદા વચન મનુષ્યને ચેતાવવા બસ નથી ?

ગુરૂજી—ભલે હોય, પણ જ્યાં મસ્તીની મોહકાણુ હોય ત્યા તો આ વાત સાંભળી હસી પ્રગટ થશે.

શિષ્ય—ખરેજ દુન્યાથી દુખઈ ગયા હોય તેમનેજ એમ થાય !

ગુરૂજી—તમારૂ બોલવું રાસ્ત છે પણ ગ્નાન ઉપર એ સઘળાનો આધાર છે.

હવે, આપણે આ બાબદ પુરી કરતા એ માહેથી કાઇ સાર દોરીશું.

માણુસ રૂપ જે દેખાય છે એ કાઇ ખોદાઇ રૂપ નથી. ખુદાના અંશથી માણુસ જુદુ નથી પણ દુન્યામાં માણુસ પેદા થયુ તો દુઃખ અને સુખથી તે જુદુ નથી. જેમ ઉત્તમ ગુંલાબમાં કાંટા છતા, તે મેળવવા આપણુને તકલીફ થાય છતા, તેને તોડવા જીવ લલચાયે છે. તેમ માણુસને પોતાના વર્તણુમા, ઉત્તમ થાવી જે આપવામાં આવીછે, તે ધર્મ છે. ધર્મથી વિશાળ જગતની રચના કેમ, અને કાંય બની, આપણુને કેમ. અને કેવી રીતે રહેવું જોઇએ, તેનો આધાર બને છે, અને તે માટે ગમે એ માર્ગે, આપણે આગળ વધવા તે યોગ, એક સાધણુ થઇ પડે છે. તે યોગથીજ કાઇ હરીને એકદમ મળવાનુ, એકદમ પિછાણુવાનુ થતુ નથી. આદી ટેવને આપણે ઘણી વેળા તરછોડી નાખ્યે છીયે, પણ એકજ ભુંડી ટેવને વળગી રહેવા સેંકડો વર્ષો બરબાદ કરતાં જઇએ છીયે, ત્યારે, આપણે આગળ કેમ વધીશુ ? લાખો કરોડો જીવોમા એક સંત અને તેની સાથમા સરખામણી કરવા માટે પણ આપણી પાસે કોણ હાજર છે ? તે ઉપરથી જાણી શકયે છીયે, કે ગમે એવા યોગના માર્ગે આગળ વધવા, હરીને પિછાણુવા સાધન, છે નહિ કે તે પ્રમાણે અમલ્યાત કરતાંજ આપણે પુરા પાવન થઇશું.

એક સ્થાને આપણે મનથી મોટા દેખાશુ. પરંતુ બીજાને વધુ પ્રમાણુનો જોતાજ આપણે ચમકી ચોભીશું.

આપણને, એક વસ્તુ મેળવવા કે જે દુર પડી છે ને મેળવવા ચાલવુ પડે, પણ ત્યાં જતા વસ્તુ હાથ વગર ઉચકાતી નથી. તેને હાથની જરૂર છે પણ તે પહેલા આંખે તે જોઇ, ત્યારે પગ વડે તે મેળવવા હાથની જરૂર હતી તેજ પ્રમાણે આંખ એક પળમાં દ્રષ્ટિ મર્યાદા જુએ છે, પણ ત્યાં જેટલી જલદી આંખ પુગી ગઇ છે, તેટલાજ જલદી પગો જઇ શકે નહિ.

હવે આંખની ઝડપ કરતા આપણે વિજલી ઝડપ જોઇ વળ્યા. તે તારનો સંદેશો અતિ ઝડપથી લઇ જાય છે. પરંતુ તે ઝડપ કરતા પણ વધુ ઝડપ હરીએ આપણા મનપર જનારી છે. વીજલીને જ્યારે કંઇક અંશે, ઘણીજ દુર જગ્યા પર પોહોચતા વખત લાગે છે. ત્યારે મન, તે કરતા વધારે ઝડપમાં પોહોચી વળે છે.

આપણી સામે પહાડો જોઇએ છે, તેને કાબુમા લાવવા તે મથાળે ચઢવા આપણે ઘણા દુઃખે પુગી વળયે છીયે, પરંતુ તે ગમે એવા મોઢા ભયભીત હોવા છતા ખુદરતના ખેલમા એક પાનાના કાર્ડ મિસાલ રજ રજ થઇ જાયે છે.

આ બધા વખાણમાં મનન કરવા જેવા ખ્યાલો છે. તે માટે ગમે એ માર્ગે જવુ આપણા આગળ વધતા કામ માટે એક યોગ્ય સાધણુજ છે.

"The teaching on Self-knowledge in the Upanishads is thus summarised by Sir Edwin Arnold in a few lines-" જુઓ "The Eternal Pilgrim and the Voice Divine from lectures and discourses of the late Mr. Jehangir Sorabji-by Dr. I. J. S. Taraporewala, F. T. S." પાનુ ૭૨—

It is not known by knowledge, man
Wotteth it not by wisdom, knowledge vast

Halts short of it; only by Soul itself
Is soul perceived—when the soul wills it so.
There shines no light save its ownli ght to show
Itself unto Itself none compassath
Its joy who is not wholly ceased from sin,
Who dwells not self-controlled self-centred calm
Lord of Himself It is not gotten else.

આપણે જણાતી ગયા, કે જ્ઞાન, અને ડહાપણ ઘણાજ અમુલ્ય છે પરંતુ તે બન્ને આત્માને આગળ વધારવા, વધારવા સાધણોજ છે, જ્યારે આત્મા પોતેજ ખિલેલા ભાવથી, આત્માને જાણી શકે, પિછાણી શકે. આત્મા, પવિત્ર આત્મા જે ચળકાટ આપે છે. તે ત્યારેજ આપે છે, કે હરેક હરેક પાપ માત્રથી સ્વચ્છ થયલો હોય—તે ગતિ તે મતિ આવે ત્યાં સુધી ફક્ત વાંચન, અને અભ્યાસ તે કીરતારનું ઉજાળુ લાવી આપશે નહિ—(ઉપલી ચોપડીના ૭૫ માં પાને વાંચશો. "Genuine devotion to the blessed Lord, springs only when "fleshy eyes are rendered blind to all illusion." Knowledge and devotion are as wide apart as the torch from the sun. In devotion the soul opens its petals to the perrenial light of the Over-soul, and in devotion the shackles of Maya get loosened and fall.

The poet Byron says—

"Devotion wafts the mind above
And Heaven itself descends in love."

" શુદ્ધ ભક્તિની પાંખડી–મનને ઉચકે આભ
નિર્મળ મનની શક્તિમા–ભક્તિનો છે તાબ—"

આપણા જીવનમા ઘણું કરવાનું છે, સત્ય અમલ, ઉંચ જ્ઞાન, ડહાપણના હાથા, સ્વભોગ, પરસેવા, પરમાર્થ એવા ઉંચા ગુણો ખિલવવાના છે, એક એક ગુણ ખિલવવા, જેને ગમે તેટલાં વર્ષો લીયે જમાના લીયે પણ હિર્ષ, ક્રોધ, કપટ, અદેખાઇ, આદિ નઠારા ગુણોનો પ્રથમ નાશ થવાથી મન અને તન આનંદમય અને સુખાસ્રુ બનશે, જેથી આગળ વધવાનો માર્ગ સહેલથી સુઝ પડશે.

વ્હાલા શિષ્ય, હુ જે કાઇ બોલ્યો તે નિચે લખેલા ઉપરથી સહાદત મળે છે. જે ચોપડી મેં ટાંકી છે તેના ૭૪ મા પાને શુ લખ્યું છે હું વાંચીશ.

"To go to God he is shown two entirely different parts which in the end coallesce into one another—known as Juana and Blakty knowledge and devotion."

સાર—આત્મબળને પોહોચવા યા હરીના ભાનને મેળવવા બે રસ્તા કહ્યા બતાવ્યા છે. જેમા એક જ્ઞાનનો, બીજો ભક્તિનો—આપણે જ્ઞાન સાથે સચિત લીધું, જ્ઞાન સાથે સત્ય લીધું, હવે ધર્મ તેજ સત, સત તેજ ઉંચ ભક્તિ છે.

"The Juani sees God indelibly written on each leaf of a tree; on each drop of water, and on each particle of water of whicht the world is composed. The higher the progress of the intellect the greater the humility of the Juani, for he sees himself as the infinitesimally small part of the whole."

સાર–જ્ઞાની દરેક વસ્તુ અને પાણીના દરેક કતરા ઉપર ખુદાનો હાથ છપાયલો જુએ છે, જેમ તે મ્હાજ્ઞાની થતો જાય છે. જેમ તેની અક્કલમંદી વધુ પ્રકાશ થતી જાય છે તેમ તે જ્ઞાની, વધુ નરમાસ અને

નમ્ર ભાવ મેળવતો જાય છે, અને આખ્ખા બ્રમાંડમાં તે કેવો રજ છે તેનુ ભાન તેને થતુજ રહયુ છે. એટલાજ ઉપરથી વડીલો કહેવત લખી ગયા છે, કે "ઠાલો ચણો વાગે ઘણો."

વળી એજ પુસ્તકમા એક બીજો વાકય તમને ખુલ્લુ સમજાવશે કે મન શુ કરી રહે છે.

Whether a man tries to tread the path of devotion or knowledge the one indispensible thing is the discipline at the mind, and unless that slippery monster, the giant of the mischief but at the same time the alchemist transmuting man into God–is brought under control, there is no salvation.

હયાપણુ હું તમને સમજાવી ગયો તેમ મન વાંદરો નહિ, પણ એક ભારી રાક્ષસ સમ વચ્ચે નડશે, તેમજ, તે મન એક કીમીયાગર માફક માણુસને નારાયણુ સુધી લઇ જશે–

કહે છે—" ઘર ધોયા–મહેલ ધોયા–ધોયા જો કુછ હોય
હઝાર કુંડીકા પાણીસેભી–મનકા મયેલ ન ધોય!"

કારણુકે—મનમા જે જીદ્દ છે–તે તજી દેશો, કહે છે કે—
"જળાના હો જળાદો ભાઇ–અપની પ્યારી જીદ્દ
જીદ્દ જો બસ જળી ગઇ–તો બની ખુશીકી ઇદ!"

હયા આપણે જ્ઞાન અને અજ્ઞાનનો નાનો મુકાબલો આપીશુ.—
"અજ્ઞાન સમજ હય–જૈસી નિંદ હય રાતકી
જ્ઞાન હરપળ હય–જૈસે પ્રકાશ પ્રભાતકી!"

**We are Mortal but must preserve our Soul**

**Oh, ye of mortal flesh and pride**
**Why on vainful glories ride?**
**As nature rules the rush of tide,**
**These like waves shall flow so wide.**

And will bring some glooming stings,
As ebb, in turn re-action brings.
Be not sure to burst with joys
As they are sure our foils and toys ?
Take the notes of nature's dolls
For watch-less-ness will take big tolls.
Judge these all in calmful state
For ruin stands where all is haste ?
What you see, so bright to-day
Will change in short in gloomy clays
Think and work all actions wise
Your bliss from Ahura therein lies.

## Truth, Love and Will.

Oh, what was that Flower
Which I coveted and cared,
And I waited for ?—" **Truth.**"
Truth is the flower of rarest parts
That blooms and shines in every art.
Truth is simple and plain in form
It makes us bright and keeps us warm.
Oh, What was that Flower
Which I asked and wot
And with my life's savings bought ? " **Love.**
Love is the doll for all mankind
Its blue chain sure all of us binds
Love is all, and all is Love
When from mundane we stand above.
Oh, What was that flower
Which I thought and aimed
To possess it to always tame ? "**Will.**"

Will is the way to might and right.
It paves for all the greatest height.
Will is all, and rests with Him,
And is the master of puzzling Schemes.

( These are flowers and could be found and had in the Garden of Universe, where we breathe and live, and have our being ).

જ્ઞાનની જોશ ન હોય તો ઉત્તમ હોંશ ક્યાંથી મળે? માટે ઓ મનુષય, જો સ્વસ્થ ફરવું હોય, તો જ્ઞાન માર્ગ લાગ ઉપર લેતો રહે? ગરીબ છતાં તવંગર રહેશે, જો શાંત સ્થિતિ મેળવવી હોય, તો તવંગરી ન છતાં જ્ઞાન મેળવી લે, કે હઝારો સંતતી કરતાં પણ તું સુખી રહેશે. એવી ધીરતા, એવું ઉત્તમ મનનું પ્રાબલ્ય તુંને મેળવી આપનાર એકજ 'જ્ઞાન' છે. જે તુ હરદમ મેળવજે, તું સુખી થશે, સાથે વળી બીજાને સુખ દેશે. આ દુન્યામાં આપણું જીવન કેવું અને કેટલું છે, તે નીચે લખાયલાં સંગીત માંહેથી તું ખ્યાલી લેશે.

ભજી લે ભગવતને યાર! પીલુ–ત્રીતાલ.

ભજ લો રે ભગવાન—
પળકે આપ હો મહેમાન! ભજ૦
મીસલે શબ નમ જાન તુમારી,
પુરા ન હો અરમાન–પળકે૦
ખાકકા પુતલા–કીચ ભરા હય,
રહેગાઁ ન યે દમામ–પળકે૦
જગમે ના કો સંગી–સાથી,
નાહક કયું એ ગુમાન.–પલકે૦
માંલો ઝરકા–ન કરજ ઉઠાયે,
રખ લે યાદ "રહેમાન"–! પલકે૦

પલકમાં જીવ જશે, માટે ભજી લે, કે થોડી ઘડીનું બહુતર, પ્રભુ આર, તહારૂં સુખ સાચવશે. "શબનમ"–યાને સાબુથી બનાવેલા શીશુના પરપોટા માફક આપણો પ્રાણ આપણા દેહ માંહેથી ફુટી જશે, અને મનની એક પણ મનશા પુરી થઈ ન શકશે. બાકી શરીર જેમાં કીચ યાને અજ્ઞાનતાભરી છે, જે જ્યાંસુધી છે, ત્યાંસુધી મનની મોટાઈ યાને મહાનતા ન મળશે. તહારા સગાંસ્નેહીઓ છે, એમ માનતોજ ના, મતલબની મુરતમાં, સુખનીજ સુરત સમાયલી છે; સુખ છે ત્યાંસુધી! સગપણના તો તહારાથી અલગપણુંજ રાખશે. માલ ઝરતી મીથ્યા સેવા કરી કાં કરજમાં રહે છે, તે છોડ અને જ્ઞાનમાર્ગે હરી સેવા કર! જ્ઞાન ઉજાશ છે.

આત્માની આશ છે—અજ્ઞાન અંધકાર છે જેથી હોંશ અને જોશ સદા નીરાશ છે. જ્ઞાન, સાંસને જોગવનાર ઉતમ જાગૃતુ છે. અજ્ઞાન, સાંસને ગોળાટ ખવાડનાર આંધળુ અંધારૂં મોત છે, જેની બીકમાં હમેશ શાંતી દુર રહે છે યાને જ્ઞાન સદા જીવન રૂપ છે. અજ્ઞાન હમેશ અંધારાંમાં પડી મૃત્યરૂપ રૂપ જેવું છે.

"બનાવે જા દોસ્ત એક, વહો સાથી હય "જ્ઞાન;"
શાંતી પાય જગમે, ઔર, પરલોકે તું "માન"!

જો મનને શાંતી મેળવવા કોઇ માંગતું હોય, તો કોઇનું કશું કરજ રાખવું નહીં. કોઇને કશું ખોટું બોલાયું હોય, તો તનમનથી મારી ચાહી સંબંધ સાચવવો! જો મોતની બીક માહેથી નીરાંત કરવું હોય તો કદી કોઇની હાય શીરપર ન લેવી. જો પ્રભુની મહાનતા જાણવી હોય, તો જ્ઞાન અને જ્ઞાનીઓની સેવા કરવી. જ્ઞાન જાગૃતમાં સુખ આપશે. અજ્ઞાન અંધારાંનો દુખ આપશે. જ્ઞાનીઓની ગણુનાને ભુલતો ના! સદા હરી તહારો દોસ્ત છે અહુરા તહારી આશા કબુલ કરશે. એજ—!



## કવિ રચનાનીક વિતાઇ.

### હુનરની ઉંચી હારમાળા.

શિષ્ય—ગુરૂજી પ્રેમાનંદ, આ ચિત્રો ક્યાંથી લાવ્યા ?

ગુરૂજી—એક ચિતારા પાસથી.

શિષ્ય—મને તો કાંઇ ઘણાજ અજાયબ જેવા લાગે છે.

ગુરૂજી—તેમ છેજ.

શિષ્ય—મ્હને સમજાવશો ?

ગુરૂજી—જરૂર. વ્હાલા શિષ્ય, ચિત્ર સમજવા માટે મન મોટી હુન્નર કળાનું હોવું જોઇએ. પરંતુ, એ ચિત્રોની હારમાળાના નંબરો સાથે તેનો ખુલાસો દોર્યો છે, જેથી જોનાર તે વાંચી તલ્લીન બની શકે. ચિત્રમાં પ્રથમ તો હુન્નર કળાની ઉત્તમ ચાતુર્ય બનાવી છે, અને તેના લક્ષણો સાથે, તેની સમજથી, કઠોર મનને ઘણો ઉત્તમ બોધો મળે છે.

"જુઓ—આ સુંદર હારમાળાના ચિત્રો, આ તેના જુદા જુદા નામો સાથે, અખંડ હારમાળામાં, એક નામથી પણ ઓળખાય છે. એ હારમાળાનું નામ "નિચાણનો નવાળો અને ઉચાંણનું ઉન્નત" છે. હારમાળા જોતા આપણા હૃદય બનાવ બનતો હોય એમ થાય છે, ના, એટલુંજ નહિ, પણ તે સાથે આપણા મનમાં ઘણા વિચારો ડોળતા રહે છે. આ જગતમાં શરૂઆતથી આગળ વધવાનો માર્ગ સહેલાઇથી જણાય છે. ચોકસ ભાગો જોતાં, આપણા મનના કાંઇ, ખોટા વિચારોને પાર પાડતો હોય તેમ પણ એમા ભાસ થાય છે.

પ્રથમથી છેવટ સુધીની રંગત રચના હરીના ભિન્ન ભિન્ન ઉત્તમ જ્ઞાનને યાદ કરાવે છે, હલકત વિચારોને છિન્ન ભિન્ન કરી નાખવા જોશ આપે છે.

અહિં તેનું વર્ણન થયેલું છે, તે વાંચતાં અને આ ચિત્રો જોઇ વિચારતાં બહુ ફરક પડે છે, પણ છતાં, ફળ વાંચી લેવામાં પણ કોઇને કાંઇ પણ સાર સુઝ પડશેજ !

ખરેખર છે કે ક્યાં ચિત્રકળાની પિંછી અને ક્યાં કલમનું વર્ણન ! આંખે જોતાંજ એક ચિત્ર અજાયેબ મજાહ આપે છે, અને ઉત્સાહથી વાંચીશું, છતાં તે વાચનજ કહેવાશે–તમને તો જોવા તક મળી એટલે બસ.

શિષ્ય—ઓહો ગુરૂજી જોવાની તક મળી એટલે શું ! મ્હારો તો એ જોતાંજ, હર્ષ માયો સમાયો થતો નથી.

ગુરૂજી—જેઓને જોવાને નથી મળવાનું તેઓને વાંચતાં પણ ખ્યાલ આવશે કે "જગત શા માટે છે, અને તેમા હુનરનો કેવો અને કેટલો હાથ છે ?" ચિત્રકળાની નાદર રચના મન ઉપર જોશ મેળવી મંદ ગતીના મનને તિવ્ર બુદ્ધિ તરફ લઇ જશે, એમાં શક નથી. જ્યાં હુનરની પિછાણ નથી, ત્યાં ઉંચ હુનરકળા નથી. હુનરની કળા અને હુનરની રૂડી પિછાણ કરનાર માણસ, ખુદરતની મ્હાન કળાનો ખ્યાલ લાવી શકે. હુનર પિછાણવો, તે પ્રમાણિક વિચારનો પહેલો સ્તંભ છે. હુનર પિછાણવો તે નર અને નારીની ઉત્તમ ગતીની પ્રીતિ માપવાનો ખુદાઇ ખ્યાલ છે. હુનર પિછાણવો તે ઢોર જેવું કઠોરપણું દિલમાંથી કાઢી નાખવાનો આનંદી પ્રસંગ છે. હુનર પિછાણવો તે પ્રભૂની વિશાળ ગતીની હદ જાણવાને નિયમ છે. એવી ઉત્મ રચના, તે હુનરમાંથી મળશે.

હવે પ્રથમ ચિત્ર જુઓ. તેનું નામ–"પ્રથમ પ્રાર્થના" છે.

**પ્રથમ પ્રાર્થના**—ના ચિત્રમાં, એક વિશાળ ઓરડો જોઇશું. આ ઓરડો તે મંદિર સ્થાનનો દેખાવ રજુ કરે છે. મંદિર સ્થાનનો ઓરડો તે હરી સ્થાનની વિશાળ ગતીની એક પ્રતિમાજ કહેવાય. અહિં આ ઓરડાઓમાં સુંદર થાંભલાઓની રચના કરી છે. જ્યાં આવા થાંભલાઓની રચના થઇ છે ત્યાં જગતના પાયાની માહાબળ સત્તાનો પુકાર થતો હોય એમ હુનર વિચારના માનવને ધ્યાને ચઢે છે. એક બાજુએ એક ભકત પોતાની ભક્તિના ચૈતન્યમાં લીન થયેલો છે. જ્યાં તે બેઠો છે, ત્યાંની પડોશની એક બારી માહેની સુર્ય દેવતાની પ્રભા

જની સવારીના સુંદર કીરણો આ ભકતના શરીર પર છવાયાં છે, જેથી તે અર્ધ રોશની અને અર્ધ છાવમાં, એક મનોહર દેખાવ રજુ કરી રહયો. અને હારમાળામાં કવિ રચનાનો અજબ કમાલ કરી મનને ઠારી રહયો છે. હવે જ્યારે ભકત પુર જોશમાં સમાધીમા લીન રહયો છે, ત્યારે બીજી બાજુમાં અતિ અનુપમ રૂપ ધરાવતી સુંદરી દેવીના સ્થાનમાં આરતિ કરતી ફુલો ચઢાવી વિશ્વને યાદ ગાતી રહી છે.

જ્યારે જીંદગીના દરેક તબક્કાઓ પસાર કરી એક જીવ દેવદર્શનને મનમાં ચઢાવી તલ્લીન થયેલો સમાધીમાં રહયો છે, ત્યારે તરૂણ રૂપાળી પ્રીયા પોતાના નાથને પોતાની નઝર સામે એક પવિત્ર મૂર્તિમાં જોઇ, મલકી છળકી રહી છે, અને ફુલો ચઢાવી મનમાં સ્મરણ કરતી રહી છે, કે 'પેલા ભકત માફક, પોતે પણ શ્રીનાથજીને મનના મંદિરમાં, જેમ ભકત, હરીને પુંજી બેઠો છે, તેમ પુંજન કરતી થાય. જ્યારે એક જીવ ભક્તિરસમાં પાર ગતિમાથી અપારગતિમાં ધસવા તૈયારી કરતો રહયો છે, ત્યારે પેલી સાધારણ હદથી, પારગતિમાં જવા નિર્ણય કરતી ઉભી છે, અને અપાર ગતિમાં નાથને મળવા માટે પુંજનનો ગણુણ કરતી રહી છે.

ચિત્ર બીજું.—"ઉરની ઉછળણ"—પેલી સુંદરી પેલા ભકત આગળ જઇ ઉભી. ચકિત બની પોતાના હોઠ ઉપર નાજુક આંગળી રાખી, બીજા હાથમાં પુષ્પ સિંગારથી ભરેલી થાળી કમમર પર અઢેલી, આગળ પાછળ પગના અતિ રૂપાળા વલણ ભાવથી, ધડકતી છાતીએ આશ્ચર્યતામાં ઉભી હતી. આવા ભક્ત જનને જોવાથી પોતાના પ્રાર્થનાનો પુકાર પ્રભૂ પિતાજીએ સાંભળ્યો હોય અને એવા દૈવી પ્રકૃતિના દેવતા જેવાં ભક્તની સમાગમ કરાવવા તેણીને ઠેરવી હોય, તેવા હોશમાં તેણીનું ઉર ઉછળ્યું હોય, અને તેમના આશિષ મેળવવા આગળ જતી હોય, તેમ ઉરની ઉછળણ કરતી રંગત, આ ચિત્રકળામાં સમાવી હતી. ખરેજ આવી નાદર કળા કેવાં ભેજામાંથી પ્રગટે? કે જ્યાં તે નાથનો પ્યાર હોય! જ્યાં હરી નાથના સ્મરણને ગાંઠ ગંઠાયો હોય, ત્યાંજ આવી હુનરકળા જન્મ લેશેજ.

ચિત્ર ત્રીજું—"ભક્ત ભક્તિ" આપવામાં આવ્યું છે. ભક્ત પુરૂષોની ભક્તિ કરવાથી અજ્ઞાનતાનો પડદો નિકળી જાય છે, એવું ઘણું જન માને છે, તેમ સમાધીમાં મસ્ત બનેલા પેલા ભક્તના શરીર આસપાસ નમસ્કાર કરી ફરતી હોય ત્યા પુષ્પોની થાળ ધરી ઘંટનાદ કરતી હોય તેમ ઉપલા ચિત્રથી દેખાતું હતું. શું આ ઘંટનાદ મંદિરની હવા ચોકખી કરવાનો યા સુસ્ત પડેલાં મનને યાદ આપવા જાગૃત કરવાનો ગણગણાટ કરતો હશે?

જાણે ઘંટનાદથી જાગૃત મળ્યું હોય, ત્યાં ભક્ત રાજની ભક્તિ પુરી થઇ હોય તેમ ભક્તની આંખો ખુલતી આપણે જોઇશું, જે બીજા ચિત્રોમાં નહિ હતું.

ભક્ત સમાધી માહેથી જાગૃત થયો, તે પળે સુંદરીને આશા થઇ થઇ કે તેણી હવે તેના આશિષ મેળવવા ભાગ્યમય નિવડશે અને તેમજ થયું.

ચોથા ચિત્રમાં તે ભક્ત ઉભો રહયો છે અને સુંદરી ગુંઠણ પર પડી છે. આ ચિત્રને આપણે "આશાને આશિષ"ના નામથી ઓળખશું.

ખરેજ, આ ચિત્ર આશાને આશિષ હતા, કારણ કે આશામાં રહેલી સુંદરી આશા ફળીભુત થયેલી જાણી હર્ષથી તેના ચરણ પર પડી હતી. ભક્તે સુંદરીના બરડાની કરોડ ઉપર હાથ ધર્યો હતો. આ હાથ સ્પષ્ટ દેખાતો ન હતો, પણ જરા ધુંધુવાયલો અને ઝાંખો પડતો હતો, જાણે કે તે હાથ મેળનાર કાંઇ વિચારવા ધ્રુજતો હોય!

પરંતુ કવિની ચાતુર્ય હયાંજ પ્રભામાં ઝળકી રહી હતી. આ ચિત્રના આગળ વધતા ભાવમાં એ માટેની સમજ થશે.

ચિત્ર પાંચમું—"હવસની હસી."

ખરેજ અફસોસ થાય છે, પરંતુ જયાં હવસ સમાય છે, ત્યાં હસી પ્રગટ થયા વગર રહેતી નથી. આ હસી કોઇ આનંદ માટે ન હતી, પણ ગાંડી ઘેલછા માટે હતી.

વાંકી વળેલી નાજુક કળી પુર હોંશમાં ઉડી ઉભી થાય છે કે, પેલાજ હાથે, ( કે જે ચુછવાયલો દેખાતો હતો, કારણ કે તે ધ્રુજતો હતો ) તેણીનો હાથ ઝાલ્યો, સુંદરીને ગુસ્સો, ક્રોધ અને કોમળતાની ભેળમભેળ રહી હતી.

ચુછવાયલા હાથની સમજ હવે, પ્રિય વાંચક તને મળશે. ભક્તના દિલમાં મહોનો દોષ રહેલો ચિતાર, તે ધ્રુજતાના પુકારમાં તને જણાશે.

કહે છે, કે ગઇ ભક્તિ, તો ગઇ શક્તિ-પરંતુ ભાન ભુલેલા ભક્તના આ હલકી ભાવનાના કામને સુંદરીએ ધિક્કાર કર્યો, હાથ છટકાવ્યો, અને પોતાના હાથના વાસણો તિરસ્કારની તિક્ષણ ઝેરી સાથ ત્યાં નાખ્યાં, જે તને આગળ ચાલતા જણાશે.

પરંતુ અહિં થોભીશું. વિરામ લઇશું. કાંય ! એજ કે, આ શો ચિતાર, શો વિચાર થઇ રહયો ! કયાં ભકત, કયા આ નિચ ચિતાર !

જેનાથી ઉંચ ભક્તિની આશા, ત્યાંથી આ નિચ ફાળું ! સુંદરી બહુજ અજબ થઇ અને ખિન્ન થઇ ગઈ.

પ્રિય વાંચક, જો ભરૂસો રાખવો હોય તો ચોંક, દુન્યામાં શું બનશે અને થશે પણ જયાંસુધી રૂડું છેવટ આવે નહિ ત્યાંસુધી, ગમે એવી ભકિત રૂપ હાલત એક ઢોંગી અવતાર, એક ઢોંગી ધુતણુજ ગણુજે.

ચિત્ર છઠું—“ છઠ્ઠીનો છેક.”

ચિત્ર છઠ્ઠામાં ભલે કોઇ છઠ્ઠીનો છેક યા છઠ્ઠીનો લેખ ગણે, પણ ઉચી ઇઝત ઉપર આ એક છેકોજ હતો, ડાઘજ હતો. પેલો બેહુમ બની ધૂળમાં ગબડયો, ફુલનો કયાં ઢમ પડયો ! સુંદર શોભામાં લંબાયલ લાંબા હાથની આંગળી વડે પેલી કાંઇ દેખાતી ચકિત ઉભી. સઘળું ઉંધું થઇ રહ્યું. કયાં તોર કયાં જોર ! કયાં ભકિત તેના શ્યા હાલ, કયાં નિર્મળ બાળાની શકિત, તે ક્રોધમાં કેવી તેઝદાર ઝેરદાર ! કયાં જીવન, કયાં આકાશ !

પ્રથમના ચિત્રમાં દોરેલી અધ છાયાવાળી રંગત અને અધ શોભાની,

આ ચિત્રમાં અજબ પ્રકાશ આપે છે, જાણે પહેલા ચિત્રથી છઠ્ઠામાં પોતાની હિમ્મતનો પુકાર કરતું દેખાય છે.

જેમ જન્મ થવા પછી છઠ્ઠીના લેખમાં વિદ્દાતા શું કરવાનો હોય ? એ આ ચિત્રમાં સમજાય છે.

સ્મરણ તે છે કે, સ્મશાન જવા સુધી શ્રેષ્ટ હોય ! શૂરવીર તે છે કે રણસંગ્રામમાં મરવાજ જાય અને પાછો જીવન ફરે, તો જીવની કીર્તિમાંજ.

મિત્રતાઇ તેજ છે, કે જ્યાં જમે, ત્યાં નિમકહલાલ કરે ! ગુરૂ ચરણ તે છે કે શિષ્ય ગુરૂના પગથીયે ચાલે. ભક્તિ તે છે કે, સ્વાર્થ તજાયે. મમતા તે છે, કે તે માટે શીર ભલે જાય.

ચિત્ર સાતમું—" કરમ કે શરમ ! "

આ ચિત્રમાં આપણને દલગીર થવાનો સંભવ થયો છે. ચિત્ર બનાવનાર આપણનેજ સવાલ કરતો રહયો હોય, કે 'શરમ કહાસી કે કરમ !' તે વાંકી ખરઅચડી ગતિમાં બહાર નિકળતો હોય, તેમ આપણે જોઇશું, અને તે પણ પોતાના હૃદય સ્થાનથી, પોતાના હાથે બનાવેલી હલકી ચાલ પછી હૃદયથી સવાલ કરતો હોય, કે 'શરમ કે કરમ !' પેલી સુંદરી પણ ગંભીર ઢબથી ચાલતી થઇ છે.

પ્રિય વાંચક, એક ખોટું કામ કરનાર પોતે જેમ પસ્તાય છે, તેમ તેને જોઇને પણ આપણને કાંઇ અંદેશોજ પેદા થાય છે ! કારણ કે જગતમાં આપણે સર્વે એકમેકથી જોડાયલાં છૈયે એથી મનુષ્ય બાનમાં એકની નામોશી તે જગતનીજ કહેવાય, એકની ભલાઇ તે ખુશઅકતીની દવાઇ જગત માટેજ કહેવાય !

જગતમાં સઘળે એ સવાલ થતોજ હશે. કરમ કે શરમ ? શરમ વિના કરમ કય ટકશે ! શરમ વિના ધરમ કયાં ધીકશે ? ધરમ વિના મર્મો કયાંથી ? આ સાત ચિત્રો હવે આ છેલ્લી કરણીથી, ઉચ ગતિમાં ધોકો મેળવી ચુકયાં છે.

આત્માની ઉંચાઇ, નિચાણે ગબડી રહી, પણ ના ! હજી વાર છે. આત્મા પ્રભુની હદ ધરાવતો આત્મા, આવા કાળા કામથી, કાંઇ સદા માટે ગબડતો રહેવાનો નથી, તેમાં પ્રકાશ છે, તેજ છે, તે હંમેશ રકાશ કરાવતો નથી, પણ કોઇ વેળાએ પાછો પ્રકાશ દેશેજ.

ચિત્ર આઠમું—"મોરચાયલી મટકી"

આ ચિત્રમાં એક મટકી, યા ગાગર ભાંગેલી પડેલી છે, અને તેના ઉપલા ભાગનો કાંઠો પોતાના હાથમાં પકડી તેને જોતો કંગાળ બની બેઠો છે.

આ ભાંગી ગયેલો ગાગરનો કાંઠો પેલાના ભાંગી ગયલા તૂટેલા જીગરનો ખ્યાલ આપતો હુન્નરમંદ પુકાર કરતો રહયો છે. પણ સલામત આખો કાંઠો ભાગેલાં જીગરના અખંડ આત્માની હસ્તી સ્વિકારે છે, આપણને ધીરજ આપે છે, કે આત્મા હજી દેહ સાથે છે, તેટલા તું ખ્યાલ કરી લે ! ભાંગેલાં જીગરને તૂટેલી ભકિતને પાછી તાજી કરી દે.

ખરેજ આત્માની ઉન્નત, તેની ખિલવણી માટે તક, એક હુન્નરમંદ માણસના ભિતરનો ખોદાઇ હક સાબેત કરવા કશો શકજ નથી.

ઉપલા ભકત કાંઇ વર્ષો વહી ગયાં છે, ભુલને ભાંજી પાછી ઉત્તમ દેહ અખત્યાર કરવા ફરી કોશેશ ચાલુ થઇ છે, અને તેમ કરવાથી પ્રભુથી પાછી પ્રભુતી મળશેજ. ત્યારેજ છેલ્લા ચિત્રમાં આપણે અતિ મોહક, અતિ જોશદાર ભાનની રંગત જોઇશું.

"નવની નવાઇ" ચિત્ર નવમું-પેલોજ ભકત વૃદ્ધ અવસ્થા સાથે, પણ આનંદી ચેહરાએ નવમા ચિત્રમાં જણાય છે. ચિત્રમાં તૌરથી ઉભો આંખો ઉચ્ચાઇ પર ટાંકી છે.

એક હાથ ઉંચે રાખી, તે માંહેલી એક આંગલી ઉપર ટાંકી છે, જેમાં પ્રભુની ઐકયતાનો ભાસ રહયો છે. બીજા હાથ વડે પોતાના ચરણ આગલા સ્વાંગત દેતા, બે બાળકો પોતાની વ્હાલી માતા, બે બચ્ચાંઓ સાથે પેલા ભકતના આશિષ મેળવવા ભાગ્યમય થયા છે.

ભાગીકો ભક્તને અજાયેબ પ્રકાશની આંખોથી નિહાળે છે, પ્રિય વાંચક, મ્હારી મોજને પ્રગટ કરવા દે. આ તેજ સુંદરી છે અને તેણીનાજ બચ્ચાંઓ છે, કે જે સુંદરી તેજ ભક્તથી એકવાર ખોટું મેળવી રહી હતી. આજે તે ભક્તની ખરી રોશની જોઇ અજાયેબ ભાવથી જોતી આનંદ અને ચકિત થઇ રહી છે.

આ ઉપલાં ચિત્રો જોવાથી મનમાં વિચાર ઉછળે છે, કે શું કવિ-ચિતારાએ આ ચિત્રો દોરતા નવ આંકડાની નવિનતાનો પ્રથમથીજ આરંભ ધાર્યો હશે? શું છઠ્ઠીનાજ લેખ લખવા, છઠ્ઠા ચિત્રની રંગ-રચના અમળમાં મેળવાનો પાયો. મનથી રચ્યો હશે? શું પાંચમાં ચિત્ર-માંજ આગળા ચાહતું વહાળું પલ્લું મેલવ્યું હશે? નવની રંગતમાં પાંચનો આંકડો પ્રથમથી ચાર અને પાછળના ચારની વચ્ચે આવે છે, અને મનુષ્યને સાત વર્ગમાંથી પસાર થવાનું છે, જ્યારે ત્રણ નિચલા અને ત્રણ ઉપલા વર્ગો ધારવામાં લઇશું, ત્યારે ચોઠો વર્ગ કસોટીનોજ ધરીશું, કે જ્યાં મનુષ્ય અવતાર આવતાં તેને પાંચમાં વર્ગમાં જવા ઘણીજ કુશળ, ચાલાક અને નીતિમાન જીંદગી ભોગવી, પાયો રાખવો પડે છે; અને તેજ વેળા થાપ ખાઇ પાછો નિચાણમાં ગબડવાનો અને ચોથા જીવનમાં રહી જવાનો ઝાઝો સંબંધ થાય છે, તેમજ નવની રંગતમાં પાંચમાં સ્થાનમાં સુંદરીનો કર પકડવાથી મધ્ય સ્થાનમાં આવતાં પલ્લું જે અધવચમાં હતું ત્યાંથી કેમ થાપ મેળવી હશે? શું કાંઇ દોષ લાગી રહયો હશે? ખરૂંજ કહેવામાં આવ્યું છે, કે ઝેર ઝેરનેજ મારે છે, દારૂના નિશો દારૂથીજ મટે છે. ખરૂં છે કે દુઃખ અને વેદનામાંજ સુખ સમાયલું છે તેમ જ્યાંસુધી મનભાવના પાકટ થતી નથી, ત્યાંસુધી આગળ વધવામાં કશી મજાહ અને કશો ફાયદો નથી, ક્રોધ અને કપટનો વિચાર મનમાં રાખી પજરતાં કરતાં એકાદ વખતે ક્રોધ કરી લેવો કપટ મચાવી દેવું, ઘણું સારૂં છે.

તેમ થવાથી બદનમાં બદ વિચારનું ઝેર ફરી નહિ વળતાં પાચન થવા બદલે ઝટ નિકળી જાય છે. આ તે ચિત્રમાં જોઇ વળ્યા છે.

પેલા ભકતના રકતમાંજ કાંઇ થોડા અંશ ખોટા વિચારનો રહી ગયેલો, માટેજ તે પડયો. ખરેજ કવિ વિચાર! ખરેજ કવિ ચિતાર! આવું કર્તવ્ય જોયું છે, ચિત્રમાં તપાસ્યું અને તેનો ભેદ જાણ્યો. ચિત્ર કળા ઉપરથી આપણી મંદ ગતિમાં નવિનતાનો જોશ આવતાં આપણી છુપાયલી હોંશ જાગી. પણ જ્યારે જેને આ મ્હાન વિચાર પ્રગટ કર્યો, ચિતારમાં દોર્યો ત્યારે તેની કલ્પના શકિતની ભકિત એક મૂર્ખ શી રીતે કરી શકે?

ખરેજ આવાં ચિત્રો જોઇ, જેઓ કોઇને ભાંડે છે તે માટે સંતાપ કરવા બદલે પેલો ચિતારો પોતેજ મનથી પેલા મૂર્ખની ધુંધ ઉપર પોતાની ચુપકીદીની શાંતિથી, છુપી રીતે હસી પાંથરતો હશે. તેથીજ કવિ ચિતારો એવા મૂર્ખાઓને જવાબ આપતા દુર રહે છે, તેજ દેખાડી આપે છે કે તે ચિતારો જાણે છે કે મૂર્ખની સ્થુલ સમુદાયને ખિલવવા તેની યત્ન ફોકટ છે.

આ સઘળા વિચારો છતાં જે ઉત્તમ વિચાર ચિતારમાં સિંગાર કર્યો છે, તે ઉંચ્ચાત્મુની ઉન્નતીનો છે, જે ઉપરથી ચિતારાના વિચારો માલમ પડે છે.

મનુષ્ય, સ્થુલ મનુષ્ય પોતાની ભુલ જોઇ પોતાની બેવકુફ ક્રાન્તિમાં ભુલ જોઇ આખેર મુળ ઉપર જરૂરજ આવશે. ઇન્સાનને પ્રભુને દ્વાર જવાનુંજ છે એવી આત્મિક રંગત દેખાડવા, આ ચિત્રકાર ભુલ્યો નથી. એવા વિચારના ચિત્રકારો પોતાના ઉપરના મુર્ખ તિરસ્કારોને રહેમ નઝરથી જોતાં હશે.

એક આરટીસ્ટ શું જુએ છે, શું ધારે છે, અને શું ખ્યાલમાં ચિતારે છે તે નીચે લખેલા ઉપરથી જણાશે અને ત્યારે જાણવાનું મળશે કે જે એક Artiste જુએ છે તેવું દરેક જણ જોઇ શકતું નથી.

" The vision of the life of an artist is that of a moving picture, a flowing stream, not a standing pool of which one could catch but a fleeting vision in a moment of supreme significance; which could not be compelled to stay a while so as to render a scientific analysis or a clear cut expression possible. This vision could not be communicated to others from brain to brain in plain prose. It could only be stamped by the spirit on a kindred spirit in a language of joy which is too profound for words into which thought and word alike fail to reach. The impression which the artist has to convey works on the sensibility of the beholder in the case of plastic and pictorial arts, in the manner suggested by the artists' intuition and according to the methods peculiar to his art. To the Indian artist life was not a static thing to be protrayed but an incessant activities, a ceaseless striving and an unfolding of Devinity (Refer. Rupam, April 1927, page 38. By Prof. S. V. Vankateswara.)

ઉપલા લખાણુ ઉપરથી માલમ પડશે કે દરેક ઇન્સાનની આંખ હુનરમંદ આંખથી તપાસ કરતી નથી. એક વસ્તુ હુન્નરમંદ રચનાથી ભરપુર રસની છે, કે બેહુન્નરમંદ કશાપણુ કસ વગરની છે, તે માટે ઉંડાણુ સમજની જરૂર છે.

આવો હુન્નર રચનાનો કવિ ચિતારો પોતેજ પોતાના હુન્નરના ખઝાનાથી જગતનાઓને વંધાવે છે, તે સાદા પોષાક અને સાદી સ્થિતિમાં, પોતે બીજા તરફથી ન મળતા ખઝાના માટે કદી તલબગાર કેમ હોય!

પોતે ગરીબ અવસ્થાંમાં હોવા છતાં બેમુલ્ય ખઝાનો તે બીજાઓને ભરતો ખડો રહયો છે. આવા ચિતારો, આવા વિચારો દોરતા જીવો,

આગળ વધતા કાં નથી ! કારણકે, ઉત્તેજકોને નિચ અને હલકા ખવાસના ચેપો લાગી રહયા છે. તેઓની આંખે બીજાની કીર્તિનો રોશન પ્રકાશ જોવા સમર્થ નથી, તેથી આંખો વિંચી અદેખાઇની આગમાં, જગતમાં સામા એબ સમાન થઇ પડયા છે.

દ્રવ્યનો પ્રકાશ પળવારનો, પણ હુન્નરનો કવિતાઇ ચળકાટ જગતની આખેરી સુધી અંકાશે, પંકાશે. જે દેશના આગળા પાછળા, એવા નમુનાઓ પ્રગટ થશે, તેજ દેશ સત્ય માનથી શોભશે ખુશામતથી નહિજ.

આવા કવિઓ હુન્નરમંદ ચિત્રકારો ઉપર આપણો આશિષ ધરીશું અને આગળ વધીશું.

અહિં આ બાબદ પુરી કરતાં હુન્નરમંદ રચનાની શબ્દરૂપ તપસીલ આપીશું. વાંચનાર, ત્હારી આંખ સાંમે એક વૃદ્ધ વયનો પણ આંખની રોશની ખોહી બેઠેલો ધરડો જોઇ વળ. તેની સાથે એક બાળા હાથમાં ઝાંખી રોશની લઇ બીજા હાથે પેલા વૃદ્ધ જીવને ઝાળતી, અંધારા માંહેથી ચલાવતી, તેને સ્થાન તરફ લઇ જાય છે. આ ચિત્રમાં હાથમાં ઝાલેલી ફાનસની ધીમી રોશની તે, પેલા બાળકની પોતાના વૃદ્ધ વડીલ તરફની, પ્રેમ ભાવિક ભકિતની લક્ષણ રૂપ રંગત ચિતારી રહી છે.

જ્યારે એક બીજી બાજુમાં નઝર કર ! ત્યાં એક તરૂણ વયની બાળા પોતાના વડીલોના કોઇ બેસીને અંધારા માંહેથી પસાર કરાવવા, બતી સાથે તેની મદદે જાય છે, તેજ વેળા પેલો વંઠેલ ધરડો, આ તકનો અને એકાંત વાસનો લાભ લેવા, તરૂણ, સત્ય બાળાને પોતાના વંઠેલ ચાલાથી ભમવવા તલપી રહયો છે.

ચતુર બાળા ચેતી છે, અને પેલાને રસ્તાની હદ આવેલી સંભારી તરતજ પોતાની બતી બંધ કરી તિરસ્કાર નાખી પોતાના વડીલ આગળ જતી રહે છે.

આ એકમેક સાંમેનો કેવો સુંદર ચિતાર ! કેવો મનન કરવા જેવો વિચાર ! વંઠેલ ભાવ કાંઇ વૃદ્ધમાં નહિ હોય એમ માનવુંજ નહિ, તેમજ યુવાનિ થઇ, એટલે કે નિર્લજ્જામાં પમરવીજ જોઇજે એવું કાંઇ નથી.

જગતમાં મામલો હર હર તરાહનો ભર્યો છે, જ્યાં જેવું જેને સુઝ પડે તેવું તે કરતો થાય!

Southey લખી ગયો છે કે "Draw on with everlasting influence towards eternity the attemper'd mind," તેજ પ્રમાણે કવિતાઇ ખ્યાલ ભરતા જાઓ, ખુદરતના ઘણા ઉંચા ખ્યાલાતના દરવાજા ખુલતા જશે.

શિષ્ય—ગુરૂજી, ગુરૂજી ચિત્ર જોવામાં આટલી કળા, કૌશલ્ય અને ઉચ મનશકિતની હદ જોઇએ છે એ સાંભળી અમારા જેવા અભણોને કાંઇ ભાન આવતું થાય છે.

ગુરૂજી—તમો તેમાં રસ લેતા જણાયા છો, તે પણ તમોને શાબાશી ઘટે છે. હુન્નર માટે ઉંચુ ભાન, તે વિષય તે બાબદ ઉપર ઉંચુ જ્ઞાન, ઉંચી કળા અને કુદરતની રચના મન ઉપર જોશદાર પ્રભા ત્યારેજ આપતી કરે, કે ત્યાં કવિ ચતુરાઇ હોય!

ખુદરત પોતે કાંઇ તદન ખુબસુરત છે, એમ મનાય નહિ, જેમકે ખુદરતની પેદા કરેલી એક રચના એક ખુંધી બાઇ, તે પણ ખુદરતની રચના છે, પણ તેથી તે કાંઇ ખુબસુરત નથી, પરંતુ તે રચના સાથે હુન્નર ગાંઠ બાંધે, યાને તે બાઇને ધોઇને સાફ સફાઇદાર સુંદર વસ્ત્રોમાં સજ કરીને, જે સારૂં રૂપ બનાવ્યે તેથી તે અસલ કરતાં સારી દેખાય અને શોભાયમાન લાગે. તેથી હુન્નર રચના સાથે થયલો ખુદરતનો મેળાપ ખાસ ચિતાર રજુ કરી, એબીયલ જે હોય તેને કાંઇ મધુર બનાવવા આવતુ થાય.

"કવિ કળાના બાણે વિંધી—આદર કરશે ભાવ,
પેચદારને સુંદર ખ્યાલે—હુન્નરનો નિભાવ.
મનોભાવના ચિત્રે દેશી—દેખાડે ઉંચ ખ્યાલ,
મન શક્તિને એવી ધરશી—કરી રહેછ કમાળ.
ધ્યાન, મન ને ચિત્રે હુન્નર—એ તેનો છે હોંશ,
હુન્નરમાં તે નાચને જોઇ—રહે કળાનો દોસ્ત."

# The life eternal.

## અઝમર જીવ યાને અમર્ગ જીવનજોત.

આ શરીર કે જે વડે આપણે સઘળું અનુભવ્યે છૈયે, તે એક એવી જોતથી ચાલે છે, કે જે જોત હમેશગીને વાસ્તે બની છે, અને રહેશે.

નથી આ જીવનજોત કમી થતી, નથી તેમાં વધારો થતો, નથી તેને કયાંપણ જવા અટકાવ થતો, કે નથી તેને ચલાવવાને તેના સિવા કઇ ગતિ જોઇતી હોય.

આ જીવનજોત, જ્યાં ખોખાંમાં રહી છે, તે ખોખું યા બદન ગમે એવું સારૂં માઠું કરે, પણ તેમાં કાંઇ ઓછો વધતો ચળકાત યા કાળાશ થતો હોવો ન જોઇએ.

ગમે એવા પાતાળમાં, ગમે એવા ઉંચાણમાં, ગમે તે વખતે, ગમે તે વેળાએ આ જીવનજોત આગળ પાછળ અને બધેબધ ફરતી ફરે, એમ માનવું દુઃખજનક નથી.

આ જીવનજોત જે, ખોલ્યાં યાને શરીર માટે મળી હોય, તે શરીર જેમાં કોઇ સુખ માને, જેમાં દુઃખ માને, તેથી તેમાં ફરક પડતો નહિ હોવો જોઇએ, પરંતુ શરીર સાથે મન જે જોડયું હોય, તેને તેના મોજીલા યા દુઃખ સુખના કામો કરવા જેટલો સમય વિચાર આવતો હોય ત્યાંસુધી તે જીવનજોત સાથેજ હોય.

જીવનજોતને એકજ સ્થાને રહેવા કેટલો વખત હોય, તે કામ જીવનજોતને પેદા કરનાર સર્વે શકિતમાન હરીના હાથમાંજ હોવું જોઇએ.

આ જીવનજોત જેને કોઇ વીજળીક મહાબળ કહે છે, કોઇ પ્રાણ કહે છે, તેમ ઝંદ અવસ્થા યાને પારસી જરથોસ્તી ધર્મમાં ફ્રવષી કહેછે.

આ ફ્રવષી તે મહાન રચનાનીજ મોજ હોય, તેના આસ્યનો ભાગજ હોય કે જે સર્વ શકિતવાન, સર્વજ્ઞાની સાહેબ કહેવાય છે.

આ જીવનજોત હંમેશ ઝળતી રહી છે, પણ તે રોશની જે ખોલ્પામાં રહી છે, તે ખોલ્યું, યા શરીર, જેટલું ઉચ પ્રકારનું કામ કરતું રહે, એટલાં પ્રમાણમાં તે ઝગઝગતી હોય. કદાપી શરીર બુરામાં મોજ લીયે, તેનું ફળ બુરાઇથી મળતાં દુઃખ વેદનાથી ભરપુર હોય, જેથી એમ માની શકાય કે બુરાઇ યા ભલાઇથી તેનામાં યાને જીવનજોતમાં કાંઇ ગરમી શરદીનો ફરક બનતો હોવાથી શરીરને સુખ દુઃખ (જીવન જોત પર થંડી ગરમીની અસર થવા જેવાં ભાવથી) થતું હોય.

જીવનજોતને ભલા રસ્તાને, ભલા માને, વાપરવાથી, તે મ્હાબળ બાપના છાંયાને નઝદીક રાખવી હોય, તેથીજ ભલાઓ શાંત અને સંતોષી હોય, એમ આપણે માની શકયે.

જ્યારે ખોટી અસરથી તે મહાબળ શકિતના પ્રમાણમાં ઉલટો ભાવ પેદા કરવાથી તેને વેદનામાં વિટલાવું થતું હોય. એમજ માનવાને કારણ છે (પણ આ ઉપર લખેલું સઘળુ માનવા જેવુંજ છે, તે ખરેખર એમ છે કે નહિ, એ માત્ર તર્કજ્ઞાનજ કહેવાય.)

આપણી ગણત્રીમાં દાદારે ગ્યાન દિન, યાને એવો ભાગ, છે જેને આપણે દક્ષિણ દિશા સમજયે છીયે, ત્યાં જવા માંગતી જીવનજોત ને આ દુન્યામાં દેહ રૂપમાં રહેવાથી કાંઇ કામ કરવાનો યત્ન રૂપ ફેરો ખાસ આપ્યો હોય, કે જે દુન્યામાં આપણે આપણાં કામથી પરિક્ષા આપી ભલા ગુણો સંપાદન થયેલી શકિતનો સરટીફીકેટ મેળવવાનો છે, યાને શાંત અને શુદ્ધ જીગર તૈયાર કરવાનો પ્રયાસ મેળવતાં હોઇયે. અને જ્યાંસુધી તે અભ્યાસ ક્રમ, યાને સ્પિતામા જરથોસ્ત્રની શિખવેલી સાદી રૂઢી, સત્ય વિચાર, સત્ય વાત અને સત્ય કામ કરવાની શકિત પ્રાપ્ત કરીશું નહિ, ત્યાંસુધી આ જીવનજોત તેના અસલ માર્ગપર જવા અટકતીજ હોય.

જેમકે બલુન—I બલુનમાં જ્યારે ચોકસ હવા ભરાય છે કે તે બલુન હવામાં ઉંચે ચઢવા માંડે છે અને તે ઉંચે ચઢતુંજ જાય છે, પણ

જેવી તે હવા છોડી દેવામાં આવે છે કે બલુન ઉંચે ચઢવાની ગતી છોડી દઇ નિચે ગબડવા યા કળાથી બનાવેલા યંત્ર મારફતે ધીમે ધીમે નિચે જમીન પર આવે છે, તેમ.

જીવનજોતના બલુનરૂપી શરીરને ભલા બુરા કામના પ્રતાપે ચોક્કસ હદમાં યા તેથી નીચે યા ચોક્કસ હદમાં કે જ્યાં તેનો સાથી હોય ત્યાં જતાં અવકાશ લીયે, એમ માનવાને આંચકો લઇશું નહિ.

આપણે આપણી સાંમેના ઇનસાનને જોતાં, તેને સાંભળતાં કાંઇ અજાયેબ ખ્યાલથી જોઇ ઉભા રહીયે છીયે, કારણકે, તેને સાંભળતાં આપણા મન ઉપર નહિ જણાયેલી અસર થવા માંડે છે, ત્યારે આપણે કાંઇ નહિ તો એમ સમજી રહયા છીયે, કે ખરેખર તે ઇન્સાન આપણી સાંમે ઉભો રહયો છે, છતાં તેની જીવનજોતના મહાબળ દિલકસ અનુભવથી આપણે ચકિત થઇ દિગમુઢ બની જઇએ છીયે એમ કાં ભાસે છે? કારણ કે તેની જીવનજોત વધારે બળવાનજ છે.

તેમજ જ્યાં ઉલટી અસર હોય છે ત્યાં આપણી છાતીના શ્વાસો તેના ભુલેલા શ્વાસની નોંધથી લગાર હોંશ વિનાના થયેલા આપણી છાતીના ધપકારાઓથી ચેતી લઇએ છીયે.

માટે આ મહાબળ the soul-force યા રૂહની ફેલાવણી શક્તિ યા કાઇ આત્મિક વીજળીક જોશ, જે કહો તે, કાંઇ કામનોજ છે, જેમાંજ કાંઇ મોત યા જીવન યા નીચાણ, ઉચાંણ યા બુરી ભલી શક્તિનો પ્રમાણ ઓછો વધતો બનાવવાનું અંદીઠ યંત્ર અને તે પણ આપણી નઝરે ન દેખાતું યંત્ર હોવુંજ જોઇએ.

આ જીવનજોતને ખિલવી કેળવતાં રહીશું તો નવા નવા ખ્યાલો જેમ બીજાઓ વિચારી રહ્યા છે, વિસ્તારી રહ્યા છે, પાંથરી રહ્યા છે તે આપણે પોતે શું ન કરી શકીશું ! ખચ્ચીતજ કરી શકીશું ? પણ ખિલવણી કરવા વગર, અભ્યાસ હાર પાડવા વગર અંધકારના દ્વારમાં રહી ઠેકડી કરવાજ જ્યાં મૌજ તૈયાર છે, ત્યાં આગળ ન વધતા, બધેજ

અંધારૂ દેખાય અને મુર્ખ માફક હસી હસીમાં પડયાં રહીયે, તેમાં જીવનજોતની શી મજાલ છે?

અફસોસ કે આપણે માનવામાં પાછળ છતાં હજી બીજાઓ માફક પ્રયત્ન તથા કોશેશ કરવા શરૂ કરતા નથી. અફસોસ કે જ્યાં બીજાઓ આગળ વધી કેવા ઉત્તમ પ્રકારની રચના કરવા પડયા છે, તેઓને તેઓના કામમાં મદદ કરી વધવાને બદલે, આપણે અણગમતા ટીકા કરતા રહ્યા છીયે. અફસોસ, આપણા શરીર અને તેની પંપાલેલી સુંદરતા ઉપર! અફસોસ આપણી ક્ષણભંગુર મોટાઇ અને અભિલાષા ઉપર! અફસોસ, કે આપણા ચાલતા કાળ અને હાલ ઉપર આપણે વળગી રહ્યાં છીયે અને આત્માને વધારવા કશું કરતાં નથી.

ત્યાંથી બચાવવા ઓ જીવનજોત તુંજ મદદ કર! તુંજ અમો આંધળાંઓને જાગતાં જોતાં કર! તુંથીજ પ્રકાશ, આશ અને અમર્ગે મળશે. એવી અમારી ખાત્રી કાયમ કરવા મદદ કરો ભલા અષોને અમારી મદદે મોકલ!

ઉપલાં લખાણને પેશ પડતું જે વાંચવામાં આવ્યું છે, તે નિચે વાંચવાથી કાંઇ ખ્યાલ મળશે.

**"The Immortal Light"** by John Mastin, F.S.A. (Scot.) આ ઉપલાં પુસ્તકનાં ૫૮ માં પાનામાં નિચલું લખાન જણાશે, જેનો થોડો ભાગ વાંચનાર માટે નીચે છાપ્યો છે:—

"I will tell you the story as we have it" said Antistes, "Long ago, the **Lord** of **life** created beings and made them immortal, body and soul (પરવરદેગારે એવા અમૃગ જીવો, શરીર અને આત્માની અમર્ગે સાથે પેદા કર્યા).

He intended founding a race of gods and told them not to do certain things or their bodies would

die and they would lose their god-like aspect. (પછી પરવરદેગારે તેઓને કહ્યું કે અમુક ચીજ તેઓએ ન કરવી અને જો તેઓ તેમ કરશે, તો તેઓ ખુદાઇ ખુબસુરતી તથા ખયાલ ખોહી દેવા સાથે શરીરને નાશવંતા કરવા પામશે.)

They disobeyed his commands, so he turned them out of their lovely country, lest they should discover the great secret called 'life' for if they did they could have even defied their Lord and made their bodies live for ever (તેઓએ દાદારના હુકમનો અનાદર કર્યો, એ ઉપરથી તેઓને તેને બહાર કાઢયા કે રખે તેઓ અમર્ગ જીવન-જોત મેળવે અને તે માટે પોતાના પેદા કરનારની સાંમે થાય!

Thinking that in time they might even try to force a way into that lovely place, and steal some of this 'life', the Lord built a barrier all around it, and made it so cold and bleak and desolate that no creature could pass it (દાદારે પાછો એવો વિચાર કીધો, કે ભવિષ્યમાં કોઇ આ અમર્ગ જીવનજોત માંહેથી કાંઇ ચોરી કરવા ધારે તે માટે તેની આસપાસ એવી સખત થંડી અને નડતશો તૈયાર કરી કે કોઇ ત્યાંથી પસાર થાય નહી).

So these people who had broken their master's law and spoiled his work were obliged to go farther and farther away. (આ ઉપરથી આ લોકો કે જેઓએ પોતાના માલીકનો હુકમ ન પાળ્યો તેઓ ત્યાંથી દુર અને દુરજ રહે છે.)

It is said that so long as this world lasts no living creature shall ever pass this owful barrier, and see the beautiful place beyond. (એવું કહેવાય છે કે,

જ્યાંસુધી આ દુન્યા નિભશે ત્યાંસુધી આ ભયંકર ભીંત વા નડતર કોઇ પસાર કરી શકશે નહિ.)

And it is also said that if it were possible for any one to pass it, and even view this secret of life, they should never know it, for the mere sight would blast them where they stood, and in the mere glance of 'life' they would find a horrible death, its very brightness being their doom. (કદાપી કોઇના જોવામાં આવે પણ તેને કશું પણ જાણવામાં આવે, તેટલાં કંગાલ મોતથી તે મરે, કારણ કે તેની રોશની એવી મહાબળવાન કે તેનું મૃત્યું નકકીજ છે.

આગલ જતાં બીજા ફકરા શું જણાવે છે, એક ટોળી, કે દૈવજોગે, જ્યાં આવી ચઢી છે, તે ટોળી માહેલો એક ત્યાં જવા હુજત કરે છે. (આ દક્ષિણ ધ્રુવમાં બનતો બનાવ છે, અને તે જમીનના પાતાળમાં સઘળી વાતચિત થાય છે.)

તેને જવાબ મળે છે કે "nay, try it not." To those who would penetrate the mysteries of the divine, and try to force into the secrets of the infinite, disaster comes (ના એ ભેદ શોધવાથી બાઝ આવો, જેઓ આ છુપાયલા ભેદને છંછેડવા ગયા છે, તેઓએ માથે સીતમને સીંગાર કર્યોજ છે.

It is said that at some time when we have lived our lives till perfect, we shall then live with Him and feed on this source of life, even after being even as He is (તોપણ એવું કહેવાયલું છે કે આપણી જીંદગી તમામ નિર્મળ થઇ જશે, ત્યારેજ આ અમૃત જીવનજોત સાથે સદા તેનાજ જેવા થઇ રહીશું.

આ ઉપરથી આપણને ધડો લેવો જરૂરનો છે, જે આપણે નવાઇ

જેવું સાંભળ્યે છીયે, પણ તેને જોવા બેનસીબ રહી ગયા હોઇએ તો આપણામાં તે જોવા જેવી સ્વચ્છતાઇનો સાથ નથી, યાને આપણી ખોટી, જુઠી મતલબી મતીથીજ એમ થાય છે.

એક ભલી ચીજ, એક અમર્ગ જીંદગી. (શરીર સાથની) કાં ભોગવતા નથી? કારણ કે અમર્ગ જીવનજોત જે આપણા શરીર માટે મળે છે, તે શરીરને મન રચનાથી મેલું બનાવ્યે છીયે. અને જેઓ ભલા કર્મથી ગમે એવા કદરૂપા બનેલા દેખાય છતા, તેઓ પ્રભુના રૂપાળાજ કહેવાય છે. તેઓ આપણી માફક હાલે ચાલે છે, બોલે છે, પણ અંતઃકરણના પૃથકરણમાં ઘણાજ વધેલા, ઘણાજ દિપક અને ઘણાજ શાંતમય છે.

જ્યાંસુધી આપણી મન રચના, ખોટા હવસ, કીનો અને કપટના દાવથી મોકળી થતી નથી તેટલાજ પ્રમાણમાં ખુદાઇ ઉત્તમ ભેદમાં છેડ પાડવા આપણે સમર્થ કયાંથી મેળવશું? ઉપરાંત આપણે એવી વાત અને વાણીને હસી કાઢી જાણે ખોદાઇ અમર્ગ ગતીથી જાણી બુઝી દુર થવા માટેજ નિર્લજ કામો કરી રહ્યા છે.

આ ઉપરથી સચોત માલમ થઇ શકે છે કે દાદારે ગ્યાન દીન જે દક્ષિણમાં જણાયલી સમજાય છે તે કાંઈ હદ બાહેર ઉત્તમ જગ્યા હોવી જોઇએ, કે જ્યાં ઘણા કાળે ઘણાજ થોડાં જઇ શકે.

આ દેહ માટે, ભલે કોઇ માને યા ન માને કે તે વારંવાર આવતો હશે, અને પાછો મૃત્ય થઇ ફરી પાછો આવતો થશે. પરંતુ જેમ માણસ ગભડતું રહ્યું છે, ખોટા કામોથી રોગી થયું છે અને દેહ જેમ પિડાય છે અને સુંદર શક્તિથી બેનસીબ રહ્યું છે, તેમ તેને દુઃખ વેદના પણ ભમવી ભારે છે. પરંતુ જે કોઇ ખુશ ખુશીના કામો કરે છે, અને તે પરવરદેગારનો દહેશત રાખી, સારા વિચાર પર ઢળે છે તેમ તે શરીરે સુખરૂપ, તથા ખોદાનો પ્યારો થવા ઉપરાંત તેની વૃદ્ધ વય છતાં, બીજાઓને અદેખાઇ ઉપજાવે એવો તરૂણ દેખાય છે, એની ખુબી એજ કે,

જીવનજોતને તેને સારી દિશામાં પાળી, જીંદગી રૂડી રીતે રૂડા માર્ગે ચલાવી રહયોજ હોય. સુંદર મન, સુંદર તન આપે છે. પરસ પર બીજો સુંદરતાના કામો કરાવવા સુઝ પાડે છે, પોતે સુંદર હોવાથી બીજાંને સુંદર બનાવવાજ યત્ન કરે છે. તેવાંજ મનુષ્યો ઉંચુ જીવનજોત પાળે છે. એમ પણ નહિ સમજવું કે એક જીવનમાં ગમે એવા બુરાઇથી કરેલા વિચારો અને કામોની હારમાળા હોવાથી, મનુષ્યનુ જીવન સુધરી ન શકે ? જરૂરજ સુધરી શકે. જે પ્રમાણે દુન્યામાં નવી નવી ચાવીઓ, નવી નવી વિધ્યાઓ, દૈવજોગે હાથ લાગેલી માલમ પડી છે, તેમ દૈવજોગે એક અધમ નિચ, એક પળમાં મોટો અનુભવ જોઇ વલી તદનજ જુદા અને ઉંચા તબકકા ઉપર આવી ચઢે છે, એમાં એજ ધ્યાન રાખવું કે જીવનજોતના માર્ગમાં એક તક મળી તેનો સારે ઉપયોગ કર્યો કે સારાજ પરિણામ આવે છે. તેજ પ્રમાણે ભલા ખ્વાસના જીવમાં એક પળમાં ઉથલ પાથલ થઇ જાય છે, તે એજ કે ગમે એવા સત્ય વિચારોમાં મસ્ત હોવા છતાં એક પગમાં છક્કડ ખાઇ પટકાય છે, અને પોતાની સ્થિતિને નિચા ખ્યાલમાં લાવી પડેલો જોઇ, પળ મળકાય છે, પણ થોડાજ સમયમાં ભમી ગયલું ભાન આવતા પોતાનાં રૂડા કામોની યાદ તેને ડંખ મારવાના ચાબકા મિસાલ થઇ પડે, તેના અનુઓને દુઃખ આપે છે, ત્યારે ફરી કોશેશથી આગળ વધવા હિમ્મત કરે છે અને તેવી હિમ્મતમાં પોતાની કિમ્મત ઘણો વધારે બનાવી દેવા યોજે છે.

જે પુસ્તકનો હવાલો આપ્યો, તેના ૧૧૩ માં પાને જે વાત ચાલી હતી તે ટાંકીશું.

( One of the group) Norris, who chanced to be leading stopped and turning round said " My friends, we have left a people whose every thought and desire is to please their Maker and do Him honour. It seems to me, that His gracious care has protected us, given

us a nobler ideal, and proved to us that there is no such thing as chance." ("વ્હાલા મિત્રો" નોરીસ બોલ્યો, "આપણે એવાં ભલાં લોકને જોઇ આવ્યા, કે જેઓ પોતાના પેદા કરનારને ખુશી રાખવાજ ઇરાદો કરી રહયા છે અને મને પણ માલમ થાય છે કે તે બાપનીજ ભલાઇથી આપણે બચવા પામ્યા છીયે."

I do not wish to 'preach' in fact I hate it, but I do not think we can do better than fall on our knees, and ask God's blessing" (હું કાંઇ શિખામણ આપવા માંગતો નથી, પણ આ વખતે તે અંદીઠ બાપને આપણુ સર્વે માટે ગુંઠણુ પર પડી ભણવા સિવાય બીજુ' ધારી શકતો નથી.)

આ સાંભળતા બીજા મિત્રો કે જેઓ સાથે હતા, તેઓ પણ મનમાંજ એવો ખ્યાલ કરી રહ્યાં હતા, તેઓ પણ ગુંઠણુ પર પડી ભણવા લાગ્યા......with one accord we knelt down and prayed, that we might be guided aright, and if it was the Divine Will that we should have the means of continuing our journey to a successful issue, we might be enabled to do so; but that whatever lay before us, we should recognize God's hand in it, leading us in the very best paths for our own ultimate good and the glory of God (એક પળમાં બધા પ્રાથના કરવા લાગ્યા, અને બોલ્યા કે ખુદાનીજ મરજી આપણે સીધે રસ્તે લઇ જશે, તેજ પાર ઉતારશે, તેનીજ ઇચ્છા પ્રમાણે જે થાય છે તે તેનાજ બળવાન હાથથી થાય છે, તેજ રોશની દેખાડશે અને તેજ તારશે.)

We arose from our knees happy and confident (અમે સુખી અને શાંત મને પ્રાથના માડેથી ફારેગ થયા.)

Thus it came about that we four-scientific-atheists having accidentally fallen into an old shaft, in a few

week's time in another and similar shaft were now sincere devout Christians, seeing and recognizing the Divine and Loving creator in the very things we had many times publiciy stated proved the absence of God. (આ મહાકંગાળાજો કે જેઓએ ખોદાની નિસ્તી માની હતી, તેઓ આજે તેનોજ બળવાન હાથ સાથ અને ભાત પિછાણવા લાગ્યાં.)

માટે ઓ શરીરની સાથવાલા જીવનજોત, હમેશ ધ્યાન રાખ, કે ખોદા સીવાય કશું હોઇજ ન શકે ગમે એવો દારૂગોળો, ગમે એવા યંત્રો તેને ઉડાવવા વિંધવા તૈયાર હોય તો તે ખોદાના હુકમ આગળ વ્યર્થ છે, ગમે એવો ઝર ઝેવર ત્હારી પાસ હોય તેથી તું ધારેલુ કામ કરી ન શકે જો તેનો હુકમ ન હોય તો.

માટે વચન આપ, તે પાળવા માટે ! સત્ય બોલ તો જીવનની સાબેતી માટે, અહુરને મળવા માટે ! કસની કસોટીમાં પસાર થવા, કષ્ટ વેઠવા તથા હરીનો પ્યારો થવા માટે ! અભિમાન છોડ, શાંત અને નિર્દોષ રહેવા માટે ! થોડા સમયના ચળકાટ માટે હોંશ છોડ ! સદાની રોશની માટે ! એવા ઘણા ભલા વિચારો જગતના ભાગમાં પડયા છે, તેઓની સાથ કર, ખોદાની સાથ ત્હારી છે તેઓથી દુર થા, હરીને નઝદીક જોવાની બારીને મળવાની આશા લંબાવ, મન ત્હારૂં છે.

ત્હારી ચાલ ઉપર શક લાવનાર માટે થોભનો ના, કારણ કે, ગમે એવી દલીલો શક સામે નિર્મુળ નિરૂપયોગી છે. ત્હારા ઉપર થયેલા નિચ કાવત્રા, દગલબાજી, બેમુરવતાઇ માટે થોભનો ના, કારણ જેઓ એવા કામમાં પડયા છે, તેઓની આંખોનું પડ તું ખોલવા બેસે, તો ત્હારો અમુલ્ય કામ કરતો રોહો અટકી જશે. તું ત્હારૂં શુધ્ધ, જ્ઞાની, ડહાપણનું કામ સત્યથી, ઉધ્યોગથી કરતો થા, હરી પોતાની મેળે સર્વે દુરૂસ્ત કરતો રહેશે.

જ્ઞાન હોય તો તેને પાંથર ! દ્રવ્ય હોય તો બીજાને દે ! શક્તિ

હોય તો આંધળાં પાંગળાંની જતન લે! ચિત્રકળા પર, સંગીત પર, કવિતા ઉપર, મ્હાન નરોનાં વૃતાંતો ઉપર મનન કર, અંત સમય સુખમાં જશે, અને તુંને શાંતી થશે.

હયાં Peace માટે થોડીક લીટીઓ ટાંકી છે ખ્યાલ આવે તો મનન કરજે, ભલું હોય તેટલું લેજે, અને ન ગમતું હોય તે બાજુ રહેવા દેજે.

શિષ્ય–ગુરૂજી! ગુરૂજી! આજના ભાષણરૂપ વિસ્તારથી મ્હને તો અજબ વિચાર આવ્યા છે અને તે સાથે આ કવિતા જે અંગ્રેજીમાં છે, તે એકાએક વાંચવા હું હાલમાં તમો સાથે થાકયો છું.

ગુરૂજી–ભલા મનમોહન, ત્હારે ગમે ત્યારે વાંચજે! ભુલ હોય તો સુધારજે!

શિષ્ય–શું ભુલ મારાથી સુધરે?

ગુરૂજી–વ્હાલા શિષ્ય, વિચાર એક એવી મોટી મતા છે, કે તે નાના મોટાની સત્તા છે. ત્હારાથી હું ઘણું શિખીશ, એવી પણ મ્હને તો આશાજ છે. પણ જે કાંઇ ન સમજ પડે તે મ્હને પુછવા વિલંબ લગાડશો નહિ.

શિષ્ય–ગુરૂજી પ્રેમાનંદ, જેવી તમારી આજ્ઞા! ઇશ્વર તમને સુખરૂપ રાખો! એજ.

## શાંતી જગતમાં કયારે થશે?

શિષ્ય–પ્રેમાનંદજી, આ તમારી કવિતા ઉતારી છે. સાદી છે, પણ મનને સમાધાની આપવા સાથે વિચાર કરવા જેવીજ છે. મેં હયાં આખી લખી છે.

### PEACE.

Peace!

Thou art Messenger of Rest,
In East and West.
We see in thee, the sea of calmness,

The love of calm nest.
Why not human beings meet thee, Peace.

હું એમ પુછીશ ગુરૂજી, કે પુર્વ અને પશ્ચીમના મનુષ્ય ક્યાં લડે ? ક્યાં જુદાં ?

ગુરૂજી-કારણ કે, જેવું જોઇએ તેવું જાગ્રણ થયું નથી !

શિષ્ય-શું તે થશે ?

ગુરૂજી-જરૂર ! જરૂર !

શિષ્ય-તેની સાબેતી ?

ગુરૂજી-ખુદાની હસ્તી ! બસ બીજુ શું ?

શિષ્ય-ધન્ય, ગુરૂજી ધન્ય ! તમારા શબ્દો ફળો એજ આસ્ય !

ગુરૂજી-ખરૂંજ છે, તે ફળશે !

Peace ! The slayer of envy and cheat
Why not human hearts with thee bit ?
Why not they hug and court thee ?
Peace ! The simplest cure of world's strife !
To meet thee, all should shun their pride.
Peace ! The angel of glory and splendour ?
Spread thy wings on human doors,
Enliven the pores of all their sores !
Whose fault is it, that they see thee not ?
Peace ! God-loving and child-like
The killer of pricks and pikes
Pour thy blessed showers on human minds !
Peace ! The singer of charms and joys
The hater of harms and war-toys.
Brake thy silence for surging mass
Bring cheers to them and close the doors
of **dreadful past** !

સેવટે બંધુઓ યાદ રાખજો કે આ દુન્યાથી તમારી મુક્તિ તમારેજ હાથ છે. ગમે એવી ક્રિયા, ગમે એવું ભણતર તમારૂં અંતર કંઇક ધોઇ શકશે પણ સદંતર નહિ. ગમે એવા બહારના બનાવેલા પવિત્ર મકાનો તમારા પાપથી તમને મુક્ત કરવા કશુ પણુ કરી શકશે નહિ, કે જ્યાંસુધી તમારૂં મન, તમારૂં તન, તમારૂં જીવણુ એવા ઉત્તમ પ્રકારનું થાય કે જેમાં બીજાનું ભલુ તેમાંજ તમારૂં ભલું.

તમે ખોટું કામ કરી, પાપ કરી, ન ગમતી ચીજોને ખાઇ ખવાડી તમારા શરીરને મોજ આપી દુઃખમાં નાખો, તેમાં વસ્તુઓ શું કરે? બીજાના ઉપદેશથી તમારૂં કલ્યાણુ નહિજ થશે, કે જ્યાંસુધી તમે તે ઉપર આસ્થા રાખતા ચાલતા નથી.

ઉઠો! બંધુઓ ઉઠો! ભક્તિ, શક્તિ, મુક્તિ તમારે હાથ છે. પૈસાથી ભણાવેલા ભણતરથી તમને શાંતી મળતી હોય, તો તમો જાતે કરતાં શિખશો તો તે શાંતિ વધુ મોજદાર છે.

બીજાને સુધારવા કરતા, બીજા જ્ઞાનીઓની ખોડ ખાંપણુ કાઢવા કરતા તમે પોતેજ તમારે હાથે સમજી જશો કે તમો કોણુ, કયાંથી અને કયાં?

એ પ્રમાણે અમલ કરતાં તમારૂં સુખ તમે મેળવો તે સુખ શાંતિનું છે, તે શાંતિ ભિતરની હૈડાની છે, જો હૈડું શાંત છે તો કુલ જગત શાંતમય દેખાશે અને તેને શાંતમય બનાવવા તમારી આસપાસના દુઃખને ટાળો, તે ટાળવાથીજ તમોને સુખ છે, તમારી મતિ ફળદ્રુપ છે અને સઘળું આનંદ દાયક થશે.

તમો જયારે પેટ ભરી જમ્યા છો, ત્યારે તમને યાદ નથી, કે લાખો હઝારો ભુખ્યાં હશે. તમે જયારે વસ્ત્ર સિંગાર કરી બહાર પડો છો, ત્યારે તમને સમજ નથી કે બીજા લાખો હઝારો વસ્ત્ર વિનાના પડયા છે! શું આ સઘળુ સમજાવવા કોઇ શિક્ષક, ગુરૂ હજી તમને જોઇએ છે કે? જો જરૂર હોય તો ગુરૂ શોધજો, મળશેજ! પણુ ગુરૂ મલતા

ભલુ કરવાના વિચારોને પાછા ભગાડતાં ના! તેમ કરવામાંજ જીવણ ફોકટ જશે, અને જ્યાં રડતા રીબતાં પડ્યા છો ત્યાંથી આગળ વધશોજ નહિઃ માટે,

ભલુ કરો, બામદાદ યાને પ્રભાત તમારી છે. ભુંડું કરો, અંધારી રાત ત્હારી છે! ત્યારે અંતે કોણ ફાવશે? અજવાળુ! બામદાદ! ક્યારે? જ્યારે તમે મનને તે તરફ ઢોળાવશો ત્યારે!

આ નિચલા શબ્દો કંઇપણ સમજાવશે માનો ન માનો મોજ તમારી છે!

"'Tis but as when one layeth his worn-out robes away,
And taking new ones sayeth, "These will I wear to-day!"
So putteth by the spirit lightly its garb of flesh,
And passeth to inherit a residence afresh."

The Song Celestial, by Sir Edwin Arnold.

---

મનુષ્ય જાત—કાંઇ બે જુદા વર્ગમાંજ વહેચાયલી રહેશે નહી-(એક વર્ગ ફરેશતાઇ ખસલત, અને બીજો વર્ગ શયેતાનની ઇલ્લતનો કહેવાય છે). ઘણી વેળા ઉમદા અને નીચ ખ્વાસ ઘડીયાલના (પેન્ડયુલમ) લુલક માફક બહુમતીમાં દોળતાં રાખે છે. આજના સાધુઓ ઘણીક વેળા એવા પજાંથી બદલાઇ બદમાસી અને નામોસીમાં હસી પણ કરાવનાર થઇ પડે છે.

તારી વિપત અને દુખને જાહેરમાં કોઇને જણાવવા કાળજી કરતો નાં, કારણ કે, તેઓ ત્હારી કેવી કદર કરશે? જેમ ઘાયલ પ્રાણીઓને ભક્ષ કરનારા પક્ષીઓ જેવી રીતે રીબાવી ચુંટે છે તેમ!

# Divine Doors.

અથવા

## પ્રભૂ ભૂવન-યાને દિનાનાથના દરવાજા.

Divine Doors અથવા પ્રભુ ભુવનને જો આપણે ઉકેલવા પ્રયત્ન કરીશું તો, જગતના જે સ્થાનો, કે જ્યાં પ્રભુ નામ, પ્રભુ કામ, અને પ્રભુ પ્રણામ આલેખવામાં આવે છે તે સઘળા પ્રભુ ભુવનમાં સમાય એમ છે.

દરેક ધર્મસ્થાનો, મંદિરો, દેવાલયો એ બધાંએ પ્રભુસ્થાન, એટલે કે પ્રભુ ભુવનજ કહેવાય.

શિષ્ય—(વચ્ચે પુછાય છે) ગુરૂજી, માલિન મહારાજ અમને જણાવશો કે તે બધા ધર્મસ્થાનો સરખાંજ છે કે જુદાં ?

ગુરૂજી માલિન—પ્રથમ તો મને એકવાર ફરી તમને રોકવા દયો, કે મારા નામ પ્રમાણેજ મને બોલાવશો. માહારાજ કહેવાની શી ગરજ છે ?

શિષ્ય—જુહ્યો, હવે ફરી માહારાજ નામ નહિ કહીશ, પરંતુ માલિન માહારાજ, મારી એ ટેવ પડી છે તે માટે બોલાઇ જાય છે, ક્ષમાં !

ગુરૂ માલિન—પ્રિય શિષ્ય, તું બોલે છે, એમાં મારો વિરોધ નથી, પરંતુ, તને ટેવ પડી છે, તે ટેવ સુધારવા અર્થેજ હુ તને, તે સંભારવા આદ દઉંછું. ચાલો બોલો, તમને શું પુછવાનું છે ?

શિષ્ય—મારે એ જાણવું છે, ગુરૂજી માલિન, કે દરેક જાતના ધર્મસ્થાનો, જુદે જુદે ઠેકાણે સ્થપાયા છે, પરંતુ તેઓનો માલિક, જે પ્રભુ શ્રી કહેવાય છે, તે પણ ત્યારે જુદોજ હશે ? ત્યાં વગર એમ સર્વેમા જુદાઇ કાં પ્રગટી રહી છે ! એવી જુદાઇનો પ્રલય ન થાય ગુરૂજી !

ગુરૂ માલિન—પ્રિય બંધુ, હાલના સમયમાં નઝર સામે આ જુદુજ છે, તો બસ છે. કારણકે દરેકમાં પોતાનુજ મોટુ ગણવા અભિમાન હોય તો પણ ઠીક !

શિષ્ય—ગુરૂજી ! અભિમાન કાંઇ સારો ગુણ કહેવાય ?

ગુરૂ માલિન—અભિમાન સારો ગુણ છે, એમ તો નજ કહેવાય, પરંતુ એવા વિચારથી જેઓ જે કોઇ, પોતાનું શ્રેષ્ટ, યાને સારૂ છે, એમ માનવાની હોશ, યા જીદથી, પોતાના જીવને તેના ઉપર આસ્થાવાન રાખી, સુંદર કામ કરે છે એમ ધારણા કરતો રહે છે અને એમ થવાથી, તેનો આત્મા આગળ વધતો રહેશે.

શિષ્ય—પરંતુ જગતમાં હાલમાતો કાંઇ પરિણામ સારૂ જણાતુ નથી ત્યારે, એ શુ કહેવાય ?

ગુરૂજી માલીન—પરિણામ આપણી દ્રષ્ટિએ સંકોચિત છે એ ખરૂંજ છે પણ એમ થતા પણ દરેક ધર્મવાળાઓની સંખ્યામાં, લોકને શક થાય છે, કે શું તેઓ પોતે પોતાનુજ. સારૂ છે, એમ માની શકે ? ના તેમ નથીજ હવે, વાતાવરણ બદલાતી જાય છે. ધીમે ધીમે તેમાં રસ કસ વધશે, અને જગતને જશ, યશ થશે. હાલતો, એ બધાં એકજ ઝાડના ડાળા ડાળીઓ છે જ્યારે અસલ મુળ એકજ છે, એમ અન્તિમાં ઉતરશે કે ઝટ સર્વેને ખુલ્લુ માલમ થશેજ, કે એકજ પિતાના, આપણુ બધા સર્વે પુત્રો પુત્રીઓ છેયે.

શિષ્ય—ઓહો ! એવો દિવસ ક્યારે ઝળકશે ?

ગુરૂજી માલિન—ઝળકશે, ખરેજ ઝળકશે ? ઇતિહાસમાં વાંચશો, તો માલમ પડશે કે, પ્રથમનુ મનુષ્ય કેવું હતુ ! વચ્ચે કેવું હતુ ? એકવાર તેઓ સઘળા અભણ જંગલીઓ હતાં, હાલમાં ભણેલાં જંગલીઓ થઇ રહયા છે.

શિષ્ય—ગુરૂજી ! ગુરૂજી ! તમે આ શું બોલો છો ? શું આ ચાલતાં જમાનામાં, આવા બધાં જ્ઞાનીમાં નામ ફેલાવતા, શું ભણેલા જંગલીઓ છે ? રખે તેઓથી તમને કાંઇ દુખ ખમવું પડે ?

ગુરૂજી માલિન—મને તેઓ જેટલું દુખ કરશે, તેથી મને તો આનંદજ થશે, પણ તેમ દુખ કરવાથી તેઓનો હઠ, મીઝાજ, ક્રોધ

તેઓના ભિત્તરમાં, જેટલો બધો એકઠો થયેલો હશે, તે તો ઓછોજ થશે ને !

શિષ્ય—ગુરૂજી ! ગુરૂજી ! તમારી આ સલાહ માટે, પ્રભુ તમને આશિષ દયો. અરે હવેજ મને યાદ થાઈ આવે છે કે કોઈ કવિ લખી ગયો છે કે—

"આશિષ રહો પુકારી—ચાહે દુખન ભી આવે,
આશિર રહો ઝુંકારી—ચાહે સુખનભી જાવે !"

ગુરૂજી માલિન—એ શબ્દો, જે તમે વાંચ્યા અને શુદ્ધ ભાવ ખેચ્યો, તેમ, તેજ શબ્દો કોઇ બીજાએ વાંચ્યા હશે, ત્યારે, તેને તિરસ્કાર જાહેર કર્યો હશે, અને કવિને ગાળો પણ ભાંડી હશેજ, કારણકે કવિ માટે, તેના મનમાં ખોટાજ વિચારો ઢોળાયા કરતા રહયાં હોય ! જ્યારે તેજ કવિએ જુદાજ નામ સાથે લેખ લખ્યો હશે ત્યારે, પેલાંજ ભુંડા, વિચારવાળાએ વખાણ્યો હશે !

શિષ્ય—કારણ !

ગુરૂજી માલીન—કારણ કે, તેને કવિના નામ માટે આળ હતો.

શિષ્ય—ઓહો ! જગતમાં આ કેવું ચાલે છે !

ગુરૂજી માલિન—હોય ! એ સઘળુ પેટના પુંજન માટેજ !

શિષ્ય—ત્યારે એ બધાનો અંત અંત આવશે ?

ગુરૂજી—જરૂરજ ! જરૂરજ ! કંઇકનો આવ્યે છે, એ તો સચોટ તવારીખની વાત છે.

શિષ્ય—ત્યારે કવિઓનું કામ શુ, ગુરૂ ?

ગુરૂજી—કવિઓ ઘણાખરા ખુદરતનીજ રચના હોય છે, પણ જેઓ ભણી ગણી કવિતાઇ શક્તિ ધરાવે છે, તેઓ બનતા બનાવોનુ વર્ણન, કવિતા મારફતે કર્યા જાય છે. કવિઓ હમેશ જે અનુભવ જાતે મેળવે છે તેઓ ભિતરથી ચિતાર દોરે છે. એવોને પિછાણવાનુ કામ સઘળાઓ કરી શકે નહી. કવિઓએજ પ્રભુ ભુવનના દરવાજા દેખાડયા છે.

તેઓ ઘણીક વેળા વિચિત્ર ચાલ અને ચલણ દેખાડતા માલમ પડયા છે, પણ તેઓનું ચિત્ત બીજા સામાન્ય અને સાધારણ મનુષ્ય જાણી શકશે, એ બનવાજોગ નથી.

કંઇક કવિઓ એવા થઇ ગયા છે કે, જેઓ કાંઇ ઘણું લખી વાંચી ગયા નથી, પણ તેઓના વિચારની માળામાં મોટા પ્રમાણનો રાહ પ્રગટી રહેલો જગ દવારે છપાઇ, અને છવાઇ રહયો છે.

શિષ્ય—ત્યારે કવિઓ ખરેખર દીનાનાથના દરવાજા દેખાડનારા ભોમ્યાજ કહેવાય. હવે હું એમ પ્રશ્નન કરીશ કે એક ધર્મવાલા બીજા ધર્મના સ્લોકો, યા વિચારો ટાંકી શકે તો કાંઇ ખોટુ કહેવાય કે નહિ ?

ગુરૂજી—ભલા શિષ્ય, આજે, આપણે હર હમેશ વાંચતા રહ્યા છિયે કે એક ન્યાતનો કોઇ સજ્જન, વાર્તામાં, વાણીમાં બોલચાલમા, ભાંષણતરમાં પોતાના ધર્મ ઉપરાંત બીજાના ધર્મના કાંઇક ભલા વિચારો દોરે છે, ત્યારે તેની ન્યાતના કઇકો, તે માટે અણગમાં, અથવા વિરોધ જાહેર કરી, તે બોલનારને, તોડી પાડવાની હલકી કોશેશ કરે છે, પરંતુ, જેઓને પ્રભુનો ડર હોય છે તેઓ એવી વજ્ર છાતીના હોય છે, કે, તેઓ ભલા વિચારને વળગી કોઇની ગેરસમજ ઠેકડીની ગણકાર કરતાં નથી.

શિષ્ય—પણ જ્યારે, તે બોલનાર માટે હલકો મત પ્રગટ થાય ત્યારે, બોલનારને કેવું માંઠુ લાગે.

ગુરૂજી—બોલનારને માંઠું લાગતુંજ નથી કારણકે, તેની સમજ બીજાની સમજથી જુદીજ છે અને તે ભલો બોલનાર જાણે છે કે, જેઓએ તેને ઉતારી પાડવાની કોશેશ કરી હતી, તેઓની પોતાની વાતાવરણ જેવા વૃત્તમાજ, તેઓ પોતાનું હલકું પત ભારે વજનનું અંકાવવા મીથ્યા કોશેશ કરે છે. એવા સ્થુળ વિચાર માટે, તેઓ કાંઇ થોભ્યા નથી.

શિષ્ય—ખરેજ ગુરૂંજી, તમારા આ બોલવા ઉપરથી મને કાંઇ વાંચન યાદ આવે છે. તમો કહો તો બોલું ?

ગુરૂજી—ગુરૂ જે દિક્ષા આપે તેમા પ્રથમનો એજ દિક્ષા આવે છે, અને ગુરૂ જાણે છે, કે કોઇના પણ વિચારના છુટાપણા સામે થવું નહિજ. હું સ્યા માટે તને અટકાવીશ ! કદાપી ભુલ હશે, તો શાંતીથી, ધીરજથી, ન્યાયથી, ભલા રૂડા દાખલાઓથી તેમા સુધારો આપીશ, પણ તને તોડી નજ પાડીશ. અને હુજ એકલો પંડીત છું એવી ફીલસુફી નહી માનીશ.

શિષ્ય—જય, ગુરૂજી, જય ! સાંભળો. મેં એકવાર કોઇ ચોપાનીયામાં વાંચ્યું હતું જ્યા મહાન કવિ ડૉ૦ ટાગોર માટે કેવા ન માનવામાં આવે તેવા ટીકા કર્યા હતા. જ્યારે તે ભલો મહાન કવિ, તે વાંચવા છતાં, કશું પણ ક્યાંએ, તે માટે રદ જવાબ આપી રહયો ન હતો. પરંતુ આવા ખોટા, હલકા લખનારનો સ્વાર્થિ લેખ છતા, તે મહાન કવિની દેશ દેશાવર કેવી કિંમત અંકાઇ જાય છે. તેજ ત્યારે દેખાડી આપે છે કે, ગુણી માણસો એમલાહેજા ભરેલા ટીકા માટે થોભતાં નથી.

ગુરૂજી—દલગીરી એજ માત્ર છે કે માતૃભૂમીના પુત્રો પુત્રીઓની વગોવણી કરવામાં આવે છે, તેથીજ દેશના કલ્યાણમાં મસ મોટો આળ નડયો છે.

શિષ્ય—ઓ પ્રભુ ત્યારે એવા ગંદીલા કીડાઓનો પ્રભુ એકજ વખત નાશ ન કરે ?

ગુરૂજી—શિષ્ય ! શિષ્ય ! ફરી એવા શબ્દો નહિ બોલ ! કોઇને પણ એવા કીડાના નામથી ગણવા નહિ ! ખરેજ તેઓ તેવા કામનાજ માલમ પડયા છે, પણ વખત જતા, તેઓનું ભાન ખોલતા પોતાની ભુલના પશ્ચાતાપ કરવા વીના નહિજ રહેશે !

શિષ્ય—શું તેઓ કદિ સુધરશે ?

ગુરૂજી—જરૂરજ ! જુઓ કાદવના પાણીમા લુગડુ પડયું, પાણીમાં કાદવ રહયાથી પાણીનો રંગ બદલાયો. લુગડું ખરડાયુ. પણ ધોઇ નાખતા, કાદવ નીકળ્યો, અને પાણી જરા પણ મેલ વગર સુર્યનારાયણથી સુકાઇ વરાળ રૂપમાં ક્યાંએ એકત્ર થયુ.

શિષ્ય--ઓહો ગુરૂજી, કેવો ઉપદેશ ! તેજ પાણી સ્વચ્છ થઇ વરસાદ રૂપમાં પાછુ વળ્યુ. હવે એક બીજા કવિના ગુન્ય શબ્દો મારે કાને આવ્યા છે.

"જુઓ મેઘનું નિર્મળ નિર, એમાં કાંઇ ખારો નથી.

મુર્ખ—મેલા ભાવમા રમે તો કાંઇ ચારો નથી."

ગુરૂજી--ઠીક ! ઠીક ! તમે સ્મરણ ઠીક કર્યું છે, પણ દુન્યામાં પડતા અડગ રહેજો, બીક રાખતો ના ! એ ઉપદેશ પ્રમાણે ચાલતા ગમે એવાં સંકટો આવશે, પણ તેથી ડરીશ નહિ.

શિષ્ય--તમારો હવે ભોજન વખત થયો. આજે હું ઠીક ભણ્યો. અનુભવ પામ્યો, પણ મારી એક અરજ છે પેલુ, **કાલનો સોંચ વીચારનું** ભજન ગાશો !

ગુરૂજી--ઘણીજ ખુશી સાથે.

### કાફી હોરી.–જપતાલ.

કાલનો સોંચ વિચાર–મનમાં જગના પ્રતાપે ભલે તું ફરી લે–કાલનો
સુખ સંપતમાં આજે તું ડોળે–કાલે બી મળકાય.
તોયે પરમતણું ભાણુ રાખી જરી લે–કાલનો.
જગ રગ ધગ ધગમાં, ડગી પર તારો, થારો રહે ઝંઝટથી--
માયાતણુ–માહા કુંડળ થાલી, ખાલી ઉઠાવે સ્યા કાજે
કદિ તને કામ ન આવે=કાલનો.

શિષ્ય--ઓહો ગુરૂજી, આમાં કેવો મોટો ગુહ્ય ભાન ધર્યો છે. અને, એ કવિનુ નામ કહેશો ?

ગુરૂજી—તે નામ જાણવાથી કાંઇ વધુ થવાનું છે. ફકત માની લ્યો, કે તે મારૂંતો નથીજ.

શિષ્ય--જેવી આજ્ઞા ! ગુરૂજી--

### When the Soul awakes.

When the heart is free from troubles and twings
The Infinite within with force so rings

The man, then surely shuns clayed things
He learns, " he is a ray of "*Eternal Eeing.*"
The Gates of knowledge are shut, by thee for blind
views.
Open their might oh thou, as they have the cues.
Cast thy hate, away from thee
And to the Divine shalt thou flee !

**Oh Lord.**

I watched the mazes of thy World
With myriad shades were so enfurled
The *Seeker* knows its Truth *within*
In clear light it looks so sheen
The root was there. The Truth was there
Where all looked dark, is yet so fair
Thy help, Oh Lord, I now covet
With eager gaze and look I wait
Oh help me Lord and further guide
So that in Thee, by Thee I 'bide.



## ધર્મસ્થાન.

ધર્મસ્થાનો, જેવાં કે મંદિર, મસ્જીદ, દેવળ, આતશબ્હેરામના મકાનો, જે બાંધવામાં આવે છે, તે, હાલના જમાના તરફ જોતા, આગલા જમાનાના તેવા ધર્મસ્થાનો, કાંઈ જુદીજ તરાહના જણાય છે.

ધર્મસ્થાનો જ્યાં પણ બાંધવામાં આવે તે ખુશીની વાત છે, પણ તે માટે એકાંત જગ્યા—અને તે પણ બહુજ મોટા વિસ્તારથી ઘેરાયલી જગ્યા—ઉપર બંધાયલા હોવા જોઇએ.

જુના મકાનો, જ્યારે ખ્યાલમાં લેવામાં આવે છે, ત્યારે કઇકોમાં, મોટા થાંભલાઓની સજાવટો, કઇકામાં ઉચાં ગુંબજોની સજાવત, કઇકોમાં મિનારાઓની સજાવટો જોવામાં આવે છે જે રમણ્ય છે!

એ સર્વે સ્થાનો, એવી ભવ્ય ઇમારતના હોવા જોઇએ, કે જે ઘણા લાબાં છેટાથી આપણને નજરે પડે. તે ઉંચા સ્થાન પર બંધાયલા હોવાથી તે મહાબાપની આલ્લાશાનનો, નજરે જોતા ખ્યાલ આવે.

મોટા ઉંચા ઓરડાઓ, તે ઉપર ઉંચા ઉંડા ગુંબજોની, જ્યારે, ભકત, ભક્તિના ભાવમાં, પોતાના મન, અને તનને બગીદન કરે, તે વખતના તેના શબ્દોનો પડઘો જોશદાર અવાજે પાછો કાને પડવાથી, હૈડા ઉપર તેની મ્હાબળ અસર છવાય છે.

આ જગ્યાઓ ઉંચા પહાડો ઉપર દોરવાથી જાણે પ્રભૂની મોટી ઉંચાઇ અને શાંતિમય ગંભીરાઇનો જોનારને અને ભક્તિ કરનારને ખ્યાલ આપે છે.

આવા ધર્મસ્થાનો જ્યારે તકલીફી દોડધામની જગ્યા ઉપર ગોઠવાઇ ગયલા હોય અને તેમાં આવનાર ભકતો દોડાદોડીમાં આવે અને જાય, એમાં એ મંદિરની મોટાઇનો ખ્યાલ રહેતો નથી.

આ ધર્મસ્થાનોના રખેવાલો અને વડા ધર્મ ગુરૂઓ કે જેની સત્તામાં આ ધર્મસ્થાનો સોપાયાં હોય, તેઓની રહેણી કરણીમાં જે કામ માટે તેઓ મુકરર થયા હોય, ધર્મના અભ્યાસ અને તે પ્રત્યેની

રૂડી ચલવલ કરનાર તરીકેજ પાકી દેહ, તન અને મનથી ત્યાંજ તે પવિત્ર ક્રિયા કામમાં રહેવા જોઇએ.

એવા મ્હા ધર્મ ગુરૂને શોભે નહિ કે દુન્યવી કારોબારના વ્યાપાર વણજના કામ ધંધામાં ઝીપલાવે, તેની શાંતિ, તેની ધર્મભિમાની, તેની ધર્મગતિ, તેની પવિત્ર મતી આ ધર્મસ્થાને અર્પી રહેવામાંજ આવી હોય.

તે પાકત જ્ઞાની હોય, પોતાના સ્થાને આવતા ઉપાશકોની નેક રાહે ચલાવવા તેનામાં ભારે શક્તિ અને ભારે ડહાપણ હોવા જોઇએ, તેની ગંભીરાઇથી ઉપાશકોના મન ઉપર ઉંચી છાપ બેસાડવામાં આવવી જોઇએ.

તે જગ્યા કે જેને આપણે નાથનું, હરીનું, ઇશ્વરનું ભુષણ ગણીશું, તે સ્થાનો દબદબા ભર્યા, પવિત્રાઇ ભર્યા, અજાયેબ ગંભિરાઇથી દમામદાર બનેલા અને બનાવેલા જોઇએ.

ટુંકમાં વર્ણવ્યે તો એમ કહીશું કે ત્યા દાખલ થનો જીવ એમ જાણે કે રૂડા કામથી જે બહેસ્ત, જે સ્વર્ગ તેને મેળવવાનું છે, તેનો કાંઇ ટુંક ખ્યાલ આ ધર્મસ્થાનથી મળે, અને તેનો રખેવાળ ધર્મ ગુરૂ, જાણે ખોદા અને ભકત વચ્ચેનો ધર્મ અભ્યાસથી ભરપુર રહેલો ડહાપણવાળો કાસદજ મનાવવો જોઇએ.

સંસારના બ્યવહારના બાગોમાં બસો તે નેક સલાહ આપે, પણ ખોટા કામના દાવમા તેને જરા પણ કશી કનવાર અથવા નિસબત હોવી જોઇએ નહિં.

જે ધર્મ સ્થાનોમાં આપણે મ્હાબાપની ભક્તિ કરવા ધારીએ તેને એવા બુલંદ સ્થાનો પર કે જ્યાં જવા ભક્તને ઝહેમત થાય, અને બહુજ ઝહેમત થવા પછી, તેના થાકેલા મનને તે સ્થાનોની ઉપર દુરથીજ નજર પડતા એમ લાગે કે અંતે તે હરીસ્થાને આવવા ફતેહમંદ નિવડયો.

નજરે પડતા હાલના ધર્મસ્થાનોમાં કેવી ક્રિયા રાજ્ય કરી રહી છે, તે તો ઘણુંકો જાણે છે, અને એવી ક્રિયા થવાથી તે ઉપરથી આસ્થા ઓછી થતી જાય છે. કઇક રાજયોએ એવા સ્થાનોમાં ફરશી ખુબી રહી નહિ, ત્યારેજ તેને ભાંજી બીજા કામમાં વપરાસમાં લેવા માંડયાં છે, એ એનસીબીની બીના છે. એક સ્વચ્છ મંદિર યા ધર્મસ્થાન જોવા તક મળે અને તે તક પછી ભલા હૈડામાં એવા વિચારો આવે કે તે ત્યાંજ પોતાનું જીવન ગાળે, ત્યારેજ આ ધર્મસ્થાનોમાં પવિત્રાઇ સાથે અંદીઠ છુપી અસરો પંથરાશે યા પંથરાયલી હોવી જોઇએ.

આજે એવા કોઇ મકાનોમાં નથી, ત્યાં સુધડાઇ, સફાઇ, કે ધર્મ વફાઇ ! જ્યાં જોશો તો ત્યાં પોતાના સ્વાર્થ અર્થે બમેલા ભકતો કઇક જનોને ભમાવવા અને તેને ભમાવી પોતાના પેઠનું પુંજન કરવા કઇક જાતના દાવો સાંધી બેઠા છે.

આત્મિક બળ—તે અહિંના ધર્મ ગુરૂનો મુદ્રા લેખજ હોવો જોઇએ, અને નહિં કે દુન્યાના નાહના લાડ ઉપર તે પ્યાર આપે.

ધર્મ ગુરૂની પદ્ધતિ ઉપર બીરાજમાન થવા તનો કેવો અભ્યાસ છે, તેનો ક્રિયાકામ ઉપર કેવો કાબુ છે, અને તેની મનોયાચના કેવી ઉત્તમ છે, તેનું પૃથક્કરણ કરવું જોઇએ, વિદ્વાનોએ તેને તપાસ લેવી જોઇએ, તે ધર્મ ગુરૂ સાચનો સાથી, ક્રિયાનો ઉંચો મર્મ જાણનારો હોવો જોઇએ.

જે સ્થાન પર પોતે આવે છે, તેના કામ ઉપર પોતાનું મન અને તન રહેવું જોઇએ અને એવા રહેનારાઓને તેની સમાજ અને તેના ધર્મ સેવકોનો મોટો ટેકો હોવો જોઇએ કે જેથાં તે મોભો જાળવે.

તેને જોવા મળવા ને બીજાઓને ભારે મોજ, ઉલટ અને હોંશ હોવી જોઇએ, જ્યારે આપણી દ્રષ્ટિએ તો કઇકો પેટપાળું પંચીઓજ દેખાય છે, નાની દક્ષણા માટે ભર સમાજમાં હાથ લંબાવે અને પોતાનો દરજ્જો કેવો ગભડાવે છે—એ અફસોસની વાત છે.

ધર્મસ્થાનો જગવ્યવહારની રચનાથી ઘણાજ દૂર હોવા જોઇએ. આપણા દેહ અને પ્રાણને ઉચી કળા અને ઉંચા ભાવ માટે આ સ્થાનો છે, અને આપણી ચાલુ સગવડ સાચવવા થકી આપણી પડોસમાંજ હોવો જોઇએ. એમાં કાંઇ મોટો માલ નથી.

આજે આપણે જે કાઇ એ માટે વર્ણન કરીશું તેમાં એટલુંજ ઉમેરશું કે જેવી ખુબી એ સ્થાનોમાં એક સદી અગાઉ હતી એવી તો હાલમાં હયાં છે કે નહિં, તે સૌ સંભારી લીયે !

જેમ મુનીઓ અને મહેતાઓ પેઢી ઉપર આડતીયાનું કામ કરી ભાવતાલ કર્યા બેઠા છે, તેવીજ રીતે કઇક ધર્મસ્થાનો ચાલ્યા છે. હશે, કોઇક તેવા હજી હશે પણ ત્યાં જવાને માટે એક જોવાનીજ મોજ સમાતી હોય, પરંતુ ઉત્તમ ગંભીરાઇ તો નહિજ-ત્યાં જઇ આવ્યા એજ માત્ર ગણત્રી છે, પણ ત્યાંથી શું લાવ્યા તેની કાંઈ ચિંતા રહેતી નથી.

By good food and air, one strengthens his nerves, by good reading and wise reasoning, one freshens his mind, but by doing good services to mankind one widens the domain of his conscience through which he comes to know Him—The ecstasy he feels here is such as to make him one with his Creator!

**નોધ—**મંદિર મનને મહાન બનાવશે. મંદિર તનને તપાવી સ્વચ્છ ભાવના પર દોરવશે. મંદિરથીજ ભવ્ય ભેદો પ્રગટ થશે. ધર્મસ્થાન કઇ જોવાનીજ રચના માટે નથી. પણ આત્માની રચનાને ઉંચો હોંશ આપી પાક અહુરા તરફ આપણી જાન-ફેસાણી, માન-ફેસાણી વધાવશે. મંદિર મનુષ્ય ભાવને દેવતાઇ હાલ ઉપર મનન કરતાં શીખવશે.

**મનન કરવાનો ખ્યાલ.**

**To those who desire to meditate upon a theme which is of greatest importance, we commend the following few lines.**

By Robert P. Downes, L.L.D.—The author writes in his work "The Art of Noble living"—How can a consistent evolutionist imagine that death ends all? Climbing steadily up through lower ranges of being, nature, with God behind it, has brought forth man, who stands before us as "the roof and crown of things." Why then should it progress no further? Does the process stop, just at the point where reason demands that it shall go on? Is the greatest creature in this lower world alone mocked, thwarted, and unfinished? There is a design in creation, and the end of it is man. He is the final result of evolution and there is nothing which we know beyond him. Gifted with capacity to think, to will to love, to worship, are we to believe at the end of all this is nothing!

*Cicero* says "In every thing the consent of nations is to be accounted the law of natnre, and therefore, with all good men it should be instead of a thousand demonstrations; and to resist it, what is it but to resist the voice of God?"

ઉપલા વાકયો ઉપરથી સમજાશે કે, દુન્યાની પ્રથમની પેદાયશોનું સેવટ, બંધારણુ રૂપ, અને તે પણુ સર્વેથી શ્રેષ્ટ રૂપ, તે આદમી છે. આદમી શરૂઆતી ગતીનું જંગલી છે, તેમાં માયાની પ્રેરણુા છે, જેથી તે ધીમે ધીમે વધી આગળ ચાલતા ખોદાઇ ખ્યાલમાં ખેલતું ઉંચ મનુષ્ય થઇ જાય છે. હવે એવું ઉંચ પ્રમાણુ એક યા દશ યા સદી, યા હઝારો સદીથી તે પ્રાણુ કેળવાય છે કે કેમ, તે માટે જુદા વિચારો પ્રગટિ રહેલા છે. તેમાં જુદી વિરૂધ્ધતા ધરાવનારા કઇકો છે. પણુ તે માટે અત્રે કામ નથી. આટલુંજ સહેલાઇથી સમજાઇ શકાય, કે દરેક ખોટા કામનો ખોટો ભાવ ભજવવાનું છે, દરેક રૂડા કામથી, સબુરી અને સંતોષમાં

હોંશને વધારવાનું બની આવે છે. કુશળ શક્તિ વધુ પ્રમાણુમાં છે, તેમ ઉજવળપણુ જલદી મળે, જેમ ધીમો અભ્યાસ તેમ જીવન ઘણું ગાળવાનું થાય. પરંતુ થોડીક ગતીમાં મસ મોટી મતી બની જાય, અને મનુષ્ય બાન, જોતી યા ચોતીમાં મચી જાય, એ સર્વને પોતાની શક્તિના પ્રમાણુથી જવાબ મળે.

## શાંત સમુદાય કયારે થશે?

જાણ—! ઓ મનુષ્ય, કે તું ખુદાને પિછાણવા જે કોશેશ કરી રહયું છે, તે ઘણીજ આનંદની વાત છે, પણ ખુદ મનુષ્યમાં કેટલા પ્રમાણનું સુધારવું રહયું છે તે શું તું પોતે જાણી નહિ શકે?

ખુદ Pope લખે છે કે "Know then thyself, presume not God to scan, the proper study of mankind is man."

મનુષ્ય બાનમાં બે મુખ્ય તત્વો પ્રચલિત રહયા છે, જાતી પ્યાર અને ઉત્તમ વિચાર કરવાનું બળ. Pope લખે છે કે "Two principles in human nature reign self-love, to urge and reason to restrain—જાતી પ્યારથી આપણાથી આગળ વધાય છે, બીજાના ભલાના સાધણુ સંધાય છે. સત્ય સેવાનો સંપ્રદાય મળે છે. આપણા સ્વાર્થને પાળતા અટકી, બીજાના થોડાંક પણ ભલા કીજે મનને મનાવી શકયે છૈયે. જાતી પ્યારમાં કંઇક નવા પ્રકારો પુરા કરવાની અજાયેબ ચાવીવાલી કમાન હાથ આવે છે, જ્યારે ઉત્તમ વિચાર સાથ એકતાર થવાથી, આત્માની ગતીને, આપણે કોણ છૈયે અને કયાં જવાના છૈયે, એ પ્રગટિ કરણથી, મરણ પછી ઉંચી વિભૂતિઓ બનાવવા સામર્થવાન થઇએ છીયે.

Pope લખે છે કે "If to be perfect in a certain sphere, what matter, soon or late or here or there!" ઉંચ બાનવાલું મનુષ્ય થવું, એજ એક ઉંચો હેતુ છે, પણ તે મેળવવા હયાં ત્યાં અથવા ગમે એટલું લાંબું છેડું કાં ન હોય!

Let us see, how God has ordained all these things for our happiness and let us also think,how much do we deserve them, or let us plan out how to be its recipient ?

Pope writes—"God, in the nature of each being, founds
Its proper bliss and sets its proper bounds;
But as he fram'd a whole the whole to bless
On mutual wants built mutual happiness;
So from the first eternal order ran,
And creature link'd to creature, man to man."

પ્રભુ ! તુંએ કેવી રચના કરી રાખી છે ! પણ મનુષ્ય જીવને હજી સુધી તે સ્વચ્છતાઇથી ભાખી છે ? કદી ત્હારી ન્યારી ગતીથી ઉપજાવેલી વાણીઓ ચાખી છે ? સદાચારના બારમાં રહી, પોતાના ઘરના બ્‍વારો ખુલ્લા કર્યા છે ? પોતાનં ઘણું છતાં વધુ સંગ્રહ કરવા શું અટકીને, બીજાને માટે વધુ મેળવવા રસ્તો ખુલ્લો કર્યો છે ?

હરી, કયારે ત્હારૂં સ્મરણ સરળ વહેતું થશે ? કયારે કિનાનો ઝેર બંધ થશે ? કયારે સંપ અને સલાહ, ભલા ભલાઓમાં ભેલાશે ? કયારે કમ્બખ્તીનો કાળ નાબુદ થઇ, સુકર્મની કીર્તિનો કોટ કોતરાઇ જશે ?

ગદ ગદ પ્રાણે નાથં તું—કેમ કરીશ ધ્યાન
કયારે જગમાં આવશે—ઉંચ મનુષ્ય સ્થાન.
તુંએ દીધા જગ ઘણા—કેવળ સુખના વાન
સરળ સુખમાં ધાય તો—કશુ ન આવે હાણ !
કયારે જગમાં આવશે—ભકિતનો શુભ આશ
જેથી જગે પમર રહે—હરી તણો આ સ્વાસ !

મનુષ્યમાં જે બે તત્વો છે, તેમાં આકાર રૂપમાં તેનામાં લોહી અને માંસ છે. જે આ દુન્યાની ખાકી પેદાશ છે, જયારે તેનો આત્મા, પરઆત્માના અંશનો ઉચ્ચો જોશ ધરાવતો આત્મિક બળનો નવાજેશ હીઓ છે. તેનામાં જેટલા જાનવરી ગુણો છે, તેટલાજ પ્રમાણમાં તે માણુસાઇ ગુણો ધરાવતો, ફરેશતાઇ ખસલતમાં ખિલતો થવાનોજ છે.

ઇશ્વરના દેવાલ્યમાં તે એક પોતાના જાનને નિસાર કરતો, અગ્નિ કુંડ આગળ ખડો રહી પોતાના દેહનું બળિદાન આપતો, સ્વચ્છ હૈડાંનો બનતો એક ઉત્તમ પ્રાણુ છે. આ જગતમાં જીવનની જે નદી વહી છે, તે નદીનું પ્રાબલ્ય સ્વચ્છ રૂપે બદલાઇ હરીને રાજી કરવાનું કારણ થશે.

મનુષ્ય તે સાધન છે, કે જે પોતે નિચાણના હવસ ધરાવતા પ્રાણીથી, તે ઉંચ દેવતાઇ રૂપની સાંકળ વચ્ચે એક ઉતમ કડી છે. પોતાના શરીરથી તે ખાક ઉપરથી વધી, પોતાના આત્મિક જીવના ઉંચા જોડાણના સાધનથી દેવતારૂપ બની, તે કીરતારને જઇ મળવાનો છે.

"Yet further, in our survey of the capacities of man, we are impressed by his inherent greatness as a *being dowered with immortality.*" આ મનુષ્ય આત્મા અમર્ગ છે, અને તેથી તે અમર્ગ આત્મા આગળ વધી જ્યાંથી તે નિકળ્યો ત્યાંજ તે જશે. દરીઆનું પાણી જે ખારૂં છે, તે સુકાઇ વરાળ રૂપમાં સુર્યના તાપથી ખેંચાઇ વાદળામાં બદળાય છે. જ્યારે તેજ વાદળા બારે ગ્રીષમથી પીગળી, સ્વચ્છ જળમાં ફેરવાઇ વરસાદ રૂપમાં પાછું મળે છે. હીરાની ખાણને ગમે તેવી માટીમાં ભેળાવો, ખાણ માટી થતી નથી. સતને અસતમાં બંધાવો સત સત્ય કસોટી ખોહી દેશે નહિ, તેમ મનુષ્ય ગમે એવું મેલું, ઘેલું રહેશે, પણ તેનો આત્મા, ફ્રવષી સાથે પાક થઇ, રોજે કયામતે અહુરા સાથે, સાથે મળશેજ.

આત્મિક બળ, તે મનુષ્યને ઉંચે ઉડવા માટે મિનોઇ ભાવની પાંખ છે. એ પાંખથી તે કાંઇ ઉડી શકતું નથી, પણ એ પાંખો, કે જે ડહાપણની ડાળીઓ કહેવાય, જે વડે તે નિચ ખ્યાલને પગ તળે દાબી, ઉંચ ખ્યાલમાં ખેલતું યા ખેલનો નવી નવાઇમાં નમી રહેલો ઉત્તમ પ્રાણુ બન્યો છે, યા ચાલુ કોશેશથી બને છે. કારણ કે વિચાર શકિત, ભાષા, ન્યાય, પ્રેમ, ભકિત, પ્રાર્થના, જણસેવા, બીનસ્વાર્થ એ સઘળા ગુણો ખાકી શરીરના નથી, પણ ઉંચ વિચાર શકિત યા મન શકિતની સિધિઓ

છે, જેથી તે વિધિઓ જ્યાંથી નિકળી છે, પ્રગટિ છે તે હરીનાથના બળ શકિતની છે.

"હિલતો રહે ઉંચ ખ્યાલમાં—તે જીવ પાવન હોય
પાવન શકિત જગ ધણી—ન પાળો શું હોય!"

દુન્યાના વ્યહવારમાં મનુષ્ય ઘણો ઉંચો ઓધ્ધો ધરાવતો હતો, શ્રીમંત હોય, છતાં અંતઃકરણ મેલું હોય, ખ્વાસ નિચ પણ હોય! એક કંગાળ ઝુંપડીમાં મ્હાનતાથી ભરેલો જીવ સાદાઇમાં રહી ઉંચ ભકિત રેડતો હોય, અને કદાચ મહેલમાં જે ધણી હોય તેનું મેલું અંતઃકરણ સ્મશાન જેવું હોય! સદગુણ એજ દોલત, ખમીર અને નામાંકિત અમીર છે. ખમીર તેજ અમીરાઇ છે!

માણુસ પાસે શું હોય, તે કેવું પહેરે, ને ગમે એવો બાહોશ હોય, પણ તે વ્યહવારમાં કેવો ભલો છે, તેનું ચારિત્ર કેવું છે, તેથીજ તેની કિમ્મત છે. ભારે રાચ રચીલાથી સંગાર થયેલા બાદશાહી મકાનમાં તેનો માલેક, એક કંગાળ આત્મા લઇને બેઠો, તેથી તે કાંઇ માનને લાયક નથીજ.

ગજવામાં નાણું અને મનમાં દુરાચાર, તે કાંઇ દ્રવ્યવાન નથી. તે તો કમિના કરતા કનિનો છે. Lilly કહે છે:—"It is virtue, that maketh gentlemen; yea, virtue that maketh the pcor rich, the subject a king, the low-born noble and the deformed beautiful.

જીંદગીમાં ચારિત્રની ઘણીજ જરૂરી છે. દ્રવ્યથી ચારિત્ર દોરવાની કોશેષ, એ મોરના પીંછામાં કાગડાને સજાવવા જેવું છે. રૂપાળુ શરીર હોય, પણ મહિ રહેલો આત્મા, શયેતાનનો શાગેડં છે કે ફ્રેશતાનો ભક્ત! તે જોવાનું છે. મનુષ્યને કામમાં ખુબી દેખાડવાની છે, નહિ કે ઠાળા ચળકાટથી! મનુષ્યને વચન અને વાણીના પાળણમાં પુંજાવવાનું છે, નહિ કે ઢોંગથી તેની હદ માંહેથી બહાર છટકી જવાના પ્રપંચથી. ભલું કરવું એ મનુષ્ય ધર્મ છે.

## ( શિષ્ય સિંગાર !—સંગીત સીંગાર. )

જગતમાં જેઓ શિષ્ય, યાને શિખનાર, તરીકે ગણાવવા ચાહે છે, તેઓને તેઓના માર્ગમાં ઘણુંજ શિખવાનું અને સમજવાનું ત્યા કરવાનું રહેશે. પરંતુ જેઓ શિષ્ય સમાન પોતાને ન ગણવા યા ગણાવવા સમજ ધરાવે, તેઓ ખરેખર માહાજ્ઞાની ગુરૂપદના કહેવાય, યાતો અભિમાની મુર્ખા જેવાંજ મોજ માની શકે.

જેઓ પોતાને મન અને તન, શિષ્યોનો સિંગાર સજ કરાવવા હોંશ યા ખાહેશ રાખે તેઓને હમેશ ગુરૂ મારેજ માન હોય, કોઇ પણ બાબદમાં નવિનતા જાણવા ઉમંગ જો તેઓ આદર કરે, તો બીન ડર તેઓ પોતાના શિષ્યપદ યા સ્થિતિને શોભાવતાજ રહેશે.

ગુરૂ દર્શન લેવા, ગુરૂના વેણુ અને કહેણુ ઉપર આસ્થા રાખી અભ્યાસમાં ઉમેરો કરવાનું મન કાંઇ સાધારણ નજ કહેવાય. ભણેલો હોવાથી વધુ ભાન જગતમાં છેજ, એમ માનનારો તે શિષ્ય અને તે પણ ગુરૂચરણના ભરમને શોભાવતો માર્મીક શિષ્ય છે.

શિષ્ય સિંગાર તે કહેવાય કે સાંભળે ઘણું, પૂછે ઘણું, પણ વર્તણુ કરવામાં ઘણીજ સંભાળ રાખે. ગમે એવો અભ્યાસ કર્યોજ હોય પણ જ્યાં સુધી વર્તણુનો અનુભવ નજ મળે, ત્યાં સુધી તે અચક લેશેજ, કારણ કે તેને અભિમાનને બાજુ રહેવા દીધું છે, ગુરૂપદની સેવા કરતાં ગુરૂપદે ચઢી જવા હોંશ આદમ્બર કર્યો નથી, પણ શિષ્ય ભાવમાં હમેશ મોજ માની ઘણી જ્ઞાનીને ધીમે કદમે પિછાણી, જાણી, સમજમાં ઉતારવા તે ઉતાવળ્યો બનતો નથી.

ઉતાવળ કરવી એ દરેક માર્ગ યા દિશામાં અવગણના તરીકે નજ લેખવું, પરંતુ કોઇક વેળા ઉતાવળ કરવા જેવું કાંઇ હોઇ શકે તો ત્યાં ઢીલ કૃતેહને નિમૂળ કરવાજ કામ લાગે છે.

જેમકે, રેલ્વે સડક ઉપર ખેલતાં બચ્ચાંને આગગાડીની સીગ્નલ આપનાર બાપે દુરથી બૂમ પાડી કે "દીકરા સુઇ જા !" આટલાજ બોલ ઉપર તે બચ્ચું સુઇ ગયું અને તે ઉપરથી અગ્નિરથ પસાર થઇ ગયું. અહિં ઢીલ કરત તો જીવ ભરત, એવો મામલો બનતેજ

પરંતુ પિતાશ્રીનાં હુકમને બાળપણુથીજ તાબેદારી શિખવવામાં આવેલી તે પ્રત્યે તાબેદારીના સબક, યા ગુરૂદિક્ષાની આજ્ઞાથી તે બાળક બચ્યું.

શિષ્ય સિંગાર, આત્માની સુધ્ધી મેળવશે. પોતાના ભિકત માર્ગો સહેલા બનાવશે. હિમ્તના પાઠો હમેશ લેતો જશે. સાચવત સાથે દરેક વસ્તુ પાત્ર થવાથી ગુરૂ પાસેથી તેનો સ્મરણ શિખશે, તેની સર્વે બાજુઓ તપાસતા વધારે અનુભવ મેળવશે.

માટે ગુરૂપદમાં બીરાજમાન થઇ ખાલી ઓઠાં માફક ગણાવવા કરતાં શિષ્ય સિંગારમાં સદા ઝળકતુ રહેવું ઘણું સારૂ છે. ગુરૂપદ લેવા કરતાં, તેમાં બિરાજમાન થવા કરતાં, આપણી ગતિ અને મતિ પ્રમાણે બીજાઓ લાયેક અનુકુળતા ઉપાય તથા સબકો બાંધવા, એથી મન આનંદમય થશે, અને વળી શીખતાં રહીશુ એ તો બહુજ ખુશીની વાત.

શિષ્ય સિંગાર, પુછતાં પંડીત થતા અચકાશે નહી, જ્યારે ગુરૂ-ભાનમાં તાણુ દેવા હોશને પાળશું તો પછી તેવા શિખવાના રસ્તા અભિમાની કાજેજ બંધ થશે. માટે આ જગતમાં હમેશ શિક્ષણુ લેવા તત્પર થાશો, અને નહી કે બીનઅનુભવે ફકત ચળકાત માટેજ ગુરૂપદ સ્વિકારશો?

## દોહરા.

શિષ્ય રાખે હોંશ એક ગુરૂ ચરણુની પાસ—જ્ઞાને તેનો ભાવ છે એ છે જીવની આશ
અભિમાનની ખાનમાં ખેલો જેવા દાવ—અંતે મળશે આ જગે મુખં સાવનો ભાવ
જ્ઞાને સાગર ખેલતો વવશે જ્ઞાની જાન—જ્ઞાનના ગુણુકારથી ભળશે હરને પ્રાણુ.

અભિમાન એ શિષ્યની હાની છે, આળસ એ શિષ્યનો વીંખ છે. ઉદયોગ એ શિષ્યનો આશ્રય છે. તાબેદારી તેની બુધ્ધિનો વધારો છે. લક્ષ આપવાનો નિયમ, તેનું ઉંચુ રક્ષણુ થનાર સાથ છે. નમ્રતા, પ્રેમ, આનંદ, સલુકાઇ તેના માર્ગ ઉપર રોશન મસાલ છે. રંગે તે લાલ છે, અને તેના હૃદયમાં હરીની યાદી એ મીસાલ છે. શિષ્યના શુભ, સત્ય વર્તણુથી ગુરૂપદની આંકણી છે, માટે, ઓ વ્હાલા શિષ્ય, તું ત્હારૂં ભાન ગુરૂ માટે તૈયાર ધર. અને તેમ કરવાથી ત્હારા પગલા હરીના માર્ગ ઉપર સચિત ધર! હવે સંગીત સિંગાર દોરીશું—

સંગીત, એ દેવતાઓ ત્થા ફરેસ્તાઓનો સુંદર સિંગાર છે. તેઓની અદ્દભૂત શક્તિની અનુપમ ભાશ્ન આપતી ઉંચ ભક્તિ છે. સંતોની સત્તા છે, મહન્તોની મતા છે, જે માટે આપણી કાબેલ કલમથી જરૂર સંગીતમાં, પેદા કરનારનુ વર્ણન હોઉં જોઇએ. યાને, દેવતાઓના દર્શન, જેઓ હૈડામાં ધરવા ઉચ્ચાર કરે, તેઓ સંગીતથી ઘણું કરી શકે. ઉંચ હુન્નરકળાને દર્શાવતા સંગીત ભારે દરજજે દિપાવે છે. મનને ઉંચ ભાવનામાં આગળ વધારે છે.

જયાં સંગીત છે, ત્યાં દેવતાઇ ભાન છે. જયાં સંગીત છે ત્યાં ઉંચી પ્રાર્થના, ઉંચુ ભાન છે. સંગીત ઉંચ ગતી હીલાવે છે. સંગીત શાન્ત સમુદાય સ્થાપે છે, તેથી આપણી કલ્પના શક્તિ વધે છે, તેથા કવિ કવેશ્વરો સંગીતની સીમા નિહાળતા રહયા છે, કારણુ તેની પ્રાપ્તિ તેનું આગમણુ તેનું મૂળ દેવતાઓથીજ થએલું છે.

સંગીત મનુષ્યને આનંદ આપા શાન્તિ લાવે છે, એટલુંજ નહી પરંતુ જાનવર વર્ગમા પણ ક્રોધી પ્રાણીઓની ક્રોધતા, ગુસ્સો, ખવિશપણું નરમ બનાવી મોલાયમ કરવા માટે એક તાવીઝ સમાન છે.

સંગીતમાં સમય છે. તાલ છે અને પળે પળનો એકસરખો નિયમ આપનારો ઉંચો અભ્યાસ છે. એમાં ખુદાઇ શક્તિ ખિલે છે.

સંગીતની મીશ્ર ગતિમાં હઝારો નાદ છે, જેમાંથી હઝારો ઉંચા હૈડાંને પરમાત્મા તરફ દોરવી લઇ જનારો લાડ છે. જેમ હઝારો રંગો, એક ચિતારો પીંછીથી ઉપજાવે છે, અને કેનવાસના ચોકઠાં પર ઉંચ પ્રકૃતિનું ચિત્ર દોરી, ભક્તિ રસનું ચારિત્ર દોરી દેવતાઇ ગતી સજ કરી ઉંચ કળા બનાવે છે, તેમ સંગીત માહેથી હઝારો સરોદતા, ઉંચ ભાન, અને ભક્તિના ભણકારા સાથે એક ગવૈયો સામેના મન ઉપર આનંદી અસર કરે છે.

સંગીતનો સાથ મેળવવો. એ કાંઇ નાણું ખરચ કરી વસ્તુ ખરીદવા જેવું થતું નથી. સંગીત જાણનાર પોતાના ભાનને, હરી રસની તાણમાં લીન કરે નહી, ત્યાં સુધી તે સંગીતમાં ઉંચો પ્રેમ મળવાનો નથીજ.

દિલમાં દિપકતા, અંગમાં જોર માહેલી તાકાતને ઉશ્કેરાવવાનો ઉચો સ્પર્શ નાદોથી ઉપજાવે છે.

સંગીત સિંગારમાં, સાદી પણ જ્ઞાનને ફેલાવનારી અસર હોવી જોઇએ. સંગીતના સિંગારમાં ગાનારનું ગળું મીઠા સ્વરોને, મનને આનંદ આવે, એવા નાદોમાં લલકારમાં લલતાથી ભરપુર હોવું જોઇએ.

જેઓ હરી પ્રભૂને સંગીતના સાદમાં, લલિતના લાડમાં નવિનતાના નાદમાં પ્રેચિત કર્યા જાય છે, તેઓ પોતાને માટે એક ઉંચ ભક્તિ મન્દિર બનાવવાનોજ પ્રયાસ કરે છે. યાને તેઓના હૈડામાં સ્થિરતા શાન્તિ છવાવલી રહી, દુઃખ વગરની દેહ સાથે પેશાનીનો પ્રકાશ તેના મૂખારવીંદ પર ખિલ્યો રહે છે.

સંગીત શૂરવીરોને રણસંગ્રામ ઉપર સચ્ચાઇની શમશેરને તેજમય કરવા હોંશ આપે છે. સુકાઈ ગયલા સ્વચ્છ મયાના ઝરાને નિર્મળ ભાવમાં વહેતો કરવા સંગીત સુરીલ સાજ છે. દુશમનીનો દૌર તોડવા એક કાતિલ ધનુષ્ય છે. નબળી શક્તિને ફરી તેના હોશવંત જોશમાં પેશ કરવાના રામબાણ ઇલાજ છે.

સંગીત સતીની સખી છે. માતાની મમતા છે, પિતાની માધૂર્ય મૌજ છે, ભાઇની ભલાઇ છે. દોસ્તની દિલાવરી છે.

ટુંકમાં, સ્વચ્છ સંગીત જ્યાં પમરતું રહયું છે, ત્યાં ઉત્તમ પ્રેમનો વહેનો ઝરો સદા ધસતો રહયો છે, જેનો શરૂઆત જ્યાંથી પણ થશે, છતાં આખેર તે હરીનાથજીને યાને પાક અહુરાના બાર સુધી લંબાઇ ત્યાં જઇ મળશેજ.

કઠોર ભાનને મૌજનું—લાવે સંગીત સુખ
ઉત્તમ સંગીત ગાએ જે—જોશે હરનું મૂખ.
લાખો લેખો વાંચશો—નિકલે કઇ વિચાર,
ટુંક સંગીતના સાથમાં—શ્રેષ્ટ બને સિંગાર.
આદર્શ દેશે હ્રદયમાં—ઉંચો સંગીત સાર,
સંગીત સાચુ ગાઇ લ્યો—જાશો પ્રભુ બાર.

## સિયાવક્ષની સીફત તથા સાવકી માદરથી સંકટો.
## ઈરાન રાજ્યવંશનો એક નાનો કિસ્સો.

વાંચક વર્ગ માટે, અને ખાસ કરીને પારસી જરથોસ્તીઓ માટે શાહ કાઉસના દિકરા સિયાવક્ષની નાની યાદીનો ચિતાર અહિં કરીશ.

ભલા અને ફારસીના અભ્યાસી કુંઅર બેરાદરાના હાથથી લખાઇ, છપાઇ પ્રગટ થયેલાં શાહનામાના ત્રીજા ભાગમાં, આ વિષય શરૂ થયેલો વાંચ્યો છે, જે ઉપરથી ટુંક સાર વિસ્તાર કરીશ.

અસલ લેખના લખનારથી કાંઇ એવું લખવામાં આવ્યું છે કે

"ચે ગોફત-અનદરીન મુબેદ પીશરવ

કે હરગેઝ ન ગરદદ કોહન ગશ્ત નવ."

સાર—રસ્તો દેખાડનાર દાનાઓ, એમ કહે છે કે "ઘરડું થયેલું, જવાની મેળવી શકતું નથી." પરંતું, જેમ મનુષ્ય વૃદ્ધ થાય છે, તેમ યુવાનતાનો બદલો, પુખ્ત મનથી આલા નમ્રતામાં મેળવે છે, ત્યાંથી તવાઝો, હુરમત અને આદાબથી તે ગમે એવા જુવાનોને જેર કરી શકે છે. જેમકે,

"કારે સુમાં નેક કેરદાર અસ્ત." ત્હારા કામો નેક બુદ્ધિના હોય, "ખુદારા પસંદ મી શવદ." ખુદાને પસદ થાય ! દાસતાન બયાન થાય છે.

કહે છે કે તુસ અને ગેવ શિકારગાહે ગયા, ત્યાં અચાનક, તેઓ આગળ ખુબસુરત નાઝનીન આવી ચઢી ! તેણીના કરતાં

"કશી દર ઝમાને ખુબરૂઇ ન બુદ"—જમાનામાં તેણી કરતાં કોઇ ખુબસુરત ન હતી.

ખુલાસો પુછતા, તે માહાતાબ રૂહે જવાબ દીધો. કે

હતો મૂજ પેદર–ખરાબીમાં ( નિશામાંજ ) ખ્વાર

તે ચાહતો હતો કે કરે મુંજને હાર !

હું પાદશાહ ફરેદુનની ઓલાદથી ઉતરી, ગર્સેવઝની બેટી છું, હું ઘોડા પર હતી, સાથે મ્હારા પાસ ઝવેરાત હતું, મ્હારો ઘોડો પડી ગયો, અને હું તે ઉપરથી પડતા સાથ, લુંટાઇ છું.

બન્ને સરદારોને, જંગલમાં મંગલ દેખાયો, એટલે કે, પ્યારનું રીંગલ હયાં રજુ થયું; બન્ને માંહેથી કોણ તેણીનો હાથ મેળવે, એવી ફીકઝીકમાં પાદશાહ કાઉસથી ઇન્સાફ ચાહયો. ત્યાં જતાં, કાઉસ ઉપર એની નાઝુક કળી આશક થઇ. કાઉસને આઇનો હદીઓ મળ્યો, અને ઉપલા સરદારોને નાઝનીનના બદલામાં કઇક ખઝાનો મલતાં, સંતોષ ધરી ચાલતા થયા.

અહે એ જમાના અજબ ચાલતુંજ—અપાવે ઝુંટાવે ખરે અચબુચ !
હતો માલ કો'નો ગયો હાલ કયાં—ખુદાનુંજ થાય હયાં, જયાં ને ત્યાં !

કાઉસે તેણીને પોતાના તાજ્ને તખ્તોમાં ભાગ દીધો ! તે વખતના ફારસી શબ્દો આપણે હયા લખીશું.

"નેહાદન્દ ઝીર, અનદહશ ( તખ્તે આજ )=હાથીદાંતનું તખ્ત
બસર બર ઝે યાકુતો ફીરૂઝ તાજ !"

તેણીને હાથીદાતના તખત પર બેસાડી અને ફીરોજ રંગનું યાકુતનું તાજ મેલ્યુ !

વખત વહયો, અને નાજનીએ બેટાનો જન્મ આપ્યો. તે બેટાનુ નામ શિયાવક્ષ રાખ્યું, જેનું ફાળ જોતાં, ઘણુંજ ખરાબ નિવડવાનું જાહેર થતાં શાહ કાઉસે તેને તહેમતન રૂસતમને સોંપ્યો. યાને રૂસતમે પોતાની બરદાસમાં લીધો.

રૂસતમે પાળ્યો, તાલીમ આપી, જંગના મેદાનનો રંગ શિખાડયો, તાઝીમ અને તવાઝેના ઉચ્ચાં ઉચ્ચારના અવાઝો કરતો જ્ઞાન આપ્યો, અને પાળી પોષી બળવાન કર્યો ! ઘણા વર્ષો પછી સિયાવક્ષને બાપનું મૂખ જોવા મન થયું. "યક રૂઝ સ્યાવક્ષ રૂસતમરા ગુફત, કે મન મીખાહમ, કે દીદારે પાદશાહ મીબીનમ."

રૂસતમે, તે ખાહેશ બર લાવવા તૈયારી કરી, અને તેને લાયકના સરપાવ તથા માન મરતાબા સાથે, તેને ઇરાન સર જમીન તરફ રવાના કરવા સિંગાર્યો ! તેઓ જ્યારે માનથી દરબારમાં પોહોચ્યા, અને શાહથી

ખુશી, તેમજ માન મરઝબાના ભારે આવકારો સાથે ભેટ લેવા ભાગ્યશાળી થયાં. સિયાવક્ષના નૂરની તારીફ.

અજબ નુર તેનુ અજબ પુર બહાર—મળે મુખ જોતા હઝારો કરાર.
બયા હફ્ત સાલો રહયો નેકદાર—કોહેસ્તાન મુલકનો થયો સરદાર!
જવાંમર્દ, અક્કલમંદ ને કામેલ ખરે—પળકમાં હેઝારો નવા દમ ભરે!

તેને કોહેસ્તાનનો મુલક સોપ્યો, તે આગમજ તેની લાયકાતની પુર પિછાણ થઇ હતી.

" ચુનીન હફ્ત સાલશ હમી આઝમૂદ. (સાત વર્ષ સુધી તપાસ્યો!)
બ હર કાર ઝોઝ પાકઝાદે નમુદ" (નેકીનો નમુનો બર લાવ્યો.)

સોદાબે-( શાહ કાઉસની બીજી બાયડી ).

જમાનો આગળ વધ્યો અને રાજ્યમાં નવો રંગ ઉભરાયો. શાહ કાઉસ પોતાના બેટા શિયાવક્ષ સાથ દરબારમાં વાતમાં હતો, તેટલા આવકી મા સોદાબેનું ત્યાં આગમણ થયું. તેણીની નઝર સુંદર શિયાવક્ષ ઉપર પડતા ઘેલા પ્યારમાં પજરવા લાગી. ખાસ પેગામથી તેણીએ શિયાવક્ષને પોતાની પાસ ઝનાનખાનામાં બોલાવ્યો જે માટે તેણીને ના જવાબ મળ્યો.

તેણીએ શાહ કાઉસને અરજ કરી કે, શિયાવક્ષને તેણીની આગળ આવવા ફરમાન દેવું, કે જેથી તેને તેની બીજી બહેન બાઇઓ સાથે મળવા ભેટવા તક મળે-અને માદરની મહાન મમતાનું માન મળે!

શિયાવક્ષને શાહ કાઉસથી હુકમ મળ્યો કે તેની માદર સોદાબે, તથા તેની બહેનો આગળ હર હમેશ જવું, જેથી શિયાવક્ષે બાપને સવાલ જવાબો કર્યા કે 'ઝનાનખાના માહેથી તે એવું તે શું શિખવાનો હતો, કે ત્યાં હરરોઝ જવાનો ઇરાદો રાખવામાં આવે?'

"વ્હાલા બેટા, ત્હારી અક્કલ અને દાનેશમંદી, મને તખત ઉપર મગરૂર બનાવે છે, પણ આપણા વ્હાલા ખેસીઓથી હમેશ મળતા રહેવું!" એવું શાહે સમજાવ્યું.

"ગયો પુર દમામે તે માદરની પાસ–કે બેટીને પાળે તે માદરની આસ."

ભારે દમામ સાથ સોદાબેની આગળ તે ગયો અને ઉંચી કિમતના સણુગાર સાથના દીવાનખાનામાં માદર સોદાબે સાથ શિયાવક્ષની મનભેરની મુલાકાત થઇ.

ઉઠી તે તખતથી ગઇ તેની પાસ—હરખની બગલગીર કરી પુર આસ!

તેનાં આંખો અને મોઢાં પર ચુંબન લીધાં, પણ તેના દીદારથી સોદાબે ધરાઇ નહી.

"હમી ચશ્મો રૂયશ બેબોશીદ દીર ને યામદ ઝે દીદારે આન શાહ સીર."

ઉપરની હર્ષભેરની મુલાકાતથી શિયાવક્ષ દિલમાં રંજુરદે રહયો, અને માદર તરફની આવી પ્રિતીથી અંદેશામાં પડયો. તે યાંથી બેટી લઇને પાછો ફર્યો—

વધાવીને લીધો હતી રીત ખાસ—રૂખસારે લીધા ચુંબન પચાસ!

સાવકી માદર સોદાબે જ્યારે દીકરાના મેળાપની વાત કરવા માંડી ત્યારે કાઉસ આગળ પોતાના દિલની મકસદ છુપાવી, કાઉસને બધુ મતલબી બનાવતનુ કહેવા લાગી.

વ્હાલા ઓ શોહર, નથી ત્હારી જોડ–કાઢે તું ખુપીની કળવંત તોડ!
નથી કો ખલક પર, તું સીવા ખુબ રૂઇ–તેવીજ એ પેસરની છે ખુશ ખુઇ
ચાહયુ કે ખાનદાનમાં શયાદી કરે–શેવાદી કરે કુળ આબાદી ભરે!

બીજે દીવસે શાહ કાઉસે માદર સાથના મેળાપથી તેણીને મળેલા ભારે સંતોષની વાત, અતી તારીફ સાથે કરી અને બેટાને પોતાના ખાનદાનની કોઇ નબીરી સાથે લગનના ફાસથી સાંધવાની ખાહેશ બતાવી. આ ખાહેશ માટે સ્યાવક્ષે સઘળી જોખમદારી બાપનેજ સોંપી, પણ પેદરે તેના ઝનાનખાનામાં જઈ પોતાની મરજી પ્રમાણે ચાહત મેળવી, રાહત પામવા સુચના કરી. ફરી તે માદર પાસે ગયો.

ત્યાં પોહોચતા શિયાવક્ષને સઘળી અજાયેબીઓથી આંજી નાખવા સોદાબેએ ભારી સિંગાર કર્યો હતો, પણ ચતુર શિયાવક્ષે, તેણીની ભીતરની બાજી જાણી લીધી હતી. તેને સેંકડો બાનુઓ દેખાડવામાં

આવી, અને સોદાબેના સગપણુની બેટીઓ માટે ધ્યાનમાં આપવામાં આવ્યું, પણ તેઓ માટે શિયાવક્ષ મનમાં ડર લાવ્યો, કારણકે તે જાણતો હતો કે સોદાબેનું કુલ વડીલ વંશ કશી પણ ઉંચ વર્ણનું હતું, અને તે દાનાવોથી જાણતો હતો કે

"અગર હોય બુનીયાદ એ માલદાર—તે ઇઝતની કીશતી છે નાપાયદાર
મલે નાહી હુરમત વડીલાતમાં—ક્યાંથી મળે વંશ રીતભાતમાં.
રૂપે—તે માહતાપ—દીલમાં કમુદ—હતી નામે માદર વર્તણુ કબુદ્ધ !

એટલું જાણવા છતાં, દીલપર મુશીબત લેવા વિચાર કર્યો, અને તેને માટે ધણિયાણિ મેળવવાનું યાને ધણિયાણિ શોધવાનું કામ, તેણીનેજ સપુર્દ કર્યું.

તે સાંભળતા વાર, આ સાવકી માતાએ પોતાનો અંદાજો અને મલાહેજો પવનને સોંપી હવસનો ઘોડો બુરાઇની દેમાગ ઉપર હાંકી, પોતાની શરમ નામોશીને સોંપી, નીચે પ્રમાણે બોલી :—

ધરીશ મુંજની દુખતર એક બાંડી મીસાલ--ગર મુજને ચાહે, એ પહેલો સવાલ
તાજ તખ્તો-પાપૂશે તુજને ધરીશ જીગર મહારે દમ વ્હાલો તુંજને કરીશ
ગુજર પામે કાઉસ તો તારીજ સદા-પ્યારો છે મુંજ જાન તુંજને અદા !
નિકાબ મુખથી કાઢી, ચુમ્યુ કપાળ-નિર્લજ જોઇ ચાલ થયો હાલ હવાલ !

માદરની આ ચાલથી સિયાવક્ષ કશો પણ જવાબ આપવા વગરનો થોડીક પળ ગાફેલ રહયો. મનથી થોડીક પળમાં અંદેશો લાવ્યો, કે 'દગાખોર ઔરતને કેમ સમજાવવી ?' પછી ધીરજથી તે બોલ્યો, વ્હાલી માદર, ત્હારી બેટીજ એકલી મ્હને બસ છે. પણ ત્હારી આંગણાથી જગતતો શું, પણ આપણો ખોદા. પણ અરે !—

મયા માનવાલી એ માદર ભલી—અરજમાં ભરી છે રે દોઝખ નલી !
કદી કેમ મુરવત રાખે પીસર--મોહરદાર કો'નો, કે જે મુજ પીદર !
કદી કેમ જોશું સીતારાનો મૂખ—હવસના બદીથાં, બરેલી આ ભૂખ !
કદી હાલ ત્હારો તું કહેતી નહિં—દોઝખી ખત પર કર ના સહી.

ઉપલી ભલી નસીયતો દઇ તે ચાલતો થયો. પણ પેલી બાઇને કશો ડર લાગ્યો નહી.

સોદાબે હવસમાં હસવા માંગતી હતી તેથી કાઉસને મળતા, તેના બેટાના ભારે વખાણ કર્યા, અને સિયાવક્ષે તેણીની દિકરીને પસંદ કરી છે એવી વાત કરી ઘણો ખુશી કર્યો. જેથી પેદરે પોતાના પેસર સિયાવક્ષને વધાવી લીધો, જ્યારે માતા કેવા ખોટા વિચારો કરતી રહી?

"બદો નીકુ, હર ચારેહ કુન્દર જહાંન
કુનંદ આશકારાઓ અંદર નેહાન!

બુરી અને ભલી મકસદ, પુરી પાડવા, જહાનમાં, જેમ બીજાઓ ઉપાયો લીયે છે, તેમ

"એ સાઝમ ગર ઉ સર બેચીદ ઝે મન
કુનમ ગુ કેધાન બદ, સરે અંજોમન!"

હું સઘળા ઉપાયો અજમાવીશ—અને તે માની લેશે, તો, ઠીક નહીતો અનજુમનની સામે તેના ઉપર તોહોમત ધરીશ.

દાનાઓ કહે છે તેમ બુરાઇની પણ પળભારમાં જીત થાય છે!

"બને જો બુરાઈ કદી પાયદાર—અંજામ લાવે છે નાપાયદાર
મગર તે તો પળવાર ફાવી જશે—ભરી છે જે સરપર, ત્યાં જગ હસે
મગર ભેદ આ એક જગત ખેલ છે—સતથીજ આખર સ્વર્ગ સેહલ છે.

ઉપલી લીટીઓનો સાર આપણે સાંભળ્યો છે. તેમ, સોદાબે એ ફરી સિયાવક્ષને, પોતાની પાસે તેડાવ્યો, અને પોતાની હવસની વાત પાછી છેડતાંજ, પેસરથી, ના સીવાય કશો જવાબ ન મળતા—બુમ બરાડા, અને ઢોંગ રૂપે, શોહોર સાર કરી જાહેર કર્યું કે મ્હારી જોબનને લુંટવા, આ નિચ બેટાએ મને રૂસવાઇ કરી—ટુંકમાં, તેણીની ચાલ ફાવી—અને શિયાવક્ષ ઉપર શકનો સંકટ શરૂ થયો—અને તે પણ વળી આ સાવકી માદર, માદર સોદાબેથીજ સંકટ આવ્યું!—કે જેણીએ કાઉસને એમ જાહેર કર્યું, કે **"થોડા વખતમાં તેણી બાળકની માતા થનાર છે."**

તેમ વળી, જ્યારે શાહ કાઉસ સાથે દિકરાને વાત થઇ, ત્યારે, સિયાવક્ષમાં સચ્ચાઇ, વફાદારી અને ઇઝતની પુર નિશાણી સાથની ગવાહી મળવાથી, બાપે, તેનેજ સામો આગ્રહ કર્યો, કે દીકરા, બેચેન ન રહેતાં

તું નીર્દોષિતા સાથે ફરતો રહે અને કોઇથી પણ એ વાતનો જાહેરાત દેતો ના !

સિયાવક્ષની નાલેશી કર્યા છતાં, પણ સોદાબે ને ચેન પડયું નહી, તેમ પોતાની હારથી શરમાઇ ચુપ બેસવાને બદલે ધંતર મંતર ને છળકપટમાં પોતાની નીચ ચાલને સચ્ચાઇમાંજ સાબેત કરવા મથન કરતી રહી.

કાળા કામ કરનાર, કોઇ દાસીને લાલચ આપી ફસલાવી, તે દાસીએ ખરાબ દવા પીને જન્મ આપેલા બચ્ચાઓનો, સોદાબેએ શોર સાર કરી શાહના કાન ભંભેરવા, પ્રંચથી એવો ઉપયોગ કર્યો કે એ બચ્ચાં તેણીના હતા, અને સિયાવક્ષની બદમાસીની સાબેતી આપતા હતા. શાહને શક પડયો, અને એ બાબદમાં દાનાવોની સલાહ લીધી.

નજુમીઓથી, તેમજ ઇનસાફી દાનાવોની ઉપલી ચર્ચામાં, સોદાબેનેજ હાર મલી, પણ તે ન્યાય થવા છતાં, સોદાબેએ જાહેર કર્યું કે સિયાવક્ષ સામે સાક્ષી આપવા ને કોઇ પણ હિમત નહીજ કરે કારણકે તેઓને, સિયાવક્ષના ગુરૂ જેવા તહેમતનની બીક છે. આવી દલીલથી કાઉસને મન સંતોષને બદલે અંદેશોજ રહયો.

"ડગાથી ભરેલું જો આસમાન બને—ભલી ચાલ માટે, તે બુરૂ ગણે
નતીજો ન આવે બુરાંથી સરસ—બુરાંથી બચો, એ જમાનાનો કસ"

પરસપરની આલ મુકવાનો નિકાળ, દાનાઓએ એવો કાઢયો કે આતષના બલતા ઢગલા ઉપરથી તેઓએ પસાર થવું, જે બચે, તે સચ્ચાઇ ઉપર ખુદાનો છાપ રહેશે. સિયાવક્ષને આ વાત પસંદ પડી, અને પોતેજ પ્રથમ, તેવી આતષ ચિતા ઉપરથી પસાર થવા કબુલ થયો.

જગતમાં ખરે સાંચને છે ન આંચ—ભલે કોઇ કાલે પડે, દુખ ખાંચ !
ચલકતું છે સાચુ ભલે દુખ જોય—અનંતમાજ પમડાત બહેસ્તનોજ જોય
રખસ સાથે ચિતા કરી છે પસાર— બની તે રહયો જગ ખરેસત યાર

સત્યના પ્રકાશ સાથે સિયાવક્ષ બલતી ચિતા ઉપરથી પસાર થયો, અને અંજુમને સોદાને ગુનેહેગાર ઠેરવી, મૌતની સજા કરવા ફરમાવી.

તે સજા તેણીને ભોગવવા જવા વખત આવ્યો, કે દીલાવર સિયાવક્ષે, દયા લાવી, બાપને તે કામથી હાથ ઉઠાવવા અર્જ કરીઃ "વ્હાલા પેદર, ગુનેહગાર સોદાબે, ફાંસીથી મુવા પછી તને હમેશ અંદેશો આવશે માટે, એક વાર મ્હારી એ માદરનો વાંક માફ કર!"

દાના પેદર, મુજ જીગર જાન તાજ—ખરે જહાનમાં તું ખરો સરફરાજ
ભલે કામ નાહક એ બુરૂ થયું—થવાનું તે તકદીર ના નહિ રહયું
ગુજારૂ હુ ઉમેદ ખરે દીલ એજ—મુજની એ માદર ન કર મોત ફેજ
દયા સાથ ઇનસાફ જગમાં ફરે—ખુદા બી ગુનાહ એક માફી ધરે!

સઘળાઓની ખુશી વચ્ચે સોદાબે ને માફી મલી અને વખતના વેહવા સાથે, કાઉસની તે પાછી માનીતી અને વ્હાલી બની તેમ થતાજ તેણીએ પોતાની બદચાલથી સિયાવક્ષની બુનીવાદને ઉખેડી નાખવા માટે ફરીથી બાજી રચી!

મોનાજાત—બુનીયાદના બીજ.

કદી કોઇ હાલે તવંગર ફરે—તવંગર ખરો તે દિલે ના ઠરે.
તવંગર જીગર હો અને જાન માલ—ધરમમાં જીગર છે-તવંગર બેમાલ.
ભલે ઠાઠ માથે-તે શોભે પળક—મગર હોય બુનીયાદે ભાવી ચલક.
હજારો તવંગરથી આલા, છે નંગ—બુનીયાદી રાખે, પાલી સુસંગ.
બુનીયાદ જોતી નથી જાન માલ—વિનાઝર પણ બુનીયાદ, બેમુલ લાલ.

ઉપલી વીગતથી શાહ કાઉસના ઘરની રચનાનું ચંત્ર આપણે જોઇ વળ્યા. હાલમાં લડાઇના સંભ્રમ ઉપર તે શાહની નઝર દોરવાઇ છે. અફરાસીયાબ, જેને તવારીખમાં અનેક કાવાદાવા મરેલો માન્યો છે, તે પાછું બળ ભેગું કરી લડવા આવ્યો, જેની સામે સ્યાવક્ષે કમર કશી છે અને શાહની પરવાનગી મેલવવા ખાશ કરી રહયો, અને શાહને કહેવા લાગ્યો.

"કે બા શાહે તુરાન, બેજ્યુમ નબર્દ,
સરે સરવરાન અંદર આરામ બેગર્દ.
તુરાનના શાહશાહ સાથે મજબુત લડાઈ કર,
અને તેના સઘલા સરદારોના સર ખાકમાં ધર.

"ચુનીન બુદ રાહે જહાન આફ્રીન,
કે ઉ જાન સેપારદ, બ તુરાન જમીન."
જહાનની શી રીતી હતી કે, આ,
તુરાન જમીન ઉપર સ્યાવક્ષ મરે!
"બરાયો બ અંદેશ નાબકાર
કુજા બાઝ ગરદદ બરૂ રોઝગાર"
ગમે એવી તદબીર આપણી હોય,
તેથી મુકરર થયેલો વખત બદલી શકાય નહી.

દીકરાને બાપે, લડાયક બળના અશબાબ સાથ તેના જેવા લાયક બહાદુરો સાથ લડાઇમાં રવાના કર્યો! પહેલા તે જાલ આગલ ગયો, તથા થોડા દીવસ રહયા બાદ રૂસતમ સાથે, હયરતના જંગલ સુધી આવી પોહોંચ્યો.

અફસોસ જમાના! ત્હારા રાજ્યમાં કેવાં દોર વહી ગયા હશે? આવા ભલા બેટા ઉપર સાવકી માતાની ગંધીલી સેવા? તે જમાનો કે, જે ઘણોજ ભલો કહેવાતો હતો, તે વેળા પણ નારીઓ એવી નગુણ, અને તે પણ રાણી જેવી માતા?–ત્યારે આ જમાનામાં, તેવીઓ કાં ન હોય? અને તેઓથી અવતરેલા બચ્ચાં બાળાઓ, કાં નહિ બેતાલ, અને કસુજ કામ કરતા થાય?

ઉપલી બાબદનું ફકત માતા, સાવકી માતાનો, આ હલકા દાવનો સાદા રૂપમાં ખ્યાલ આપવા વર્ણન કર્યું છે. અને સાર એજ ખેંચીશું, કે વખતમાં જેઓ નિચ કામ, નીંદા કરે છે, તેનો જુમ્મો, ખરેજ તેમના બાપ માય ને ઘટે છે. તેઓના વિચાર પ્રમાણે તેઓના જન્મેલા બાળકો, પણ એવા કામ કરે, તેમાં નવાઇજ શી?

ત્યારે સાર મલે છે કે, જ્યાં માતા સદગુણી, ત્યાં હઝારો હઝાર મીઠા વાણી! માટે ખુદા સઘલી માતાઓને બુરાઇના રાહથી બચાવો એજ! લાખો ભલીમાં એક કસુઝ હોય! પરવર બચાવે!

---

## જમાનાની ત્રણ મહા શક્તિઓ.

### લક્ષ્મી—પારવતી—અને સરસ્વતી.

મનુષ્ય ભાનના અવસરમાં ઉપલી ત્રણ શક્તિઓ અતિ મોહક, અતિ મ્હાભારત કાર્ય કરી રહી છે. એ ત્રણે શક્તિઓના આધારે મનુષ્ય અંકાય છે, અને પેદા કરનારના ભાનમાં કયારે જતો જણાય છે તે માલમ થાય છે. "લક્ષ્મી" ની પ્રશંસા જેના ઉપર થઇ હોય ત્યાંજ સરસ્વતીની મ્હાબળ પ્રેરણા અતિ જોશમાં કદાચિત થાય છે. પણ લક્ષ્મી જો સાથ હોય અને સરસ્વતીનો ઉંચો પ્રભાવ મળ્યો હોય, તે આત્મા પોતાનો સ્વાર્થ બાજુએ રાખી કાર્ય કરે તો ખરેજ તે કાર્યો પ્રભૂ પ્યારા હોઇજ શકે ! આપણે હયાં લક્ષ્મીનું વર્ણન કરીશું.

**લક્ષ્મી**—લક્ષ્મી?—દ્રવ્યની રાણી, કાં તું ઘરે છે આ જગતના કઇક ઘરે કહાણી? તેઓને તું રક્ષની, રક્ષની? લક્ષ્મી, ઓ રૂપાળી-! ચાલી છે હાથમાં ધરી ધનન થાળી!

ત્હારો ઠાઠ શો? ભાત શો? લાડશો? પ્રભાવ શો? મુર્ખને આદર ભાવ શો? અને કાંય? શું તમે આંધળી છો, યા પ્રકાશ પર વાદળી છો? કોકને ઘરે વાટકી નહી, એમ કાં તમે ઘાતકી છો?

સૌંદર્યચારમાં, આભૂષણ ભારમાં, સિંગારમાં કેવાં મોહક! છતાં બેશક, કેવાં, તું વન બને છે ફીકાંફ્ચ?

ત્હારી કાન્તથી, છે કોઇ શોભાયમાન? છતાં કઇક અનાથ પર કાં તું ક્રોધાયમાન? ના લક્ષ્મી, લક્ષ્મી ચોબી! હવે ના કર હાન, આજે તું કયાં? કાલે કયાં લોટ? શું થઇ જાય છે, એક પળમાં આક્ષેપ? લોભ જયાં હોય છે ત્યાં તું! આળશ જયાં હોય છે, ત્યાં પણ તું! વંઠેલ જયાં હોય ત્યાંએ તુ અને તું, કાં ઉદ્યોગના માળામાં નથી તું? શું તમે ધન્યવાન છો કે કર્મવાન? શું જમથાન છો કે ધર્મમાન? ના. ના, મધુરી હવે ના કર વધુ હાન, ના, રીઆવ કઇક જાન. માન! માન! લક્ષ્મી! રંકના રસ જાણ! લાવ આનંદી ભાન! જેથી ચળકે,

અળકે, ચમકે ઝમકે તુજ સ્થાન ! ઓ રૂપવંતી રંભા ! દ્રવ્યદંભા !
લક્ષ્મી, રક્ષની, રક્ષની, જગતને રક્ષણ દેની !

**પારવતી**—પારવતી, કે હારગતી ? શી તારી મોહમતી ? હાર થાય છે જતી ને સતી ! શું, તું દેવી છો. કે મોહની મુર્તી !

નર અને નારીને ઘેલાના ઘેડાં કરવા, કરાવવા, શું તું કરતી રહેશે, તેઓને ખાડામાં ઉતારવાના તેડાં ? પારવતી શું ત્હારૂ રૂપ અને સૌંદર્યતા ! ધરાવે છે સુંદરજ કાન્તિ ! છતાં ગઈ છે, માન અને મર્યાદાની ભ્રાન્તિ ?

ઓહો કેવી છેળછબીલી, ગેલ કરતી ધાય છે ? ચપળ ચાલે ચાલતી જાય છે, કે મોહમાં નાખી, કાળજું બાળતી થાય છે ?

રે દેવી ત્હારી દુર્જનતા કેવી ગંધી, બેઢંગી, કુરંગી ! નિચની બની રહી છે તું સંગી !

તાંણુ તુરંગી, બાણુગા વીંધી બનાવે છે. તું નિચ નાઝમાં, નિચ સાજમાં ઉમંગી ! જ્યાં થઇ રહી છે, સ્વચ્છ હાલનીજ તંગી ! તંગી !

ઓ નવરંગી, ઉઠ ! લાવ ત્હારી શુધ્ધ ! મોહમાં મુઢ કાં બનો છો ! નિચ વાસના કાં ગણો છો ? મોહના મખવાસ કાં ભણો છો ?

શું પારવતી તને સદાય એ શોભશે ? ના ! ના ! નહીજ ! હવે તું થોભશે ! જગતને લોભથી મોડશે ! સત્ય શિખરમાં જોડશે ! આગલ નખોજી તોડશે ! અને સુમય ચાલનો હાલનો થાય છે ! તેને સરસ્વતીથી જોડશે ? જોડશે ? જગને મોહથી મોડશે, મોડશે ?

**સરસ્વતી**—ખરેજ થઇ છે તું માતા ! જ્ઞાન દાતા ! જેથી હયાં આ લોકમાં અને ત્યાં પરલોકમાં ત્હારી કીર્તિના કિર્તન રહી શું અમે ગાતાં, જેથી રહીશું અમે રાંટાં ! માટાં ! અને ટાંટાં !—

સરસ્વતી ગુણવંત ગૌરી ! ત્હારી થોડી કળામાં પણ ભરી છે કેવી ગુણની અદા ! જેથી ટળે છે દુઃખો અને બળા !—

સરસ્વતી—કેવી દયાળી દેવી ! ચપળતાથી દે છે જ્ઞાન ગોહર, કેવી નિર્મળ અદા, અદબ અને આદાબની મધુરી ! અજબ તેજ અને ઝમકની નુરી, શ્રેષ્ટ શિયળની સુંદર હુરી !

અંદીઠા હારમાં, સિંગારમાં, રત્નો રાહતના ભરી રહે બેમુળાદ ભાવમાં! વળી ભાતના, પુર જાતના, હર ન્યાતના, પુર ધાટના, પુર ઠાઠના કિ ચાલે ચપળ! મન મધન મય, સગનની સાથમાં, ઉમંગના આશમાં, હરીના સ્વાસની ઉપાસના, ઉત્સુક ને છે, ત્હારા મધુરા ખ્વાસમા તરશુ. હુ રાતદીન તુંજ પાસમાં, નિહાળુ જમીન અને આસમાન!

સાહો સાજ છે તુંજનો! તેમાં ગાજવાજ છે અજબ, પણ ગજબ બાનનો અવાઝ છે તુંજનો! તપાસતાં રહયાં છે, ઓ સરસ્વતી સતી સરિતા રહી છે. ઉંચ દિપાવી ગતી! શોભા છે, જેમાં ઉંચ ખ્યાલ ભરે છે, ધરે છે! ચરે છે રાત દીન જતી, યતીની ચપળ મતી, હતી, હતી, મન કઠોર ને ઘોર ધમઘોર, ચશ્મ ચોરને બેતાલ શૌરથી દહાવનાર, સરસ્વતી! બાળુડાને ત્હારા નેણુના તીવ્ર ચોરને બાણથી હસાવનાર, ઓ અતિ મનમોહક સરસ્વતી!

જગાડ! જાગૃણુ દે! જગતની આળશને, લાલચને! લોભના મોભને પાયાથી તોડ! ત્હારા સ્નેહમાત્રમાં જોડ! તોડ! તોડ! અમારી ખોડ! નિંચ નિંદને પખોડ, ઓ સરસ્વતી રંભા, દંભા, યમણિ! હરીના રાગમાં રગડાવ! વીરના વાંઝને વઝડાવ! તેના અસ્વને દપતાવ! જેમાં જગ તાત્પર્ય સંધાય! ગંથાય, જગમાં પંકાય, અને પદ આપ, જેથી જડવાદનો તડ થાય! જગ મળકાય! છળકાય! અને ભારતની માત ખરા હિતના હિંચોલામાં લલકાય! ઓ સરસ્વતી, દૈવી સરસ્વતી રસવતી, હંસગતી, ઉંચમતી, ઓ સતી, જતી, અને સર્વેના માતગતી!

---

## "Art." હસ્તકૌશલ્યવાલો કારીગર.

**હસ્તકૌશલ્યવાલો કારીગર, એટલે શું? એટલે કે કુશળ કારીગર, જેવો કે શિલ્પકાર, ગાયક, ચિતારો, ઇત્યાદી, એનો અંગ્રેજી શબ્દ artist છે, જ્યારે artiste એટલે કે, ઘણીખરી વાતમાં કુશળ માણુસ અથવા 'one who is peculiarly skilful in almost any art.'**

**ઉપલો અર્થ વાંચનાર સાંભળી શકશેજ તેમાં ચિંતા નથી, પણુ આપણે હયાં તે માટેના જગ જગ દાખલા ટાંકી દેખાડી આપીશું કે હુન્નરની ખરી રચના જાણુનાર કોણુ, અને કેવો હોઇ શકે?**

આ તે મન છે કે જે બારીક અને જુદી જુદી કળા બરાબર સમજી શકે, અને હુન્નર રચના કેમ, અને કેવી ગોઠવણુ, સજાવતમાં શોભે? એક artiste ગાયકના, શિલ્પશાસ્ત્રીના, કવિતાના, નાટક કળાના ચિતારાની ચિત્રકળાના, પોતાની સાંમે આવતા નમુના જોતાજ, તરતજ ખામી જોઇ શકે કુદરત તેની આંખમાં રમી રહી છે. કળાની સર્વે બાજુ તપાસતાં, તે ખામીવાલો ઘણો ભાગ તરતજ જોઇ શકે છે.

એવી જાતની કળા જોનારા ઘણુાજ થોડા હોય છે, અને જેમ એવા કળાબાજ artiste પેદા થતા જશે, તેજ પ્રમાણમાં તે દેશનો ઉધ્ધાર થશેજ.

એક વસ્તુ સુંદર, રંગદાર આંખને મોહ પમાડે, પણ તેજ વસ્તુ artiste ને બેચેન બનાવે. જેના દાખલા આપણે હયાં ટાંકીશું.

આપણે વિસ્તાર કરીશું કે—

**અભિજ્ઞાન શકુન્તલાના** નાટકમાં નિચલી લીટીઓ વપરાઇ છે.

"દોરી મુકી નરમ કે ઝટ આમ ધાયા
વેઠી શકયા મૃગ તણો નહિ વેગ તે આ!"

ઉપલી બન્ને લીટીઓના કવેતને વસન્તતિલકા વૃત કહેવામાં આવ્યું છે. એ લીટીઓ એક **સારથી** (યાને રાજા દુષ્યન્તનો રથ (ગાડી) હાંકનાર બોલે છે. જો કે કવિતા રચના સારી છે, એના ન્યાય અને કાયદામાં પ્યારી છે, પણ એક artiste યાને કળાકૌશલ્ય જાણુનારો સવાલ કરશે કે 'શું એક રથ હાંકનાર પોતાના રાજેશ્રીને જવાબમાં, તે જવાબ તરતજ કવિતામાં બોલી શકે!'

હવે એજ નાટકમાં આગળ ચાલતાં, આપણે આ જોઇશું કે 'જ્યારે દુષ્યન્ત હાથમાં ધનુષ લઇ હરણુને મારવા જાયે છે, ત્યારે **સારથી** અટકાવે છે, કારણ કે, જ્યાં તેઓ ઉભા છે, ત્યાંથી હરણુ વચ્ચે બહુજ લાંબુ છેટું હોવાથી, વચ્ચે કોઇ જીવ આવી ન જાય, તેની સંભાળ લેવાની જરૂર માટે સારથી રાજાને યાદ આપે છે.

રાજા સામે **વૈખાનસ** (કણ્વ રૂષિનો શિષ્ય) આવતાં બોલે છે કે, "રાજા તમને શિકાર કરવાનું, યાને આ આશ્રમના હરણુને મારવાનું નહિં ઘટે" આથી રાજા બાણુને બાથામાં (બાણુ રાખવાનો કોથળો) ઘાલી દે છે. જ્યારે **વૈખાનસ** નિચલા શબ્દો બોલે છે.

"ધન્ય છે આ તને રાજા જન્મ્યો તું પુણ્યના કુખે
પુત્ર એક તને થાશે ચક્રવર્તિ મહા ગુણે"

ઉપલી લીટીઓ જેટલી સુંદર છે, જેટલી માર્મીક છે, (સારા ભાવવાળી) છે, જેટલી ગુણ ગાતી છે, જેટલી ધાર્મિક રસનો જશ પમાડવા જેવી છે, તેટલોજ ભાવ બોલનારને પણ છે, કારણ કે તે જ્ઞાનીનો શિષ્ય છે, તેથી હ્યાં હુન્નરકળા, યાને કળાની સૌંદર્યતા યાને ખુબસુરતી, મધુર ભાવ, કોણ ના પાડી શકે ?

જ્યાં સમય અને ભાવને શોભાવી મધુરમય સ્થિતિ પ્રગટ થતી હોય તો તેજ હુન્નર રચના અને પ્રભા કહેવાય, જ્યાં તેવો ભાવ નથી થયેલો, ત્યાં તે કાળગણનાની કચુંબર થયલી કહેવાય, જેને અંગ્રેજીમાં anachronizum કહે છે.

આપણે એ સ્થિતિ બીજા દાખલા ઉપરથી દોરવી, તથ. જન સમાજને ધ્યાને ધરવા કોશેશ કરીશું.

એક નાટકના પાત્રમાં નિચે પ્રમાણે બનાવ બનનો, હુંન્નર રચનાનું ખુંન કરતો પાત્ર થઇ પડયો હતો. જો કે તેમાં actor manager નો દોષ ન કહેવાય, કારણ જેવાં જેના પૈસા ખર્ચ કરવાની જોગવાઇ હોય, તેવીજ પછે હુન્નર મેલવવાની તાવીઝ બને.

"એક કઠિયારો, કે જેને ત્યાં પોતાની સાથે બીજા બે જના હતા, એક બાયડી અને બીજી પોતાની દિકરી ! દૈવજોગે એક શાહજાદીના દીઠામાં પેલો કઠિયારો નઝરે પડયો. તે જાતે કુછંદી હતી એટલે તેનો મોહો લાગ્યો. તેણી પતાવવા લાગી. સતાવવા લાગી, ટુંકમાં મતલબને ખાતર કાઇ યુક્તિથી તેણી પેલા કઠિયારાને પોતાના મહેલમાં મંગાવી રહી.

અંજાણમાં તે બાપડો આવ્યો તેની સાથે વાતચિત ચાલતા પેલી શાહજાદી પોતાનો હવસ અને હોંશ તેની સાંમે ચિતારી તેને પોતાનો કરવા બેઠી.

આવા દાવપેચમાં જે વાતો ચાલી તે વાતમાં પેલા કઠિયારા સાથના જવાબોમાં, એવાં ઉંચા શબ્દોના બાણ નિકળવા લાગ્યા કે, સાંભળનારને એમ થાય કે "બાપડો આ ગરીબ મજુરડો. કે જેને કશુએ લખતાં વાંચતાં નહિ આવડતું હતુ, અને માંડ, માંડ કાઠીઓ કાપી, થોડુંક

મેળવી, પોતાનું ગુજરાણુ કરતો, તે એવી ઉંચ ભાષા કયાંથી શીખ્યો, કે ઉચ ભાનનું બોલે ?

આવા સમયમાં બીન હુન્નરનું મન અજાયેબીથી આફ્રીન કરે, પરંતું જેઓ કુશળ કળાના હુન્નર રચનામાં રમ્યા હોય, માહા હુન્નર-મંદીમાં મંડયા હોય, પુખ્ત હુન્નરમાં પડયાં હોય, તેઓ મનથી ઉપલી રચના કઠોર મનાય.

આવા ભાવો દેખતા અને પારેખતાં થઇશું, ત્યારે જે દેશમાં હોઇશું તેનો ઉધ્ધાર થવાનો વધોરો જ કહેવાશે. જ્યાં હુન્નર રચના નથી ત્યાં અંધાપા હોઇજ શકે, જે દેશના જે કોમના લેખકોમાં, કવિઓમાં, ચિતારાઓમાં, સંગીતકારોમાં આવા ઉંચ ખ્યાલ ન હોય, તેઓથી પ્રગટ થયલા લેખો ભવિષ્યના તવારિખ લખનારાઓથી પોતાનું મત મેળવશેજ. ઉપલી સઘળી બાબદોની પ્રવિણુતા બીજા દેશના જ્ઞાનીઓની નવિનાજ હોઇ શકે. તેવા ગુણી હુન્નરમંદોથી દેશના જીવનમાં ઘણો વધારો અને ઉત્તમ વધારો થશે.

વલી વધુમાં એમ પણ કબુલ કરવું જોઇએ, કે, એવા ગુણી સમજદારો ઘણીક વેળા ગરીબાઇમાંજ રહે છે, તેવાઓને ઉત્તેજન માટે લક્ષ્મીની મદદ કરી આપવી જોઇએ.

દરેક દેશનું ખરૂં ધન, તે, તે દેશમાં વસ્તા પંડીતો પર તથા હુન્નર મંદી જાણનારાઓ આધાર રાખે! ધન વાપરવામાં કામ લાગે, તેમ તે ચોરાઇ લુટાઇ જાય. પણ જ્ઞાન અને હુન્નર કળાનું ઉત્તમ ચરિત્રનું ધન દેશને પર દેશના માનમાં વધારો કરાવનારૂં ઠેરવશે. વળી દેશમાં કળાબાજો હોય, પણ તેઓને ઉત્તેજન થાય, તેવો સંસ્થાઓ મારફતે આગળ ધરવામાં આવે, ગુણી નાટક લખનારથી કેવા ફાયદાઓ થાય, ગુણુ કવિતા લખવાથી, ભકિતમાં કેવી શકિત પ્રાપ્ત થાય, તેનું અવલોકન કરવું હોય, તો જે દેશમાં તેવો ઉધ્ધાર થયો હોય, તેનું સાહિત્ય વાંચો, વંચાવો અને તે ઉપર અમલ કરો! જેમ જ્ઞાન પ્રબળ થશે તેમ કુમાર્ગ પર ચાલવાનું ઓછું થશે! જ્ઞાનથીજ બળ, તેના આગળ વધવા સાથે, મહા બળ બાન થશે, અને પ્રભુની સમતિ સિધ્ધ થવે રૂડુ પરિણામ થશે.

---

# For What, and Where?

Rest not thyself on one's regard
Or for its smiles and charms
Be thou, thy own good playful bard
And trust thy own sinews and arms!

Let not thy mood be swayed so fast
In hurried haste at dying joys
For ship-wrecked sure thou wilt be cast
On rocks of new and playful toys!

Let not the past thy future dim
Or stunt the best at thy hurried task
For in dimness lies thy radiant beams
In which thou hast to float and bask!

Hasten, Oh thou, to break thy shackles
Of mist and fog and blind perview
Don't feel so weak by massy tackles
For in a twink thou wilt aschiew!

Unmask the fold which thou hast worn
And tear the same in shreds and rags
To fight them out thou hast been born
And smooth around these knotty crags!

Know the law that thou art called
A lofty noble work to hand
Work it not by grudge and gall
Nor by fatigue dust thou bend!

The Sun moves on from East to West
To make its long and daily round
But thou art called to make the haste
And cross the goal with rapid bounds!

Don't tarry long on clumsy things
As they will fetter thee, so sure
For they will cause no peals to ring
But shall mar thy only cure!

## મારા રાજ્યપતિની સત્ય રચના—કલ્યાણ.

સંભાળે છે-શ્રેષ્ઠ સરદારીબળે-હિંદની-હરીઆળી ખીલી બ્રીટનની સરદારી તળે
ધ્યાન ધરે-ધ્યાન ધરે-ધ્યાન ધરે-દયા કરી
ન્યાય સાચ—ન્યાય તણી—ન્યાયની મનાડી ફરી—સંભાળે
રૈયતનાં સુખ કાજ દાજ ધરી છે—ધર્મ-લાજ-રક્ષી-રાજ કરે છે.
ગંજ ખરચી—ગંજ—ભોગે—ભરે છે, રે! જગપતિ-રે! જગપતિ! જુગ જુગ
સાચવ મુજ રાજ્યપતિ;
દે-હુકમે-આલા-સૌ—સંપતવાળા-રહો બળમાં બાલા-એ બારેતાલા-સંભાળે.

---

## હરીભજન—જીલ્લો ઝીંઝોટી.

ગાવોરે-ગાવો, ભજન હરી હરીને શિષ નમાવો-સજન હરી હરીને—ગાવોરે.
સુર્ય ચંદ્રમાં દીધી બળીહારી, જીવન જંતમાં કળ ન્યારી ન્યારી;
સૃષ્ટિભુવનમાં તુંજ સરદારી, રસ લીલામાં કસ ભારી ભરીરે—ગાવોરે.
ભરી પૂષ્પ થાળી હ્રદયથી ઝુલાવી, વધાવો હરીને-પલ્લો પસારી;
આવી પધારે તે સંતની સ્વારી, નમન ભાવ દઇ જાવો વારી વારીરે—ગાવોરે.
માથે મુગટના ફેણ પ્રસારી, નેણ બાણના તેજ વપાવી;
ઝુલ ઝાલમાં રથ દપકાવી, મગનમય રહે આનંદ ભારી ભારીરે—ગાવોરે.

---

## દયાળુ દિકરી—માઢ.

દીકરી દયાની-છે પુર મયાની ભલે કયાં સિધારે-પણ "મા"ના કહયાની—દીકરી.
જન્મ સમયથી-જે લક્ષ્મી ઠરી છે—ગુણો ચુણીને બની ગુણી જ્ઞાની—દીકરી.
ભલે ભાઇ બહેન હો પાછળ તેની-મદદ માને આપે છે કેમ પ્રેમ જાણી—દીકરી.
દીકરી તો ગાય, જ્યાં ખોલાવે જાય—કદિ માના હેત ઉપર ફરશે ન પાણી--દીકરી.
જન્મ મહીરે લીધો-અંત સાસુરે દીધો-વહુ વેશ કીધો-નથી કાઇ અજાણી—દીકરી.
વર ઘર કદિ હોય, સુખ દુખ ભારી—ખબર માની રાખેછે-છુપી રાખી
કહાણી—દીકરી.
ભલે પરણી સાસરે—સિંગાર કરી લે-રહે ભર ગુજારી પતિ સાથ થાની—દીકરી.

## સરસ્વતીની સેવા—કાફી હોરી.

ગુણે ગુણ જ્ઞાને પ્રકાશે-તને સુખ જેના સુવાસે રૂડો સંસાર એ સાજે—ગુણે
હોડી—હો—ભારી—સદૌથી સુંગારી. સુકાન વિન નવ ચાલે.
જ્ઞાન વિના સંસાર સુખ સાગરનો ભવ કેમ પાર તરાશે—ગુણે
ધરી દાઝ હૈડે સરસ્વતીની, સેવા—પ્રભુની નીભાવો—
દાન—દયાને ધર્મનાં કામે—નામ અમર તેજ કરશે—ગુણે
બ્રિટીશ રાજ્યના રૂડા ઉમંગે—શાળા જગજગ સ્થપાયે,
બાળતણી કુલ કેળવણી કાજે—યોગ્ય સહાય તે દે છે—ગુણે.

---

## સુર્યની સ્વારી—માલકોશ.

ઝુકાવી રહી સર ભલી બામદાદ હરિઆળી દરબારી કરતી પુકાર—ઝુકાવી
હઠાવી કબુદ રંગની ભારી કટાર ફીરોઝી ફીરોખીએ ખિલતી સહવાર—ઝુકાવી
ઝંઝીર જબરદસ્ત તોડી ખરી—ખૂશબો ને ખુશ્મીમાં રંગત ભરી—ઝુકાવી
ધમકની ધજાઓમાં ઢાલો ધરી ચમકમાં ચમકતી ખુદ ખુશનુદ ઠરી—ઝુકાવી
તરો તાઝગીમાં એ ખલકત તમામ નુરી આફતાબીએ—દીધો ઇમામ—

---

## શુધ્ધ અને અશુધ્ધ વાણી—કલ્યાણ.

શુધી વાણી—ફળ પામી—જગ સમાય રી દુરાચારી-સમ નવ તે કઠાય રી—
શુધ્ધ વાણી.
નીર નાળે નાળા, વહે રસીઆળા તરસ પશુજન—છીપે તરસીઆળા
(તેમ) પમર સુબોધતણી-જગ મચેસારે, રંગ અનેક. પ્રદિત છાપી-શુધ્ધ વાણી.
શુધ્ધ વચનનો સંસાર સુખાળો આપેક્ષ, દોષથી, રહે તે નીરાલો
કષ્ટ કપટ વન, સ્પષ્ઠ મન રહે સંપત વનને આદી આપી—શુધ્ધ વાણી.

---

## જય કયાં? જયાં જય છે ત્યાં—યમન.

જય જય રહે સત્ય સાચતણો—જય સત્ય તણા રાજ પાટ તણો
ફુલ કાજતણો, ઙર લાજતણો—જય રહે ભ્રાતૃભાવ તણો—જય—૧.
ફુલ આલમનો અરમાન ટળે—ફુલ કાયમ દુખનો દાદ મળે
દીલ દાઝ ધરે શિર ભાર ભરે—અન્નદાતા રક્ષણ હાર ઠરે—જય—૨.
શુધમન માતામાં પ્રેમ ધરે, રે માન, પિતામાં જાન ધરે
સતમીતના ચિત્તમાં હામ ધરે—બહેની હરદમપર વહાલ ધરે—જય—૩.
કોણ કાળ તણો રે ખ્યાલ ધરે! પ્રભુ નિર્માણી હાલ કરે
નહિ બાળ જરે—કાંઇ સાર મળે—જે જગદીશ્વરથીજ પાર પડે—જય—૪.

---

## ખોરેહમંદ સ્પીતમાન જરથુસ્ત્ર—આસાવરી.

દીન માજદીયસનો પાયો—ભલે રહયો માજદીયસનો પાયો.
ભલી—મનસની ભલી ગવસની. ભલી કુનસની લાયો—અષો જરથુસ્ત્ર
આપણને પાયો—ભલે. ૧.
અહુરમજદની નૂરી નૂરી નિહાળી, ગેતી મીનોની ખુબી પીછાની.
"અષેમ યથા" ને નિયમે ચાલી—ખલકત સારી દિપાવી—રહયો. ૨.
"માથ્રવાણી" ની કરી નિશાણી—ગુપ્ત ભેદની બાતેન જાણી,
દરૂજ દૈત્યનું—કુવત કાપી—મજહબી દીન બચાવી—રહયો. ૩.

---

## દાદારની દાદ—ટાહાન્ડો.

દાદાર દાવર—ખુદાવંદ ખુદાયા. રાખો અમારાપર—શાહયો ખુદાયા—દાદાર.
દિલથી નમીને-ખંતથી ભજીએ—દરગાહમાં સર મુંજ ઝુકાવું ખોદાયા-દાદાર.
બુરા ગુણોને દ્રઢતાથી તજીએ હળીમળીને સિંગાર સાફ સજીએ.
નેક રાહે—ને—નેકીના માર્ગે હરદમ નેકીમાં—મદદ થા અમુને—દાદાર.
પરવરદા અમારી—દરજે સદાય તું. અમારી ઇજત—લાજ—રાખે ખુદા તું.
હમ બાળ બચ્ચાંનો—પાળક ખરો તું. ચાહી સલામતી—ઓ શૂરવીર નરો
તું—દાદાર.

---

## સત્યનું શિખર—જીલ્લો.

કેમ સત્યની વ્યાખ્યા ગાવું? ગાઇ ગાઇ લહેર—કહાં જમાવવુ—કેમ.
વિનાસી બદનામા કેમ સમાવું; વાંસો લેવા કેમ વીણાવુ- કેમ.
પ્રભુ પાળજો આ સુખરૂપ સાથી નહિ જાત જાતી કોઇ ન્યાત સંગાતી—કેમ.
(હરિશ્ચંદ્ર) હર-ઇસ-ચંદ્ર-નો ઉદય શાને સત સિંધુના સાંધ પ્રણામે—કેમ
સખી સાવિત્રી—રહી સત સંગારી વૈકુંઠ લોકમાં—ગાતી ગાતી થઈ—કેમ.
બાળકપણનો કાળ સુખાળો. યુવાની સાથ અતિ રૂપાળો—કેમ.
સત્ય સત્યની શાખા વધાવો ઉડતી ફરે હરિ, હરની ધ્વજાઓ—કેમ.

---

## સદગુણ સાજ—કાફી હોરી.

સદગુણી સુંદર સાજ,
બહેની તનમાં વસાવી—જગમાં દીપાવી, લે—સદગુણી. ૧.
કમળ શિયલનું વમલમાં પડે જો, તૂટસે ન તે સુત લેઆસ—
માટે તનમાં વસાવી લે—જગમાં દીપાવી લે—સદગુણી. ૨.
પડી ધંગ ધજામાં—ફુલ રંગ મજાહમાં, ન કરવી જો ફેરી ચોપાસ
માટે તનમાં વસાવી લે—જગમાં દીપાવી લે—સદગુણી. ૩.

---

## શુદ્ધ અને અશુદ્ધ—વિમાસણની અસર—શાખી.

શુચિત મનની "હુમત" ચાદે—અદ્રશ્ય રંગ રંગ વ્યાપે
"હુખત" તણા કેવળ અન્ય—(અસાધારણ) મનહર રૂપ રૂપ ઝરણે (પંથરાય).
તરૂણ એ દુવા દઇ સૌને—સમાવો હુવરસ્ત તનમે.
દુશમતથી દરજની ભ્રષ્ટી. દુજાુખત ની મતી રહે કષ્ટી.
દુજાુઅરસ્ત મુળ અદબખ્તી. તજો રાહા દુરૂજના ખપની—
અશોઇમા ભરો ઉમંગ જપની—સુચીત.
સ્વચ્છ મનમાં ખાણુ ખુબીની—હરદમ ભરી રહી ભારી
જ્યાં ધરો ત્યાં અસર પમર રહે, નેકી તણી ત્યાં સારી
કરી લે જપતી મનસની સારી-આખેર ગવસની કુનસની ન્યારી.

## મ્હારી માતા—જીલ્લો ઝીંઝોટી.

ગુણો વાપર અતિ ગુણકારી—રે તું તો આખેર બની છે નારી—ગુણો.
પ્રભુના પાલણુમાં શ્રેષ્ઠ બની છે, જગ રચનમાં નેક બની—છે
માતા નામ તુંજ ભારીરે—તું તો આખેર.

સરીઆમ તારી કોમળ કાંતિ, માયા મધુરી રહી તું જાણતી,
રાખી સબુરી ધીરજ શાંતિ, બાળ ગોપાળ આભારી રે—તું તો આખેર

જંગ શોકમાં તુંજની છાયા—સુખ દુ:ખમાં સર્વની દાયા.
શિયળમાં તુંજ શોભે કાયા—તુંજ વિન જીંદગી ખારી રે—તું તો આખેર.

તુંજના સતમાં સતવંતે ચાલે—વેર અભાવ સૌ તુંજથી ત્રાસે—
અંધ હતું ત્યાં ઉજાશ થાશે. સ્વર્ગ તણી તું બારી રે—તું તો આખેર.

---

## નેકીની નસીયત—કલ્યાણુ લાત્રણી.

માત પિતાને માન આપી બહેન—નેક વિચારી ચાલો તમ,
કલેશ કલહને દિલથી તજાવી—અહુરમજદની પુર પાડ નેમ
ભાઇ બહેનપર કદર નજર, ને ધરી વિવેકની વાત કરો,
ગરીબ કરીબપર મમતા હેતે—બહેમનની રીત અદા કરો.
કદિ અદેખાં પડી બદેખાં–બનવા તમ તૈયાર ન રહો
અષેમ તણી યાદ ભરી વફા પર, અરદીબેસ્ત મન રીદા કરો.
શેહેરેવરને શાન સોકટમાં, નમાવી સર ફર્જ અદા કરો.
સ્પેનદારમદની સરદારીમાં—ખીલે બાગ ઘર સ્વર્ગ સમા
તંદુરસ્તી ચાહાવી હોતા, જતન કરો ખોરદાદ તણુ.
અમેરેતાતમાં ખતમ થશે સુખ—અમરગીમાં ઘણુ ઘણુ.
રહીમ કરીમની યાદ દિલમાં—મર્મ ગણો તો પાર નહિ
જીવ ધર્મનું ધ્યાન ધરો દિલ, એથી જગતમાં હાર નહિ
દયા ધર્મને દિલે દિપાવી—નવા રંગમાં રાખો રૂપ
વારી આવે ફરી ફરી નહિ, જાણવા ખુદાની યાદ કંઇ.

---

## પનોતા પ્રભાત—માસ્તરોશ.

પુન્યમા પમરતી પણોતી પ્રભાત, ફરી આઠ ફેરા કરેલી પ્રભાત.
પધારી સુફેદ સાજ સજીને પ્રભાત, સોહાં રાતનુ લીધુ છે-ભારી જગાત-પુન્ય.

કીધા ગુળ ગાંઠળે, છણકાવ કરી વીંજી વાએ ડાળીને, ગણકાવ કરી
ઉડયા પાને પંખીબી સંસાર કરી પ્રભાત તું જ સવારી ઉગમમાં ધરી-પુન્ય.
હલાવી મચાવી કીધો શોર સાર ખુલ્યા છે સનમાન થકી ઘરને બાર
કમર તંગ કસી મંડયા સંગાર પર, ફરી તું જ સ્વારી, જોકે પળવાર ભર-પુન્ય.
જનમ હો મરણ હો—શા કાંઇક ઘર લગન, અગર હો ગમી યા ભલે હો સગન.
વધાઇ હો લડાઇ હો—કાઇક ઘર પાસ, પ્રભાત ત્હારી આમદની-રાહ
જોશું ખાસ-પુન્ય.

## સ્વસ્ત મન ભરૂં હું મારા હરિમાં—જીલ્લો ઝીંઝોટી.

મન-તન-ધન, હર નિવેદન કરૂં, તુજની હમ પર-રહેમ નજરની-
પાર અપાર સીમાજ નહિ, હરિ હરિ, કરી કરી,—સ્વસ્થ કરૂ—મન
નિર્મુળે ભ્રમણા-સ્થંભ રચાયા, જગ સમ, ચિત્ત ભ્રમ, જગે જગ જી
હરદમ, ભરીદમ, પળ પળ ગણુ ગણુ, હરિ-સંચેતંન-મન માહી સોચન
ઇષ-મિત-ચિત્ત—પ્રિત, હૈડું હરખાય—મળમળ થાયે—(મન, તન,)

## તાલીબની તફસીલ—ધાની.

સર્જનહાર! ઓ તારણહાર! તાહારી ગુલશનોની ખુશબો હરબાર,
રહેમી કીરતાર-સત્યના દવાર-તાહારી મહીમાઓની હારો પેહાર-સર્જનહાર.
ભારી ભવ્યનો ભ્રમી ભરથાર, પળક પળક ઝલકદાર.
નીસાર નીસાર આ દેહ સદવાર, ઓ કરીમ! ઓ રહીમ!
ન્યારો ન્યારો તારો સદગુણ શૃંગાર, શૃંગાર શૃંગાર અપાર—સર્જન.

## માબાપની હાય—કદિ ના જાયે—કેદારો.

ન લેજો-કદી હાય-માબાપની! ન મીટસે નિશાન તેમના શ્રાપની!—ન લેજો
ભિતરમાં દાખલ થઇ-જીગરને ચીરસે. ન મળશે-કસી ભાલ તે કાપની-ન લેજો.
બળતાના બળથી-તે બળતી બળે. ન બુજશે અગન તે સીહાં કાપની-ન લેજો.
ન સુલની શરૂઆતની ભાલ થશે. નહિ મળશે માપ-તે બુરાં તાપની-ન લેજો.
જવાળાની અગ્નિ તો લાગે પળકભર. પણ ચાલુ જલન-એ સીહાં
પાપની-ન લેજો.

## જ્ઞાનનો ગુણાકાર—માંડ.

જ્ઞાને ગુજારો, ભવ તમારો-જીવ ગુણે ભરો.
મહારાજ ના સ્તુતિ સ્થાને-નિત્ય તમ ફરો-જ્ઞાને ગુજારો 1.
મીઠો મસ-રસ કસ ભર્યો—પ્યાલો એ ખરો.
પળ પળ ડરો-હર દમ ભરો—રંગીલો રંગ રચો,
રંગ રચાવી—નાથનો-નાદ મંદિરે ભરો—
મહારાજ ના સ્તુતિ સ્થાને—નિત્ય તમ ફરો—જ્ઞાને ગુજારો 2.
વિશાળ કુંડ—ન અવનિમાં—જ્ઞાન જેવું જાણ.
ધન માલ-લુટાઇ રહે—પણ રહેશે જ્ઞાન નીદાન.
ચેતી ચોકી—લે મનુવા—હરનો ડર ખરો—
મહારાજ ના સ્તુતિ સ્થાને—નિત્ય તમ ફરો—જ્ઞાને ગુજારો 3.

---

## કાલનો વિચાર ધર!—કાફી હોરી

કાળનો સોચ વિચાર—મનવા—ભાગ્ય પ્રતાપે ભલે તું ફરહર—કાળનો.
સુખ સંપતમાં ડોલે તું આજે—કાલેબી મલકાયે.
તોએ પરમ તણું--સખી ભાણુ ધરી લે—કાળનો
જગ રગ—જગ—ડગથી—ડગી પગ તાહારો—થારો રહી ઝંઝટથી—
માયા તણું—મહા કુંડળ ઠાલી—ખાલી ઉઠાવે શા કાજે
કહિ તુને કામ—ન આવે—કાળનો.

---

## તારીફ ખોદાયા—કલ્યાણ.

પાક પરવરદેગાર તુંને—નમન હું કરૂં.
નમન કરૂ—જતન ભરૂ--મગન મને ફરૂં—પાક પરવરદેગાર.
હમો આભારી—રહી દીન રાતે—સઉ સુખ સાથે—રૂડી વાતે.
તુંજ સરદારી—રહી જગ સારી-તુંજ કિરતારી—ચલગત ન્યારી
દાનવ ખરે-ખરો-દાનવ ખરે-ખરો—દુ:ખી દર્દીની આફતો-ટાળીને જયાફતો-આપી ખરે.
જળચર તુંજથી જીવન ધરે—કંકર કણી પણ તુંજથી ઠરે
જ્ઞાન શાનનો દાતા તું—હરદમ અમને ઉગારે—
નમન કરૂ—જતન ભરૂ--મગન મને ફરૂં—પાક પરવરદેગાર.

## ભજી લે ભગવતને—પીલુ.

ભજી લ્યો રે ભગવાન. દો દીનકે, આપ બદે મહેમાન—ભજી
બીસલે શબનમ—જાન હુએ તુંમારી. પુરા ન કુચ્છ અરમાન—દો દીનકે.
ખાકકા પુતલા—કીચ પડા હુએ. રહેગા ન કુચ્છભી દમામ—દો દીનકે.
દુનીઆમે કોઇ સંગી—ન—સાથી. નાહક કયું—એ ગુમાન—દો દીનકે
માલ મલાલકા—કયું કર્જ ઉઠાએ. રખ લે યાદ રહેમાન—દો દીનકે.

---

## ધર્મનો મર્મ—જીલ્લો

કહો ધર્મ શાને! શા માટે તે ઠર્યો. અચળ સુખ ઇનસાનને દેવામાં ચર્યો-કહો
ઘડીને પળે પળ અરે! દુઃખી કાજે. સહાયતા મંડળે હીતાર્થે ગ્રાહ્યો-કહો
પરીવાર પરીશ્રમ સેવટ નિશાણી. સચાઇની ઢાલ તણી હીમ્મતે ભર્યો-કહો
કમર તંગ કસીરે—દલીદ્રતા દફન થાઓ-દિલસોજ સેવાની ઉર્મીમા ધર્યો-કહો
મદદ રે મદદ મા રહો હમ શરીકો—શુરાફૂતનો રૂડો તરીકો તે પર્યો--કહો
કુલીન દાન દેવામા મોટાઇ ધરે છે. કર્મના ભોગે પલ્લો એ સર્યો--કહો
બડાઇની તુંબાહ શું! ભીન્નતમાં મજાહ છે. કલામ "રાસ્ત અહુરે"--
અશોઈમાંજ વર્યો-કહો

---

## સુખિયારો સમય—ઝીંઝોટી જીલ્લો.

બહેની આવો! આવો! ચાલો સાથે ગાવો સમીસાંજનો સુંદરીયો સાજ—
થયો સખી સાંજનો સુંદરીયો સાજ—પહેલા પ્રભુતણી લીએ યાદ—
સમી સાંજનો સુંદરીઓ સાજ—બેહેની.
ગગન મગનપર તારા ચમકીયા,—કાળા સુરમામાં ડોળા દિપકયા,
દિવસ ભરાયો ખુશી સાથે લાયો—સમી સાંજનો સુંદરીઓ સાજ—બેહેની.
ભુખ્યાને આનંદી પ્રસાદ જમાડી—રમાડી રીજાવી કર હાલ
દાલ ભાતે, હાથે જાતે, હર્ષ આયા કેવા વાતે વાત—બેહેની.
ઉધ્યોગમાં આનંદી દિવસ ગુજારી—થઇ ચાંદાની રળીઆમણી રાત
બહેની મ્હારી ચિંતા ટાળી—સુખી સુખીયારી ગુજરીએ રાત—બેહેની.

## માતા તું જગની દાતા—કલ્યાણ.

બળી આ જીંદગી "મા" વિનાની તે વણુ છું દુઃખીઆરી રે,
બચ્ચા ઝુવે—માળામાં પાડે—"માં,"વિના ચિંચિંઆરી રે—બળી
ભુખે પેટ—તુટે વસ્ત્ર સુવે "મા"—હોય જેને પ્યારી રે
માતા—જેવા મોંઢા મેવા—જેથી મળે સુખ ભારી રે—બળી
ગમના ગારમાં—ભયના ભારમાં જણુ એવી દુઃખીઆરી રે—
સાંભળો સુજન ચેતિ લેઆ—'મા' વિના દુઃખ કારીરે—બળી
શોભા ઘરની "માના ખોલે"—મા—વિના જગ ખાલી રે.
મોભ ઘરનો, મા વન ડોળે—કાપ કાળજે કારીરે—બળી
માત માટે પરિતાપ કરો—તમ અમૃત સમ તે લાગે રે.
માત—વગર રહે ભુંડુ ભાગ્ય—જીંદગી ધુળ અકારી રે—બળી

---

## તરસીયાંને કાં તરસાવો છો, પ્રાણનાથ !—માંડ.

શાને છીપાયા રહયા વ્હાલડા થારા ! તરસી ઉભીછું-માહરા કાહાનુંડા-શાને
ગાગરને શિરથી કાઢી, આંઝરને મેળી છાની; કપાળે ચાંલ્લો કંકુનો કાધો—
મારા વ્હાલડાં—તરસી
સાગરના નીર પીંધા-ભુવનના દર્શ દીધાં. ચર્શને ચીરી ચીર-કીધા માહરા
વ્હાલડાં—તરસી
નેત્રોમા નીરખી લીધા-ચિતમાં ચીની લીધા. હૃદય રસ પીધા લીધા, પ્રેમડા-
થારા—તરસી.
હાથોમા મોતી માળા—બારણા કુલડે છાયાં. વાતને કાગ ડોળે જોશું-માહરા
વ્હાલડાં—તરસી.

---

## પરમાત્માનો પલ્લો પહેરી લે !—જીલ્લો-ઝીંઝોટી લાવણી.

ધરી લે પ્રાણ પતિનો ભાવ—કરીને સતપણનો છંણકાવ,
કુકર્મી તરસે નહિ તુજં નાવ—રહે શીર જગત તણો અભાવ—ધરી લે
મકાઇ તણી વાવણ કરી—ના મોતી મેળવાય;
ધાબું કાળુ કુભાવનું—ના જમના જળ ધોવાય—ધરી લે

વાણી મીઠા મધ સમાન—શોભાવે વિરૂપ.
હુરનાઇમા આડી સુળી—કેમ પેંપુરડી ફુંકાય—ધરી લે
ગગન પસરીઆ આભલા—ગુંઠણુ કાળી હાર
કણુદ બની તે કામળી—જે સુર્યથી વળખાય—ધરી લે
રે માનવ ત્યારે માન તું—પરવરનું પ્રબળ—
પ્રવેશ કર પ્રકાશમા—કે જીંદગી થાય સફળ—ધરી લે

---

## સપુત્રી—અને કપુત્રી—લાવની.

ભલી વનિતા ખરે ભુવનમાં સતવંતો સીંગાર બની
ભુંડી ભાખમાં ભમાઇ રહીતો—કુસંપતણો અંગાર બની—ભલી
રૂડી ભારજા કલેસ કપાવી સુખીયારો સંસાર બની
રે કુભારજા—તજીને લજ્જા વિપતની વંજાર બની—ભલી
જુવો સપુત્રી-આપી અપેક્ષા. જીવ દેવા તૈયાર બની
છળ કુછંદમાં ડૂબી દુહીતાં—કકર્સા અઇઆર બની—ભલી
મધુરી મહીલા રાંક સાંખમા ભાવ ભરી ફુલ વાડ બની
રે કડકની લડે વઢકણી—દયાહીણ દુઃખકાર બની—ભલી
ભલે રૂડી યા હોય ભુંડી—પણ સરજતની શમશેર બની
દુવા ગુજારૂ ભલે જીવોબી--જીંદગી તમ સુખકાર ગણી—ભલી

---

## શાને કરેછે જીવ બરબાદ—પીલુ.

કયુ તોફાન કર રહે હો—એ તન ફાની કે લીયે
વાયદા ખાલી કર રહે હો—હીર્સ હસીરી કે લીયે—કયું
દાવા સારા ભર ચુકે હો—કરીમ કુરબાની કે લીયે
નીચ નીશોમેં દમ ભરે હો—શબે તારીક કે લીયે—કયુ
જુવાનીભર સોંચ ધરી નહિ—કદ્રદાની કે લીયે
ખાક ઉડાકે રો રહે હો—કતરે પાણી કે લીયે—કયુ
છીન લીયો સબ્રો કરાર—બેનસીબી કે લીયે,
પી નહિ-જામ દાદેશાની—જીંદગાની કે લીયે—કયુ

## ભાવિક ભક્તિ—કારી જીલ્લો ઝીંઝોટી.

જપુ નમું કરૂં પ્રિત હૃદય ધરૂં—હરમાં ચિત્ત સમાવું
પ્રેમ રસ વધી-કસી કસી મતિ જીવની જોત વધાવું—જપુ
કાચી કાયાએ માયા રહી સાચી—જો રૂડા વચને નીભાવુ
હરખ હર્ષ દીપક દીપક—સતનો સાર સજાવું—જપું
માત તાતને બહેની સખીનો સુંદર સાથ સાંધુ.
ઉરના જોશે જતન કરીને—ફરી ફરીમન વારૂ—જપું
પુજન ભજન ઉમંગે કઇ લઇ—મુગટ શીર વાળું.
હાર ફુલોના વીણી વણાવી—ઇશ્વર ચરણે જાઉં—જપું
ચંગ મુરદંગ જોરે વજાડી—ગુંબજ ધાંટ ગજાવું.
નોબત સોબતે કુરનુસ ભારી—નાદ કરીને બજાવું—જપું

---

## કુલ જરથોસ્તીઓની દરરોજની માન્યતા—મેરવી.

ઓ દાવર! ગેબી કીરતાર—જરથોસ્તના યાર
તુંજને ચરણે—નમન કાજ. નમીને કિરતન કર્યે આજ—
જરથોસ્તી ફીરકાની રાખે તું લાજ—ઓ દાવર
તુજના પુત્ર આતશના કુંડને—ચંદન પ્રીતે દઇ—
ઇજત "યજદ" દઈ. "ખોરશેદ-માહા" ની તારીફ ગાઇ
સાતે "અમષાસપંદો-મિનોને ગેતીની." જરથોસ્તી ખુબીની સ્તુતિઓ ગાયે
અષોઇ, યશમાં તુ રાખે સદાય—ઓ દાવર.

---

## ઇશના ચિત્તમાં છે ખરી તારી પ્રિત—ભેરવી.

ઇશ તણા હિતમાં છે પ્રીતી કામની નાકામ વાસણુ માંર હે "પ્રીતિ કામની
—ઇશ.

જયે જીવ ઉગારી ભરો-ધર્મ નામની-ધર્મ નામની ઠાલી ઠાઠે સાજ નહિ
પ્રીત કામની—ઇશ.

અમન ચમન ખેળ મોજે પ્રીતિ નામની—પ્રીતિ નામની. રંક અધીક સુખ
માને પ્રીત કામની—ઇશ.

સંત સાધુ જપન કરે—પ્રભુ નામની—પ્રીત નામની સંપ સુખ હોય નહિ
ત્યાં પ્રીતિ કામની—ઇશ.

સેવા રતન જેવી ઠરે-પ્રીત નામની-સત્ય નામની લાહવ ભુવન ભાખી રહીં
પ્રીત નામની—ઇશ.

પ્રભુ ભજન માહી પડી, જે જનો ભજે પ્રેમ પ્રકાશ પામી કરે મૂક્તિ પ્રીતથી-ઇશ.

---

## જગતનો બહાર--દેશ.

જુવો-જગત-દ્વાર-કેવો રહયો બહાર નવરંગી હાર—બસ લચકદાર.

કરે ચમન ચમન—દિલ ગમન—ગમન—જુવો.

કેવો ઝલકદાર—કાઇ પાર અપાર. ગુલઝાર હજાર મહેકાર શુમાર.

બસ કવિ કમાળે જમાળ મલાલ—જુવો.

તન-બદન-બદન બસ ત્હારી જતન. ભરી ભારી રતન—લાગી તુજની અગન.

આવે ખ્યાલ ખુદાવંદ પળક પળક—જુવો.

કેવા ચલક ઝલક રહયા તારા ગગન રહે મગન મગન-થાયે ત્હારા સુગન.

ઓ કવિરાજ—ત્હારી ન્યારી કળા—જુવો.

વૃક્ષ વેળા વાડે, પશુ પંખી હજાર, લીન આદમ જાત થયા લાખો શુમાર
કેમ ભૂલે નાથ!—તારો સબળ હાથ—જુવો

---

## ઠગારો ઠાઠ—કાફી ઝીંઝોટી.

નગરી નવાઈ જેવી હો—તો આંખ તહારી ખોળ!
છેડ નાનુ પાડી જો! તો માહે પોળ પોળ! ૧.

સત સફાઇનાં સાંટા શોધે—સઉતો બોલે બોલ.
ઠોકર ખાઇ દેખે ત્યારે—વાત ગોલ ગોલ—નગરી ૨.

મરણુ તકના સાથી રહીશું—આપે એવા કોલ.
તક મળી કે ફેંકી જશે—એવા સઉના ડોળ—નગરી ૩.

આપવાની તો દયાનત નહિ—પણ રોક જેવું તોળ.
છક્કડ ખાઇ બેસીને તું હાથ તારા ચોલ—નગરી. ૪.

નમ્રતાનો મર્મ લાગે જાણે મીઠો ગોળ.
હળવે રહીને સાંભળી લે! રે બેઇજતના ઢોલ—નગરી. ૫.

બાથે લઇને ઠીંબા તાણે—કહેશે મારા લોલ.
દુબળો હો! કે કુબડો હો! પણ પૈસે તહારૂં મોલ—નગરી. ૬.

## નામે રામ અને કારણે કામ—માંડ.

શીષ ચઢાવી આંખ્યો વીંચી થઇ એમાં શું ભક્તિ ત્હારી.
લાલન પાળનમાં લપટાઈ—પેટ પસારી ખાઈ.
એકલપેટ મોજ મહાલે—છાને રડે છૈયાં બાઇ—એમાં શું.
ધોળે કાળાં કાળે ધોળાં જીંદગી સારી ધોઇ.
વાર વેળાએ જાત્રે યાત્રે કાશી જઇને રોઇ—એમાં શું
યુવાની ભરમે દિલના ફુંજીઓ પાગરનો વિચાર
ધંટી વાગી જમદાજીની રામનામ લીધા બે ચાર—એમાં શું.
માલ ધન જમાવી દઇ બેઠો તું મળકાઇ.
ઠાઠડીમાં કોઈ ધરશે સમજી ના જતો હરખાઇ—એમાં શું.
કીર્ત કીધી તીર્થની તેં જપીને માળા.
કિર્તન કામે ન લાગ્યા—ચતુરાઇ કીધા ચાળા—એમાં શું.
દાન તણી ન વાન લાવે—હિમ્મતની નહિ આણ. રંક તણો તું દાસ
થઇ—બરદાશમાં લક્ષ આણ.
એમાં ટુક ભક્તિ ત્હારી—શીષ ચઢાવી

---

## સતીનુ સતીત્વ—શાનો કહાનડો.

સતિ સ્ત્રી ખરી જે પતિ પત રાખે 'શ્રમ-દમ'' ધરી દુઃખ સંકટ કાપે-સતી.
કામ ક્રોધ ત્યાગી, ધરી મન તીતીક્ષા—શ્રધ્ધા સમાધાને-અમર સુખ ચાખે
—સતી.
માત્રુ પિતા તણો યશ ધરીને, શિષ્ય પ્રાપ્ત દઇ—મગન મન રાખે—સતી
દેવ પુજન પાત્રે, મોક્ષ કરી દહે, પ્રલય કરી યોગ—ગુરૂપદ ભાખે—સતી.

---

## જફા કરશો ના—જીલ્લો જીંઝોતી.

જફા વ જુલ્મસે રાહત કભી આનેકી નહિ
હોનેકી બાત હયે વો તૌરસે ના હોનેકી નહિ—જફા.
કીસીકી જાન, જો આખેર કબ્રમે આ રહી હો।

અગર હૌરાસે કભી બાઝ આ આનેકી નહિ—જફા.
બી ગુનાહો કે અગર આસીહા જો બન ગયે હો !
અસર ઝારીસે ના રહેમતકા કુચ્છ હોનેકી નહિ !—જફા.
ચાહે બુરી વ ભલી તરસ હમમેબી ભરે
જાણુ માલેકસે કભી છુપકી રહેનેક નહિ—જફા
કીસીકા જોરા દૌર—આખેર રહે ચુકાબી નહિ.
પામાલ સમ હો રહે હયે જીસમે ખુદા નામ નહિ—જફા

---

## ખુશાલી ખુદમાંજ છે—જીલ્લો ઝીંઝોટી.

જફા ખુદ હાથોસે,—ફરીયાદ કયાં હએ ? જાણુ, અંજાણ રહે,—ફરીયાદ કયાં હએ ?—જફા

એ ચર્ખે જગમે, હાલા હએ કયું ગરદન, અસિર બનકે પટક રહયા,-કયું સર તન
એહી ગફલત બની ઝંઝીર તુમારી, જલા હએ જાણકે-ફરીયાદ કયા હએ-જફા
એ સીરાયે ખાંનેમે, સોતા હએ કયુ બેફામ નિંદકા, જમા ગળે, હાલા કયુ બેફામ
રહો બિદાર સફળ મંઝીલ તુમારી, જલવા ખુદ હાથોસે-ફરીયાદ કયા હએ-જફા

---

## મીઠી નિંદ્રા—શાકી જોગીઆ.

થાક બહેનની નિંદ્રા માતા—ન જોય કાદવ ને કાંટા
પલંગ સેજ કે ખાટ ન જાણે—ઉંઘે પછી તે જ્યાંત્યાં
કેવી શિતળ તુજની છાયા—નિદ્રા નિર્મળ મોખી માયા—થાક ૧.
ક્રુર કુકર્મી કનાસ ક્રોધી—શોધે મીથ્યા નિંદ્રા
રાત્રી સારી ધપેક જપકે—તફડે સુવાલ છત્રે
સહજ ઝુકે પર નહી ચાખે, મોજ મધુરી નિંદ્રા—થાક. ૨.
કવિ કવેશ્વરપર દુઃખ ભગતને આશ્રમ આપે નિંદ્રા
માત વિનાનું બાળક પણ રોઇ—રોઈ વશ રહે નિંદ્રા.
નિદ્રા યુવાન બનાવે તનને—નિદ્રા નુંતન કરશે મનને—થાક. ૩.
દર્શન તુજના દેવા કીજે ગમતા ગીતડાં ગાંતા
ગાતા ગાતા પળમા પોઢે ઢુંક મળે તુજ બાથે.
ઉંઘમા ગેલ કરીને લોટે—હસી પ્રકટ થઈ રહી હોઠે—થાક. ૪.

## માતા મધુરી—જીલ્લા કાફી.

ઓ મોરી મઇયા—ટરો રહેમ દઇયા—ગળે લગાવોરે મઇયા—ઓ મોરી
મોરી મઇયા—જો ચાહે—જાન વારૂ જાન વારૂ—ના સતાવું
ના સતાવુ—મોરી મઈયા—ના તરસાવુ મોરી મઇયા.
લરજઇયા—તરસઇયા—પસતઇયા—મોરી મઇયા
પ્રેમકી પાલી મએ તો—મેરો પ્રેમ ન બીસરાય રે બીસરાયે કયસે?—ડંખ
પહેલુ સમાયરે
મારો જાન કલપાય—મારો દિલ હરખાયે મોહે કછુ નહિ ભાય
ધીર હાંઅ? કયેસે પાયે--મોરી મઇયા.

---

## જ્યાં મન શાન્ત છે, ત્યાં બન્નામાં હરિનું કાન્ત છે.—
### માંડ. "મા—ચાસે" એ રાહ.

પ્રાણુ સુખોથી જાય છળકાઇ રે મારા મનની શાન્તિની શું વાહ! વાહ! કરૂ
મારા આનંદની લીલાને પ્રભુ સમ ધરૂં—મારા પ્રાણરે ૧.
ભારી તુંજની કાળજી—જોઇ જીવ હરખાય, આથી સૌનો તું ખરે—કહો કેમ
કરી વીસરાય! ૨.
મારા રાજનના દર્શનમાં—નેત્રો દીઠા, પિતા માતની, પ્રીતિમાં પ્રલય દીઠા;
બંધુ બ્હેનીના ભાવમાં ભવ્ય દીઠા, સર્વ સાગરના સ્મરણમા સરળ દીઠા,
મારા અર્ધાંગ મિત્રમા અખંડ દીઠા—મારા પ્રાણુ ૩.

---

## ના કર, તું શરાબની સોબત!—ભેરવી પદ.

ચારો ખુવારી શરાબની છે ભારી—
એ શરાબ! લાવે આજારી, બેજારી, લાચારી આખેર બનાવે-ભિખારી-ચારો ૧
સુનો, શરાબનુ પીનુ ખરાબ છે, નહિ પીધાથી—બીલકુલ સવાબ છે
હર તરાહનું કેફી, હોય પીણું છોડો તમો તે ધિક્કારી—ચારો ૨
રંગ રંગીલો બની રહયો આસ, પાસ તમારી ફરીને
રહેવા નથી હાથ પગો ઠરીને, ખ્યાલ તું એવો લે ચિતારી—ચારો ૩
સોબત શરાબની છે પાયમાલી, મળેછે થોડીજ જલાલી
આખેર એથી ખાના ખરાબી, પીશો તમો તે વિચારી—ચારો ૪

## રંગીલા ઢંગ—ભેરવી.

જુવો જુવો યારો–દોસ્તીનાં ઢંગ–એ રાહા.

ચેતી લેઓ! જગના સૌ ફોકટના ઢંગ-ફાની એ રંગ છે ખાલી એ જંગ–ચેતી ૧.
પવન સમેત જુઓ પતંગ ચઢેછે વેગ વણ બસ રહે બતંગ—
ફાની એ રંગ છે, ખાલી એ જંગ—ચેતી. ૨.
દમ્મર હેમાગે કે સહુ કોઈ માહારા દ્રવ્ય વિના રહે દોસ્તીમાં તંગ—
ફાની એ રંગ છે ખાલી એ જંગ—ચેતી. ૩.
ભાવે ભલાથી દૌર કરી લે કાળ આવરે તું જ ચાલે ન જંગ—
ફાની એ રંગ છે ખાલી એ જંગ—ચેતી. ૪

---

## પ્રભુની પત્રિકા—ભેરવી.

પ્રભુ યાદ વિના ગુજારો-નહિ દીન રાત, ઘડી, પળ-મન તન ધરો લિન–પ્રભુ ૧.
ભક્તિ પુજનમાં–પાવો પ્રભુતા ચાખો સહાય–મળકાય સુખે છતીઆ–રાત ૨.
ચારો દીશાએ જાવો-હરિ હરિઆળી પાવો વાવ તલાવે, હલાવે ભારી
પ્રભા—રાત ૩.
જુવો ચકોરની અઘોરી ફેરી નદી કીનારે સારસની સહેલી
એ સૌ માને હરિ પિછાણે જુવો પપીયુ—"પીયુ" પુકારે—પ્રભુ ૪.
કીડી કંસર, રહી અધીરી—પહાડ શિખરે રહી મધુરી
સહુ કોઇ માનો! સહુ કોઇ જાણો! સિવા પ્રભુ, નવ બને ન બતીઆ–પ્રભુ ૫.
પ્રભુ પત્રિકા વાંચો—વંચાવો, નેકી નિતિમાં નમિ પુંજાવો—પ્રભુ ૬.

---

## જગતપારનો કર વિચાર—ભેરવી.

અરે મન સમજીને માંગે શું કરવા? ભવ ડુબવા યા તરવા!—અરે મન ૧.
શાંતી ભુવના—છે ઉપયોગી તનનો મેલ દૂર કરવા—અરે મન ૨.
નિર્થક તહારો આંટો થશેરે ખાડો ખોદે કાં પડવા—અરે મન ૩.
માયા કાયા કર્યા કરે તુ—માયા રહી સમ મોર
"કુડી કુડી રોય ચરણ પર"—બનશે જગનો મોર—અરે મન ૪.
વિશ્વ પતિના વિષય વીણી લે અંતે ચરણ હરી ધરવા—અરે ૫.
રંગ રાગના ફોક તજીકર—"યોગ" ભોગનો જોગ
ફુલ સમા દિલ કુણુગા કુટસે, ધ્યાન ધણીસે જોડ—અરે ૬.

## વફાઇના વાખા—જોગીઆ આસાવરી ગજલ.

દુન્યામે બર કરારી-કોઇની-રહી નહી—એ રાહ.

દુનિઆઇ હજમે યારો—દિલદારી રહી નહિ
જાન નિસાર ફીદા કરો--વફાઇ રહી નહિ—દુનિઆઇ ૧.
ગુમરાહ રખ ન તું કભી—મિત આખર તક રહે
લે ઔર દેનેકી—સૌદાઇ રહી નહિ—દુનિઆઇ ૨.
ગંજો રંજ ખાલી અગર—પર સનમ ધરે
અદબો આદબકી ભરી રાહદારી રહી નહિ—દુનિઆઇ ૩.
ફલક ઢુંડો-મુલક-ઢુંડો-ઢુંડો સારી ચર્ખે જગ
સિવા ખુદા કીસીસે—આશનાઇ રહી નહિ—દુનિઆઇ ૪.

---

## સંસારની સીડી—ભેરવી.

સંસારમાં પ્રીતિ સમાન-સુખ નહિ ખરે-રૂડી સ્થિતિ જ્યાં જડે
સંસારમાં અપ્રીતિ-માન-દુઃખ નહિ અરે-કુડી રીત જ્યાં મળે—સંસાર.
ફાંસામાં ફસાઇ જેમ જીવડું તરફડે—આખેર પારધી હાથ મરે
અરે લગ્નના કરારમાં છુટકો નહિ જરે—રીબી દીબી જીવ જલે—સંસાર.
સંતાપની સીમા અરે દ્રષ્ટિ નહિ પડે—નિસાસ તુટી દિલ ઠરે
સગા સૌ સુખના બહુ પડખે નહિ ફરે—દુઃખ સામું ઔર ભરે—સંસાર.
સુખવાસી મીઠાશની જે ધારી કુલવાડી—થઇ કંતાલની ઝાડી
રજ માત્ર જે નિર્ખ્યું દુઃખ-ધીમે બની રહી પહાડી-જીમે જોતની નાડી-સંસાર.
પોતીકા પરાણા સમ લાગેરે કઠોર—ચાહુ સોહોર ને બકોર
ચેતી સમજી શાણા હ્યો-આ રીવાજ તણો છે દૌર, ભુલે બનશો
નહિ તમ ચોર—સંસાર.
પ્રેમ તણા જ્યા દૈવત જાગા—સંકટ આપ સૌ રેહેશે આગા
દુઃખે સુખે ચાહવા લાગા ઐકય ચિતમાં ગાવા લાગ્યા—સંસારમાં.

---

## મગરૂબી તારૂં મોત જાણ—ભેરવી.

મગરૂબી તારી છોડી દે—સદા ન નીભે ભાઇ માન, પાન ઠાલી ધામ;
દૌર દમામ, ધુમધામ—સદા.

જ્યાં સુધી તારૂ ધન્ય છે—આવશે કરતાં ભાઇ, પૈસા બધા જતા
રહયા—તને જોઇ જશે ભરાઇ—મગરૂબી.
બેટા બાપની ગરદન કાપે—જાણે ખુની કસાઇ
ભાઇ ભાઇની લાજ ન રાખે—કહો! કયાં રહી સગાઇ—મગરૂબી.
ના કર ગુમાન જુવાની પર—જમે જશે ઘસડાઇ માહારૂ માહારૂ
કરેછે માનવી—મેળે ચાલતો થઈ—મગરૂબી.
ન થયો સંત જે પુરો—તકોબરી વશ થાયે પાછી ઠોકર ખાઇને-
ફરી પ્રભુ દ્વાર જાયે—મગરૂબી.

---

## ઓ મન! તું મોટાઇ મોડ—ભેરવી.

ચેત ભયો અંતરકો—નહિતર હરી જપનેકો વખ્ત ગયો ૧.
આંખ દીયો સચ તોલ તોલનકો કાન દીયો હરી ગુણ સુનનેકો.
મુહ દીયો તુંજ હરી ભજનેકો નાખ દીયો સુસ્વાસ ભરનેકો—ચેત ભયો ૨.
આજુ સાફ પર હાથ ધરીલે—પરીતાપ છીનાવા કદમ ભરીલે
જલીલ જીગરકો સાદ કરી લે—અયેશો શ્રમ કર તનકો—નહિ તર ૩.
માન પાન તુજ ચિત ભમરાવે, ખાન માંસ તનકા બદલાવે
દાન કરમકા મોળ બધાવે—ગુપ્ત ખ્યાલ કર મનકો—નહિ તર ૪.

---

## ભક્તિમાં શક્તિ—મજી જમ હવસકી આંસરી—એ રાહા.

ઉજી દિલ દાજ નિજ ભક્તિની મનડું દમ દમ, મથન કરે, તુપ્ત કરવા
ભક્તિની—ઉજી ૧.
પકડ તે કદિ કુબુદ ધરશે નહિ મરડી મોહને કચડી ધરશે-તરસ
ભક્તિની—ઉજી ૨.
ગુણીયન તે નર નારી ખરે ભાન ભુંડાઇનુ ભુલી ધરાવે-શક્તિ ભક્તિની—ઉજી ૩.
સરસ તે સિવા કદિ ના લેખે સ્વરૂપ સજાવે સાચી માયે-ભગવત
ભક્તિની—ઉજી ૪.
અડગ રહે ધરતી ભેલ ધ્રુજે નાવ દહેનો પાર તરાવે, સરજત ભક્તિની—ઉજી ૫.



આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન
પ્રીંટીંગ વર્કસ, નં૦ ૪૧H, લાલબાગ, પરેલ, મુંબઇ મધે
રૂસ્તમજી ડોસાભાઇ શરાફે છાપ્યું છે,

અને

હોરમસજી સોરાબજી મીસ્ત્રીએ, મીસ્ત્રી બીલ્ડીંગ, ખેતવાડી ખંબાતા
લેન, મુંબઇ, મધેથી પ્રગટ કર્યું છે.

